# મધુ-માલતી.

અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !

---

## ભાગ ૨ જો.

---

[ સચિત્ર સામાજિક નવલકથા. ]

---

લેખક,

વ્રજલાલ જાદવજી ઠક્કર,

તંત્રી ' લુહાણા-બંધુ '—અમદાવાદ.

---

પ્રકાશક,

કચરાભાઇ વનમાળી પટેલ,

બુકસેલર અને પબ્લીશર,

મ્હોટી હમામ અમદાવાદ.

---

પ્રથમાવૃત્તિ. વિક્રમાબ્દ ૧૯૭૫.

પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.

મૂલ્ય રૂ. ૧-૮-૦.

PRINTED AT THE 'DIAMOND JUBILEE" PRINTING PRESS, SALAPOS ROAD, AHMEDABAD,
BY DEVIDAS CHHAGANLAL PARIKH.

भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥

અર્થાત્ સ્ત્રીઓને દેવ સ્વામી છે, ગુરુ સ્વામી છે, ધર્મ, તીર્થ, અને વ્રત પણ સ્વામી જ છે; માટે સતી સ્ત્રીઓએ સર્વની ઇચ્છાનો ત્યાગ કરી કેવળ સ્વામીનું જ સેવન કરવું.

# બે બોલ.

આ નવલકથા સંબંધી પ્રસ્તાવનામાં મ્હારે જે કાંઇ લખવા જેવું હતું તે હું લખી ચુકયો છું તેથી અત્રે એ વિષયનો પુનરુલ્લેખ કરવાની જરૂર રહેતી નથી. આ નવલકથાના પ્રથમ ભાગની પ્રથમાવૃત્તિની સઘળી નકલો માત્ર આઠ માસ જેટલા ટૂંક સમયમાં ખપી જવાથી તેની દ્વિતીયાવૃત્તિ અલ્પકાળમાં પ્રસિદ્ધ થનાર છે અને જો પ્રથમ ભાગની માફક આ દ્વિતીય ભાગ પણ ગુર્જર વાંચકોને પસંદ પડશે તો લેખક પોતાના શ્રમની સાર્થકતા થયેલી સમજશે.

આ દ્વિતીય ભાગમાં પણ કેટલાંક પ્રાસંગિક ચિત્રો મૂકવામાં આવ્યાં છે તથા આ નવલકથાના હવે પછી જે ભાગ પ્રકટ થશે તેમાં પણ ચિત્રો મૂકવામાં આવશે જ.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ નવલકથાના દ્વિતીય ભાગનું લેખનકાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થયું છે એ પિતાનો આભાર માની વિરમું છું.

લેખક.

# વિષયાનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ટ. |
| --- | --- | --- |

# સંસારદર્શન.

**संसार तव निःसार पदवी न दवीयसी ।**
**अन्तरा दुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणाः ॥**

હે સારશૂન્ય સંસાર! જો હ્હારી અંદર ઘણી મુશ્કેલેથી તરી શકાય એવી તથા જેમનાં મદભરેલાં લોચન છે એવી જો સ્ત્રીઓ ન હોત તો હ્હારો માર્ગ ઘણો દૂર-વિકટ ન ગણાત.

**संसारविषवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ।**
**काव्यामृतरसास्वाद आलापः सज्जनैः सह ॥**

સંસારરૂપી વિષવૃક્ષનાં અમૃત જેવાં બે ફળ છે; એક કાવ્યરૂપ અમૃત અને બીજું સજ્જનો સાથેનો આલાપ.

**दुःखाङ्गारकतीव्रः संसारोऽयं महानसो गहनः ।**
**इह विषयामृतलालस मानसमार्जार मा निपत ॥**

આ સંસાર દુઃખરૂપ અંગારાથી તીવ્ર એવું એક ગહન રંધનગૃહ છે; તેથી વિષયરૂપી અમૃતની ઇચ્છાવાળા હે મનરૂપ બિલાડા! તેમાં તું પડીશ નહિ. ( અર્થાત હે મન ! તું વિષયથી ભરપૂર સંસારમાં પડીશ નહિ.

**अयमविचारितचारुतया संसारो भाति रमणीयः ।**
**अत्र पुनः परमार्थदृशा न किमपि सारमणीयः ॥**

આ સંસાર, તેના સૌન્દર્યનો વિચાર કર્યા સિવાય જ સુંદર દેખાય છે; કિન્તુ પરમાર્થ (વાસ્તવિક) દૃષ્ટિથી જોતાં તેમાં સહજ પણ સાર નથી.

## શા. રા. વ્રજલાલ જાદવજી ઠક્કરે લખેલી અને સંપાદિત કરેલી નવલકથાઓ તથા અન્યાન્ય ગ્રંથો.

| નામ (સામાજિક નવલકથાઓ.) | મૂલ્ય. |
|---|---|
| × પ્રેમની પ્રતિજ્ઞા ... ... | ... ૦–૩–૦ |
| × નિર્ભાગી કુસુમ:... ... | ... ૦–૪–૦ |
| § સમાજ અથવા સુધાહાસિનીનું અનુસંધાન | ... ૧–૦–૦ |
| બંસરીબાલા ( સચિત્ર ) ... | ... ૨–૦–૦ |
| મધુ–માલતી ( સચિત્ર ) ભાગ ૧–૨ | ... ૩–૦–૦ |
| § ભાગ્યદેવીની ભયંકરતા ! ( સચિત્ર ) | ... ૧–૪–૦ |
| સંસાર કે નરકાગાર ? ... | ... ૧–૪–૦ |
| સ્વર્ગમાં શયતાન!... ... | ... ૧–૪–૦ |
| પિશાચિની કે પ્રેમદા ? ... | ... ૧–૮–૦ |
| કંગાલ કેદી અથવા સ્નેહબંધન ભાગ ૧–૨ (સચિત્ર) | ૩-૧૨-૦ |
| દગાબાજ દુનિયા ( સચિત્ર ) ... | ... ૧–૮–૦ |
| અંગના કે દેવાંગના ? ... | ... ૧-૧૨-૦ |
| § મિલન–મંદિર ( સચિત્ર ) ... | ... ૨–૦–૦ |
| § સરોજસુંદરી અથવા સુધરેલો જમાનો | ... ૧–૮–૦ |
| × નવીન સંન્યાસી ... ... | ... ૦–૮–૦ |

### ( ઐતિહાસિક નવલકથાઓ. )

| | |
|---|---|
| § રણઘેલા રજપૂતો ભાગ ૧ લો (સચિત્ર ત્રીજી આવૃત્તિ.) | ૨–૦–૦ |
| § ,, ,, ૨ જો (સચિત્ર બીજી આવૃત્તિ.) | ૨–૦–૦ |
| ચિત્તોડપર ચ્હડાઈ ... | ... ૧–૦–૦ |
| § રાજનન્દિની અથવા હૃદયત્રિપુટી ... | ... ૧–૪–૦ |

§ રાજનૈતિક ષડ્‌યંત્ર અથવા મરૂભૂમિની મોહિની ... ૧–૪–૦
લાવણ્યમયી અને પ્રચંડ જ્વાળામુખી ... ૨–૦–૦
§ અકબર રાજરહસ્ય ભાગ ૧–૨ (બીજી આવૃત્તિ.) ... ૩–૪–૦
ગુલશાના ... ... ... ૧–૦–૦
મનોહારિણી માયા ... ... ૧–૪–૦
વાર્ત્તાવિહાર ... ... ... ૦-૧૨-૦

## (અદ્‌ભુત તેમજ ડિટેક્ટિવ નવલકથાઓ.)

ચુડેલનો ચમત્કાર! (સચિત્ર.) ... ... ૨–૦–૦
મૃગલોચની અથવા માયા પ્રાબલ્ય ભાગ ૧ થી ૮ ... ૧૪-૦-૦
§ વનવાસિની ... ... ... ૧–૪–૦

## (અન્યાન્ય ગ્રંથો.)

રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર ... ... ૩–૦–૦
§ કુલભૂષણ મહિલા... ... ... ૧–૦–૦
નારી મહિમા નિરૂપણ (છપાય છે.) ... ૨–૦–૦

§ × ટૂંકી વાર્ત્તાઓ ભાગ ૨ જો
§ × મહાન્ અલેકઝાંડર
§ × જગવિખ્યાત પુરુષો ભાગ ૨ જો
} શ્રી સસ્તુંસાહિત્યદ્વારા પ્રકાશિત

☞ મળવાનું ઠેકાણું:–બુકસેલર–કચરાભાઇ વનમાળીદાસ.
ઠે. મોટી હમામ—અમદાવાદ.

× આ ચિહ્નવાળાં પુસ્તકો હાલ મળતાં નથી.

§ આ ચિહ્નવાળાં પુસ્તકો રાખવાની વડોદરા રાજ્યની લાયબ્રેરીઓને સ્ટેટ લાયબ્રેરીના સેક્રેટરી સા૦ તરફથી ભલામણ થયેલી છે.

ॐ तत्सत्परमात्मने नमः ।

# મધુ-માલતી

અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

#### કૃષ્ણલાલનું કારસ્થાન.

" મદ મદિરા ને મદન થકી મારેલ અધીરા,
જરાસિંધના તેમ કાલ ઉડશે ચીરા;
ધર્મ તણો જય થશે હશે જો ઇશ્વર જગમાં,
સદા રહેશે જારિ વારિ તુજ નારી-દ્રગમાં. "

—અમરસત્ર.

આ વિશ્વસંસારમાં જેવી રીતે પુણ્યવાન્, ધાર્મિક અને પરોપકારી મનુષ્યોનો નિવાસ છે તેવી જ રીતે દુરાચારી, પાપપરાયણ અધર્મી મનુષ્યો પણ સર્વત્ર વાસ કરીને રહેલા હોય છે. દીપકની પાછળ જે પ્રમાણે અંધકારનું અસ્તિત્વ હોય છે,

દિવસ પછી રજનીનું અસ્તિત્વ હોય છે તેવીજ રીતે સદાચારી મનુ-ષ્યોની સાથેજ દુરાચારી મનુષ્યો આ વિશ્વસંસારમાં સર્વત્ર જોવામાં આવે છે. જો એમ ન હોત તો સારા નરસાં મનુષ્યોની તુલના કરવાનું કાર્ય મહામુશ્કેલી ભર્યું થઇ પડત. અગ્નિથી જેવી રીતે સુવર્ણની કસોટી થાય છે તેવી જ રીતે અધર્મના અત્યાચારથી ધર્મની કસોટી થાય છે.

મોહમયી મુંબાઇ નગરીમાં નિવાસ કરતા, બદમાશ શરીફો કિંવા સાક્ષાત માનવદેહધારી શયતાનોની સંખ્યા પણ કાંઇ ઓછી નથી. તેઓ ગમે એવું અધર્મી કાર્ય કરતાં સહજ પણ સંકોચાતા કે શર-માતા નથી. મનુષ્યજીવનનું સાર્થક તેઓ વિલાસવિભવ ભોગવવામાં તથા લાડી વાડીને ગાડીમાં ગુલતાન રહેવામાં જ સમજે છે. પરલોકનો કિંવા અધર્મના પ્રાણહારક પરિણામનો તેમને લેશ પણ ભય હોતો નથી. કોઇ પણ પ્રકારે તેઓ પોતાની પશુવૃત્તિ સંતોષવાના જ પ્રય-ત્નોમાં રચ્યા પચ્યા રહે છે. તેમને જ્ઞાન હોતું નથી કેઃ—

**कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।**
**तथाऽपि सुधिया भाव्यं सुविचार्यैव कुर्वता ॥**

અર્થાત્ માણસને આ જગત્માં તેના કર્મ પ્રમાણે ફળ મળે છે, તથા તેની બુદ્ધિ પણ તેણે કરેલાં કર્મોને અનુસરતી હોય છે; છતાં સમજુ માણસોએ વિચાર કરીને કાર્ય કરવું જોઇએ.

કૃષ્ણલાલ પણ મુંબઇમાં નિવાસ કરતો હોઇ તે એક શરીફ બદ-માશ અને પાપના અવતારરૂપ હતો. કૃષ્ણલાલના પિતા સવાઇલાલ એક ધનાઢ્ય ગૃહસ્થ હોઇ તેમની આર્થિક સ્થિતિ ઘણી સારી હતી. તેમની મુંબાઇમાં જ બે ફેન્સી કાપડની દુકાનો હોઇ એ દુકાનોની આ-વક પુષ્કળ હતી. સવાઇલાલે પોતાના આ વ્યવસાયમાં એટલી બધી પ્રતિષ્ઠા મેળવી હતી કે, દશ વર્ષ જેટલા કાલાવધિમાં તેમની સ્થાવર

અને જંગમ મિલકત લગભગ ત્રણ કરોડની થઇ હતી. ઘેર નોકર, ચાકર, ગાડીઘોડા, મૉટર વગેરે કોઇ પણ વસ્તુનો અભાવ નહોતો. તેમની ધર્મનિષ્ઠા પણ પ્રબળ હતી. જે માણસો સવાઇલાલના પરિચિત હતા તેમના મુખમાંથી વારંવાર એવાં જ વચનો સાંભળવામાં આવતાં કે, ધર્મનિષ્ઠાને લીધે જ સવાઇલાલનો સૌભાગ્યસૂર્ય દિનપ્રતિદિન વિશેષ પ્રકાશમય થતો હતો. સવાઇલાલની આર્થિક તેમજ શારીરિક સ્થિતિ આવી સંતોષજનક હોવા છતાં એક વાતનું તેમના મનમાં ઘણું દુઃખ રહેતું હતું. એ દુઃખ સંતાનવિષયક હતું. તેમની ઉમ્મર લગભગ પચાસેક વર્ષની હોવા છતાં હજી સુધી એક પણ સંતાનનું સુખ જોવા તેઓ ભાગ્યશાળી થયા નહોતા. તેમની પત્ની દેવકુમારી પોતાના નામ પ્રમાણે દેવીસ્વરૂપિણી જ હતી. આ વિશ્વસંસારનો એવો એક નિયમજ છે કે, સંતાન માટે પિતા કરતાં માતાને વિશેષ કષ્ટ થાય છે. આ સ્થળે પણ વસ્તુસ્થિતિ એવી હોવા છતાં અર્થાત્ આ નિયમ દેવકુમારી માટે પણ લાગૂ પડતો હોવા છતાં પતિને વિશેષ કષ્ટ ન થાય એટલા માટે તે પોતાનું દુઃખ પતિ સમક્ષ કદાપિ પ્રદર્શિત કરતી નહિ. આ પ્રસંગે દેવકુમારીનું વય ત્રીસ વર્ષનું હતું.

પતિપત્નીની આવી સ્થિતિમાં કૃષ્ણલાલનો જન્મ થયો. માતા પિતાના હર્ષનો પાર રહ્યો નહિ. પુત્રોત્પત્તિ પ્રસંગે અનેક અનાથ મનુષ્યોને સંતોષવામાં આવ્યાં, કેટલીક સારી જનહિતકારિણી સંસ્થાઓને આનન્દ નિમિત્ત સારી રકમો ભેટ આપવામાં આવી; છતાં ઇશ્વરનો સંકેત જુદા જ પ્રકારનો હતો. જે આશા મનુષ્યને પ્રથમ આનન્દકારિણી લાગે છે, જે આશાની સફળતામાં પ્રથમ તે પોતાના જીવનની સાર્થકતા સમજે છે તેજ આશાની સફળતાથી તેને જ્યારે દુઃખની જ પ્રાપ્તિ થાય છે ત્યારે આ માયાવી મૃત્યુલોક માટે તેના મનમાં

તિરસ્કારવૃત્તિ અને વિરાગભાવના ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી. જો વિચિત્ર લલાટલિપિને ઉકેલવાની શક્તિ મનુષ્યજાતિમાં હોત તો વિશ્વસંસારમાં દુઃખનું અસ્તિત્વ રહેત નહિ તથા આશાનું પણ સ્થાન રહેત નહિ; છતાં એ શક્તિ મનુષ્યમાં નહિ હોવાથી જ પ્રત્યેક મનુષ્ય વિવિધ પ્રકારની સંભવિત અને અસંભવિત આશાઓને પોતાના અંતરમાં સ્થાન આપી હવાઇ કિલ્લાઓ બાંધે છે. એટલા માટે જ સ્વર્ગસ્થ પ્રેમિક કલાપી લખે છે કેઃ—

“ રે ભોળી જલઝૂલતી કમલિનિ ! કાં ભૂલ વ્હાલી સખી !
જોઇ પૂર્વ દિશામુખે પ્રસરતી લાલાશ આ ઉજળી ?
આશા વ્યર્થ ધરે રવિસુકરની સંધ્યા સમે, બાપલા !
એ તો હિમપતિ શશી નિકળશે, ના ના પતિ, હે હલા !
આ પોચું દિલ તું સમું સુમન છે, તેણે ગૃહી આશ'તીઃ—
જાણ્યું સૂર્ય થઇ પ્રફુલ્લ કરશે પ્રેમી તણી પ્રીતડીઃ
ના તે તે નિકળી હતી શશી સમી, હિમે હણ્યું કાળજુંઃ
જૂઠી આશ દઝાડતી સુમનને, ભૂલે ન તે ઝાલ તું ! ”

આવી રીતે સવાઇલાલ અને દેવકુમારીની આશા સફળ તો થઇ; પરંતુ કૃષ્ણલાલના ભવિષ્યના ચિત્ર ચારિત્ર્યનું જ્યારે તેમણે દર્શન કર્યું ત્યારે એ આશા તેમને માટે દુઃખનું કારણ થઇ પડી.

કાળને પસાર થતાં વિલંબ લાગતો નથી. ધીમે ધીમે કૃષ્ણલાલ વીશ વર્ષનો નવયુવક થઇ ગયો; છતાં શ્રીમંતોનાં સંતાનોમાં મુખ્યત્વે કરીને જે દોષો હોય છે એ સઘળા દોષો કૃષ્ણલાલનામાં હતા. વિદ્યાલયમાંથી તેને ખરાબ સોબત લાગી હતી. વળી માતાપિતાનો લાડકવાયો પુત્ર હોવાથી તે સહેલાઇથી સ્વચ્છંદાચારી થયો હતો. પ્રથમ સવાઇલાલ એમ વિચારતા હતા કે, બાલ્યાવસ્થામાં બાળકોને સારા

ખોટાની સમજ નહિ હોવાથી તેઓ ગમે એમ વર્તે એ સ્વાભાવિક છે; જેમ જેમ ઉમ્મર મ્હોટી થશે તેમ તેમ અક્કલ આવશે; પરંતુ એમનો આ વિચાર સફળ થયો નહિ. કૃષ્ણલાલ જેમ જેમ મ્હોટો થવા લાગ્યો તેમ તેમ તે વિશેષ સ્વચ્છંદાચારી થતો ગયો. પ્રત્યેક શનિવારે તે નાટકમાં બે ચાર પારકે પૈસે પરમાનંદ કરનાર મિત્રોને સાથે લઇને જતો હતો. અંગ્રેજી ત્રણ ચોપડી ભણુતા સુધી વિદ્યાલયમાં રહી પછી તેણે વિદ્યાલયનો પણ ત્યાગ કર્યો. બેન્ડ સ્ટૅન્ડ, પાલવા, ચોપાટી વગેરે સ્થળોએ ફરવા ગયા સિવાય ભાઇ સાહેબને ચેન જ પડતું નહિ. ક્વચિત્ ક્વચિત્ એના દુષ્ટ મિત્રો એને ગિરગામ, ગાયવાડી, વ્હાઇટ-લેન, કૉર્નર ઑફ ગ્રાન્ટરોડ વગેરે સ્થળોએ વારવિલાસિની અધર્માચારિણી સુંદરીઓ પાસે પણ લઇ જતા હતા, તથા છેવટે આવી અધમ સંગતિથી કૃષ્ણલાલ છાંટો પાણી લેતાં પણ શીખ્યો હતો.

પુત્રની આવી અધોગતિ થતી હોવાથી સવાઇલાલને તથા દેવકુમારીને એ માટે ઘણો ખેદ થતો હતો. તેમના ઉપદેશનું પણ કૃષ્ણલાલપર કાંઇ સારું પરિણામ આવતું નહોતું, તેથી પતિપત્નીએ પુત્રને સંસારબંધનની બેડીમાં નાખી તેની મતિગતિને સુધારવાનો વિચાર કર્યો.

એક સદ્‌ગુણી તેમજ સ્વરૂપવતી ગૃહસ્થકન્યા સાથે કૃષ્ણલાલનો વિવાહસંબંધ થયેલો હતો; પરંતુ લગ્નવિધિ હજી સુધી થયેલી નહોતી. સવાઇલાલે યથા સમયે ઘણી જ ધામધૂમથી પુત્રનું લગ્ન કરી નાખ્યું, અને પોતાના સંસારમાં એક નવીન વ્યક્તિનો વધારો કર્યો.

નવવધૂ સરયુની ઉમ્મર આ પ્રસંગે ચૌદ વર્ષની હતી. તેણે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનું જ્ઞાન મેળવ્યું હતું. એ જ્ઞાનનો તે ધર્મવિષયક ગ્રંથો વાચવામાં ઉપયોગ કરતી હતી. આદર્શ સતી ચરિત્રોની કથા તેણે મુખસ્થ જ કરી લીધી હતી એમ કહેવામાં આવે તો એમાં

અતિશયોક્તિ જેવું કાંઇ જ નથી. એ સિવાય ગૃહકાર્યમાં પણ તે હોશિયાર હતી.

કૃષ્ણુલાલનું લગ્ન કરી નાખવામાં આવ્યું; છતાં તેની પ્રથમની રીતભાતમાં સહજ પણ સુધારો થયો નહિ. એ સમય દરમ્યાન અર્થાત્ એનું લગ્ન થયા પછી છ માસે સવાઇલાલ અને તેમની સહધર્મિણી દેવકુમારીએ પ્લેગના પ્રબળ રોગનો ભોગ થઇ પડી પોતાની જીવનલીલા સંપૂર્ણ કરી, તથા કૃષ્ણુલાલ પોતાના પિતાની સઘળી સ્થાવર તેમજ જંગમ મિલકતનો માલિક થયો.

જે સ્થળે યુવાવસ્થા, સંપત્તિ, અધિકાર અને અવિવેકનો યોગ થયેલો હોય છે ત્યાં નીતિ કિંવા ધર્મ ભાગ્યે જ જોવામાં આવે છે. યુવાવસ્થા, સંપત્તિ, અધિકાર તથા અવિવેક એ પ્રત્યેક અનર્થનું જ મૂળ છે ત્યારે પછી જ્યાં એ ચારેનો યોગ થયો હોય ત્યાં કેવું ભીષણુ પરિણામ આવે એ સહેલાઇથી સમજી શકાય તેમ છે. કૃષ્ણુલાલને માટે પણ આમ જ બન્યું. હવે તેને કોઇનો ભય રહ્યો નથી. તેના ખુશામદીઆ સ્વાર્થસાધુ સ્નેહીઓની સંખ્યા પણ વધી ગઇ. ગાન-તાન, સુરાપાન, ખાનપાન વગેરેમાં પાણીની માફક મુક્તહસ્તે પૈસા ખરચાવા લાગ્યા. ધંધા તરફ ધ્યાન નહિ હોવાથી વ્યાપારની પણ અધોગતિ થવા લાગી. નોકરો જેમ ફાવે તેમ લૂંટ કરવા લાગ્યા, નફાને બદલે ખોટનું દર્શન થવા માંડયું; છતાં વિલાસવ્યસનમાં મસ્ત બનેલા કૃષ્ણુલાલની આંખો ઉઘડી નહિ.

સરયુ બાળિકા હતી. કૃષ્ણુલાલનો તેના મનમાં ઘણો ભય હતો. તે જો તેને એકાદ શબ્દ કહેવા જતી તો નરાધમ કૃષ્ણુલાલ તેને પ્રહાર કરતો હતો. ધીમે ધીમે તેના આવા પશુના જેવા આચાર વ્યવહારની તેના શ્વસુરને માહિતી થઇ અને તેથી તેમણે પોતાની

કન્યાને પોતાને ત્યાં તેડાવી લીધી અને કૃષ્ણલાલને મન આ પ્રકારથી 'ભલું થયું ભાગી જંજાળ' જેવું થયું.

બીજું પણ એક વર્ષ આવી રીતે પસાર થયું. એવામાં અભાગિની સરયુ પણ જ્વરવિકાર ભોગવી પરલોકવાસિની થઇ.

દ્રવ્યને મેળવવા માટે જેટલો શ્રમ કરવો પડે છે તેટલો તેને ખરચવા માટે કરવો પડતો નથી. જે દ્રવ્ય આખી જીંદગી સુધી શ્રમ કરી, અનેક પ્રકારનાં દુઃખ વેઠી પ્રાપ્ત કર્યું હોય છે તે ખરચવા બેસતાં એક ક્ષણ માત્રમાં જ ખરચી શકાય છે. સવાઇલાલે મહાકષ્ટે જે દ્રવ્ય સંપાદન કર્યું હતું તેમાંનું ઘણું ખરું તેમના કુળદીપક પુત્રે એક વર્ષ જેટલા ટુંક સમયમાં જ વિલાસવ્યસનમાં ખરચી નાખ્યું. ધંધો પડી ભાગ્યો, અને સ્થાવર તથા જંગમ મિલકત ગણવા જતાં કૃષ્ણલાલ પાસે માત્ર ચાર પાંચ હજાર રૂપિયા જેટલો જીવ રહ્યો. આમ હોવા છતાં તેના સ્વાર્થસાધુ સ્નેહીઓ હજી તેના પૈસાનું શ્રાદ્ધ કર્યા કરતા હતા.

કૃષ્ણલાલનો એક સ્નેહી જે ચૅાલમાં આપણો કાન્તિપ્રસાદ રહેતો હતો એજ ચૅાલમાં એક દિવાનખાનું ભાડે રાખીને રહેતો હતો. તે ઘણો ભયંકર માણસ હોઇ તેની ઉમ્મર આ કથાનક પ્રસંગે સત્તાવીસેક વર્ષની હતી. તેનું નામ કપટશંકર હોઇ તે કાઠિયાવાડમાં આવેલા ધ્રાંગધ્રા ગામનો રહેવાસી હતો. જાતે તે બ્રાહ્મણ હોવા છતાં તેના આચાર વિચાર એક શૂદ્ર જાતિના માણસ કરતાં પણ અધમાધમ હતા. તેનું તેના દેશમાં એક બાળિકા સાથે લગ્ન થયું હતું; પરંતુ એ બાળિકા કપટશંકરને મંત્રમુગ્ધ બનાવે એવી સૌન્દર્યશાલિની નહિ હોવાથી તેણે તેને તેના પિયરમાંથી પોતાની પાસે તેડી આણી નહોતી, તથા તેડવાનો વિચાર પણ નહોતો. કપટશંકર એક સોલિ-

સિટરની ઑફિસમાં કલાર્કનું કામ કરી પ્રતિ માસે પોણુસો રૂપિયા પગાર મેળવતો હતો; છતાં તેનું ઉડાઉપણું એટલું બધું વધી ગયું હતું કે મહિનાના વીસ દિવસ જતાં જ તેનો પગાર ઉડી જતો હતો અને દશ દિવસ સુધી તેને પારકે પૈસે પરમાનન્દ કરવાનો પ્રથમથી જ અભ્યાસ પડી ગયો હતો. દૈવયોગે કૃષ્ણલાલ જેવો તેને દોસ્ત મળી ગયેલો હોવાથી પૈસા માટે તેને તકલીફ ભોગવવી પડતી નહિ. તકલીફ તો જ્યાં કલદારની તાણાતાણ હોય છે ત્યાંજ પોતાનો પથારો પાથરી બેસે છે. જ્યાં શક્તિમયી લક્ષ્મીબાઇ અને ધનજીભાઇ આસન માંડી બિરાજે છે ત્યાં પીડાબાઇ કે દુઃખજીભાઇનો પ્રવેશ થઇ શકતો નથી.

કપટશંકરે કાન્તિપ્રસાદની ધર્મપત્ની મધુને ઘણી વખત જોઇ હતી. તેનું નૈસર્ગિક સ્વરૂપસૌન્દર્ય જોવામાં આવતાં તેનું ચંચળ ચિત્ત અસ્થિર બની ગયું હતું. આ સ્થળે એક કવ્યુક્તિ ટાંકવામાં આવે તો તે અપ્રાસંગિક નહિ ગણાય કે,

" છે આંખ એ જાદૂભરી ને ચાલ પણ જાદૂ ભરી;
છે આકૃતિ ને બોલવાની ઢાળ પણ જાદૂ ભરી,
દે દેખતાં એ સર્પ જેવા વાળ પણ જાદૂ ભરી;
જ્યાં જ્યાં જુઓ તો કામિનીની કાય છે જાદૂ ભરી !"

પ્રસંગાનુસાર મધુના રૂપસૌન્દર્યની કપટશંકરે કૃષ્ણલાલ પાસે ઘણી પ્રશંસા કરી. કોઇ પણ રીતે મધુને પોતાના પંઝામાં સપડાવવાનો તેમણે બન્નેએ નિશ્ચય કર્યો, તથા પોતાનો પાપપૂર્ણ ઉદ્દેશ પાર ઉતારવાનો પ્રયત્ન તેઓ કરવા લાગ્યા.

કમાટીપુરાની અગીઆરમી ગલીમાં એક યાર મહમ્મદ નામનો મુસલ્માન રહેતો હતો. તે બે સુંદરીઓને રૂપજીવી બનાવી તેમની કમાણીપર તાગડધીન્ના કરતો હતો. એ બન્ને રૂપજીવીઓમાં એક

મુસલમાન અને બીજી ખવાસણુ હતી. યાર મહમ્મદ જે મકાનમાં રહેતો હતો તે એક જ મજલાનું હોઇ તેનો ઉપરનો ભાગ પણ યાર મહમ્મદના કબ્જામાં હોઇ હમ્મેશાં રાત્રે ત્યાં તેના ઘણા દોસ્ત બિરાદરો આવતા હતા અને જુગારના દાવ ચાલતા હતા.

જે વાંચકબંધુઓએ મુંબાઇ નગરીનું દર્શન નહિ કર્યું હોય તેમના અંતરમાં આ સ્થળે સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઉત્પન્ન થશે કે, મુંબાઈ જેવા શહેરમાં કે જ્યાં પોલિસખાતાનો સખ્ત જાપતો છે ત્યાં આવાં જુગારખાનાં અને કૂટણખાનાંઓનો ધંધો ધડાકામાર ચાલે છે એ શું બનવા જેવું છે? આ પ્રશ્નના ઉત્તરમાં અમારે જણાવવું જોઇએ કે, મુંબાઇનો કમાટીપુરાનો લત્તો જો નરક જેવો સમજવામાં આવે તો તેમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ થતી નથી. મુંબાઇની નીચ–અધમ–પાપાચારી વસતિનો જ એ લત્તામાં નિવાસ છે. વેશ્યા, ચોર, જુગારી, ખીસ્સાંકાતરુ, ખૂની, હીજડા (વેશ્યાના દલાલો) એ સર્વનું દર્શન આ લત્તામાં જ થઇ શકે તેમ છે. જો કે આ લત્તા તરફ પોલિસખાતાના નોકરોનું ઘણું ધ્યાન ખેંચાયલું રહે છે; પરંતુ ઘણાં બદમાશો પોલિસની આંખોમાં પણ ધૂળ નાખી અહીં સ્વચ્છંદાચાર ચલાવે છે. આ સંસારને નરકાગાર તુલ્ય બનાવી દેવાના તેમના પ્રયત્નો જોવામાં આવતાં તેઓ માનવવેશધારી શયતાનો હોય એવો સાહજિક જ ભાસ થાય છે. વળી એવાં શયતાનોને કેદખાનાનો કિંવા સજાનો સહજ પણ ભય હોતો નથી. 'નાગાને કૂલે બાવળીઓ ઉગ્યો તો કહે છાંયડો થયો!' એ કહેવતના જેવો જ એમનો વ્યવહાર હોય છે.

યાર મહમ્મદ જે બે રૂપજીવીઓદ્વારા ધંધો કરતો હતો તેમાંની ખવાસણની ઉમ્મર માત્ર અઢારેક વર્ષની હોઇ તે દેખાવમાં ઘણી મન-

મોહિની હતી. વળી વિશ્વસંસારમાં ઇશ્વર વેશ્યાઓને વિશેષ રૂપ આપે છે એમાં પણ ઇશ્વરની ઉદારતા તથા દયાનો સમાવેશ થયેલો જોવામાં આવે છે; કેમકે એ રૂપજીવીઓને પોતાના રૂપપર જ પોતાનો નિર્વાહ ચલાવવો પડે છે.

દુષ્ટ કૃષ્ણુલાલ પણ યાર મહમમ્મદને ત્યાં આવી એ ખવાસણ સાથે સંસારસુખનો સ્વાદ અનુભવતો હતો, અને ત્યાં જુગાર વગેરે રમી પોતાના પૈસાનો વ્યય કરતો હતો. પોતાને આવું સારું ઘરાક મળી આવેલું હોવાથી યાર મહમ્મદ પણ કૃષ્ણુલાલ તરફ ઘણી લાગણી દર્શાવતો હતો. છેવટે મધુને હસ્તગત કરવાના કાર્યમાં કૃષ્ણુ-લાલે યાર મહમ્મદની મદદ લેવાનો નિશ્ચય કર્યો. યાર મહમ્મદે એ કાર્યમાં મદદ કરવાનું કબૂલ કર્યું, તથા તેના પુરષ્કાર તરીકે કૃષ્ણુલાલે તેને પાંચસો રૂપિયા આપવા જણાવ્યું.

ઉપર પ્રમાણે વ્યવસ્થા નક્કી થયા પછી યાર મહમ્મદે એક ગુજરાતી ગૃહસ્થનો વેષ ધારણ કર્યો, તથા પ્રથમ ભાગમાં જણાવ્યા પ્રમાણે મધુને તે તેના પતિને અકસ્માત થયાના અસત્ય સમાચાર કહી પોતાની સાથે ઉપાડી ગયો. યાર મહમ્મદ ઘણા ગુજરાતી, દક્ષિણી અને પારસી માણસોના સહવાસમાં આવેલો હોવાથી તે એ ભાષાઓ સ્પષ્ટતાથી બોલી શકતો હતો. મધુને ઉપાડી લાવવામાં આવી હતી એ પ્રકાર કાઠિયાવાડી કપટશંકરથી પણ ગુપ્ત નહોતો; અસ્તુ. પછીથી મધુની કેવી સ્થિતિ થઇ તેનું વર્ણન અમે પછીથી કરીશું. એક વખત તો ચાલો આપણે કાન્તિપ્રસાદ તરફ દૃષ્ટિ ફેરવીએ.

# પ્રકરણ ૨ જું.

## પ્રબળાનો પૈશાચિક પ્રસ્તાવ.

" દિલ મેં પોશીદા તપે પુર્તાં રખતે હૈં.
આગ હમ સંગ કે માનિન્દ તિહાં રખતે હૈં. "

જે દિવસે બદમાશ શયતાનો મધુરીને પોતાની પ્રપંચજાળમાં ફસાવી ઉપાડી ગયા તે દિવસે રાત્રે કાન્તિપ્રસાદ રમાસુંદરીની સાથે નાટક જોવા ગયો હતો. દેશી નાટક સમાજનો અશ્રુમતિ નામક ખેલ હતો. એ ખેલ જુનો હોવા છતાં પ્રેક્ષકોની સંખ્યા ઘણી વધારે હતી. આ અશ્રુમતિ ખેલની વસ્તુ મૂળ બંગાળી પરથી લેવામાં આવેલી હોઇ સ્વર્ગસ્થ ડાહ્યાભાઈ ધોળશાજી જેવા વિચારશીલ નાટયકારે એના ઇતિહાસની બંગાળી ગ્રંથકાર પ્રમાણે એવી વિકૃતિ કરી નાખી છે કે, તે માટે સખેદ આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેતું નથી. એ માટે કેટલાંક વર્તમાનપત્રોએ પણ કેટલીક ટીકા કરીને તેના માલિકને એ નાટકમાં યોગ્ય સુધારો કરવાની સલાહ આપી હતી; છતાં ઘણા જ અફસોસનો વિષય છે કે, એ કંપનીના માલિકે હજી સુધી આ ગંભીર પ્રકાર તરફ સહજ પણ લક્ષ્ય આપ્યું નથી. આ સંબંધી વિશેષ ચર્ચા અત્રે કરવી એ પ્રાસંગિક નહિ હોવાથી આપણે વાર્તાપ્રવાહમાં જ આગળ વધીશું.

રમાસુંદરી અને કાન્તિપ્રસાદ અપટુડેઇટ ફૅશનેબલ પોષાકથી સુસજ્જિત થઇ આઠ વાગ્યે ઘેરથી ગાડી જોડાવી નીકળી પડ્યાં હતાં. ઑરચેષ્ટ્રા ક્લાસમાં ટેલિફોનથી જ તેમણે પોતાની ખુરસીઓ પ્રથમથી રિઝર્વ કરાવેલી હોવાથી પ્રથમ તેમણે કૉચમૅનને ગાડી ચોપાટીપર

લઇ જવાની આજ્ઞા કરી. નાટક ઍમ્પાયર થીએટરમાં થવાનું હતું.

વિના વિલંબે ગાડી ચોપાટીપર જઇ પહોંચી એટલે રમાસુંદરી અને કાન્તિપ્રસાદ નીચે ઉતરી એક બેન્ચપર જઇને બેઠાં, તથા વાતચિત કરવા લાગ્યાં. રમાસુંદરીએ વ્યાકુળભાવથી કાન્તિપ્રસાદના મુખમંડળ તરફ જોઇને કહ્યું:–" પ્રિયતમ ! જ્યાં સુધી સંસારમાં તમારી પત્ની હયાત છે ત્યાં સુધી આપણે ઇચ્છિત સુખનો ઉપભોગ ભોગવી શકીશું નહિ. "

" પરંતુ એ વિશે તમે શા માટે ચિંતા કરો છો ? હું એને ચ્હાતો નથી જ એ તમારાથી ક્યાં અજાણ્યું છે ?" કાન્તિપ્રસાદે કહ્યું.

" ખરૂં છે, તમે અનન્યભાવથી આ દાસીને ચ્હાઓ છો; પરંતુ જ્યાં સુધી એ કંટક હયાત હશે ત્યાં સુધી તમે મ્હારી સાથે જાહિર લગ્ન કરી શકો એ મ્હને સર્વથા અસંભવ લાગે છે. તમે સ્વભાવતઃ ભોળા છો; તેથી જો તમારાં સગાંવ્હાલાં માણસો આવીને તમને સમજાવશે તો તમે મ્હને કદાચ ભૂલી જશો, અને મ્હારે મ્હારું સમસ્ત જીવન તમારા વિયોગશોકની વ્યથા વેઠવામાં વીતાડવું પડશે. ઇશ્વર શત્રુને પણ એવો ભયંકર હૃદયવિદારક પ્રસંગ ન બતાવે એવીજ મ્હારી ઇચ્છા છે. " રમાએ પૂર્વવત્ સ્વરે કહ્યું.

" મ્હારા અંતરનાં આરાધ્ય દેવિ ! તમારી આ શંકા સર્વથા અસ્થાને છે. મ્હારા અંતરક્ષેત્રમાં તમારા પ્રણયનું જે બીજ રોપાઇ નવપલ્લવિત થયું છે તેનો નાશ જગત્‌ની કોઇ પણ વ્યક્તિ કરી શકે તેમ નથી જ એવી તમે દૃઢ ખાત્રી રાખજો. વળી એક સ્ત્રી જીવતી હોવા છતાં બીજી મનગમતી પત્ની કરવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય ઉપસ્થિત થાય તો એ તરફ સંસારસુધારકે એ સહજ પણ લક્ષ્ય આપવું જોઇએ કિંવા પોતાના વિચારથી પરાઙ્‌મુખ થવું

જોઇએ નહિ. જે સંસારસુધારકની પત્ની અર્ધદગ્ધ, અશિક્ષિત, અને સભ્યતાશૂન્ય હોય એને સંસારસુધારક કેવી રીતે કહી શકાય? સંસારસુધારકે અંધ, મૂર્ખ અને અજ્ઞાની સમાજ તરફ ધ્યાન નહિ આપતાં પ્રથમ પોતાનો સંસાર સુધારવો જોઇએ; તે સિવાય જાતિબંધનનો ત્યાગ કરી સઘળી જાતિઓની સાથે રોટી બેટીનો વ્યવહાર રાખી અપૂર્વ તેમજ અદ્દભુત ઐક્ય સ્થાપવું જોઇએ. વિલાયતની માફક સુધારક સમાજમાં 'ફ્રિલવ' (સ્વાધીન પ્રેમ)નાં સિવિલ મેરેઇજસ ચાલૂ થવાં જોઇએ. એવી પ્રથા ચાલૂ કર્યા સિવાય અમૃતમય, મોહમય અને સુખમય સ્નેહની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી જ. આપણા હિન્દુઓમાંનો ઘણો વર્ગ હજી વીસમીસદીના સુધારાને જોઇ સળગી ઉઠે છે. કેટલાક સનાતનધર્માવલંબી પંડિતો આજકાલના સુધારકોપર અગ્નિશર્મા થઇ રહેલા છે; છતાં એવા સંકુચિત વિચારના પંડિતોના બકવાદ કિંવા ક્રોધ તરફ આપણે લક્ષ્ય નહિ આપતાં દમકદમ આગળ વધવું જોઇએ. સનાતન પક્ષના લોકો સ્ત્રીજાતિને દાસી, ગુલામડી સમજે છે; પરંતુ વિચાર કરી જુઓ કે, સુધારકો કેવા ઉદાર છે! તેઓ પોતાની પત્ની કિંવા હરકોઇ સ્ત્રી તરફ સંમાન દર્શાવે છે; તેને પણ પુરુષ જાતિના જેટલી સ્વતંત્રતા મળવી જોઇએ એમ સમજે છે. રમાસુંદરિ! મ્હારા વિચારો મ્હેં વિસ્તારથી તમને જણાવ્યા છે. હું ચુસ્ત સુધારક છું. તમારી સાથે લગ્ન કરવાથી કદાચ મ્હારે જાતિબ્હાર થવું પડશે તો તેની મ્હને લેશ માત્ર પણ ચિંતા નથી. આવતી 'આર્યન્ બ્રધર હૂડ'માં આગળ પડતો ભાગ લેવાને હું ઇચ્છું છું. મ્હારામાં કેટલું બધું મનોબળ છે તેનો ક્રમાન્વયે તમને અનુભવ થશે તથા તમારા અંતરમાં ઉત્પન્ન થયેલી આશંકા દૂર થશે." કાન્તિપ્રસાદે સહજ આવેશમાં જ આ વચનો ઉચ્ચાર્યાં.

" પ્રાણાધિક! તમારાં વચનો યથાર્થ છે; કિન્તુ મ્હારા નમ્ર મત પ્રમાણે જો તમે કોઇ પણ રીતે તમારી પત્નીના વિષયનો નિકાલ કરી નાખો તો જ હું નિર્ભયચિત્તે તમારી ચરણ સેવિકા થઇ શકું તેમ છું. તમારા જેવા ચતુર પુરુષ આવા સામાન્ય વિષયનો નિકાલ પણ ન કરી શકે કે ?" રાક્ષસી રમાએ ભયંકર પ્રસ્તાવની ભૂમિકાનો સ્ફોટ કર્યો.

રમાસુંદરીનો આશય સમજવામાં નહિ આવ્યાથી કાન્તિપ્રસાદે તેને પૂછ્યું:–" તમે શું કહેવાને ઇચ્છો છો એ હું સમજી શકતો નથી તમે મધુને તેના પિયરમાં મોકલી દેવાની સલાહ આપો છો કે શું ?"

" ના ના, એમ કરવાથી એની ચિંતા હમ્મેશાંને માટે દૂર થાય તેમ નથી." રમાએ ઉત્તર આપ્યો.

" ત્યારે તમે તમારો વિચાર મ્હને સ્પષ્ટતાથી શામાટે જણાવતાં નથી ?" કાન્તિપ્રસાદે પૂછ્યું.

" જુઓ, હું જે કાંઇ કહેવાને ઇચ્છું છું તે આપણા બન્નેના કલ્યાણાર્થે જ છે. 'એક મિયાનમાં બે સમશેર શમાઇ શકતી નથી એ સૂત્ર તમને માલૂમ હશે. તે જ પ્રમાણે એક પુરુષના સંસારમાં બે સ્ત્રીઓ પણ શમાઇ શકતી નથી; તેથી અશાન્તિ અવશ્ય ઉત્પન્ન થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી તમે તમારી એ અજ્ઞાની સ્ત્રીને પ્રથમ યુક્તિ પ્રયુક્તિથી આ સંસારક્ષેત્રમાંથી વિદાય કરી દો. એમ કરવાથી તમે મ્હારી સાથે સ્વર્ગીય સુખનો ઉપભોગ ભોગવી શકશો; કેમ, મ્હારાં વચનોનો આશય હવે તમે સમજી શકયા કે ?"

" હા, સમજી શક્યો છું; પરંતુ એનો કાંઇ ગુન્હો નથી. એક નિરપરાધિની નારીના પ્રાણનો નાશ કરવો એ મ્હને ઠીક લાગતું નથી. એના જીવનનો અંત લાવવા કરતાં જાતિચ્યુત તેમજ સમાજચ્યુત થવાનું

જ હું વિશેષ પસંદ કરું છું.” કાન્તિપ્રસાદે ગંભીર બની જઇને આ વાક્યો ઉચ્ચાર્યાં.

“ના ના—આ કાર્ય કરવામાં તમારે ભય રાખવો જોઇએ નહિ. આજકાલ અધર્મ કિંવા પ્રપંચનો આશ્રય સ્વીકાર્યા સિવાય ઇચ્છિત સુખ મેળવી શકાતું જ નથી. પોતાના કલ્યાણાર્થે પત્નીનો પણ ત્યાગ કરવો એવો ઉપદેશ હિન્દુ શાસ્ત્રકારોએ પણ આપેલો છે. મ્હારાં વચનો-પર સંપૂર્ણ વિચાર કરી જુઓ કે મ્હારા કહેવા પ્રમાણે વર્તવામાં જ આપણા બન્નેના સુખનો સમાવેશ થયેલો છે કે નહિ ?” રમાસુંદ-રીએ પોતાના પ્રસ્તાવનો ત્યાગ નહિ કરતાં કહ્યું.

ઘણા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી કાન્તિપ્રસાદે કહ્યું:— “પરંતુ આ મુંબાઇ જેવાં શહેરમાં મધુના જીવનનો નાશ કરી એ કાર્યને ગુપ્ત રાખવું એ બની શકે તેમ છે કે? મુંબાઇની ગુપ્તપોલિસના જાણવામાં એ પ્રકાર આવી જાય તો મ્હારી કેવી દુર્દશા થાય એની કલ્પના તમે કરી શકો છો કે ?”

“હા, એ હું સારી રીતે સમજું છું; પરંતુ આજકાલના સુધ-રેલા જમાનામાં કૃત્યની મદદથી સવળાં કાર્યો કરી શકાય છે. પાડવા હોય એવા પોબાર પાસા પાડી શકાય છે. જો તમે કોઇ સારા ડૉક્ટરને મળી તેને હજારેક રૂપિયાની રકમ આપશો તો તે તમને Slow poison (મૃદુવિષ) નામનું એક એવું ઉત્તમોત્તમ ઔષધ આપશે કે જેના પ્રયોગથી આપણા કંટકનો કોઇ જાણી શકે નહિ એવી રીતે ત્રણેક માસમાં જ અંત આવી જશે. મધુ પોતે પણ પોતાના જીવનનો દિવસે દિવસે કેવી રીતે ક્ષય થાય છે એ સમજી શકશે નહિ. આ કાર્યનું કારણ મ્હારા, તમારા અને ડૉક્ટરના સિવાય જગતનું ચોથું કોઇ માણસ જાણી શકશે નહિ.” રમાસુંદરીએ ઉત્તર આપ્યો.

"ઠીક છે, આજે હું આ વિષયનો સંપૂર્ણ વિચાર કરી આવતી કાલે કાંઇ ચોક્કસ નિર્ણય કરીશ." આમ કહી તેણે ઘડીઆળ જોયું તો સવાનવ થયેલા માલૂમ પડયા; તેથી ત્યાર પછી બન્ને જણાં ગાડીમાં બેસી થીએટર તરફ વિદાય થઇ ગયાં.

રાત્રે બે વાગ્યે નાટક સમાપ્ત થયું એટલે કાન્તિપ્રસાદ રમાસુંદરીને તેને ઘેર પહોંચાડીને ત્યાંથી પગે ચાલતો પોતાના ઘર તરફ વિદાય થયો. જ્યારે તે ઘેર ગયો ત્યારે ઘરના દ્વારને બ્હારથી તાળું વાસીને બંધ કરેલું જોઇ, એ આશ્ચર્યચકિત, વિસ્મિત અને સ્તંભિત બની ગયો. મધુ કયાં ગઇ હશે તત્સંબંધી તે કશો નિર્ણય કરી શકયો નહિ. વળી રાત્રે કદાપિ મધુ બ્હાર જતી નહિ એ તે સારી રીતે જાણતો હોવાથી મધુની ગેરહાજરીનું કાંઇ કારણ તે કળી શકયો નહિ. છેવટે તેણે બે ચાર પાડોશીને જાગ્રત કરીને મધુ સંબંધીના સમાચાર પૂછયા ત્યારે તેને એમ માલૂમ પડયું કે રાત્રે લગભગ સાડાઆઠ–નવના અરસામાં એક ગુજરાતી પુરુષ મધુ પાસે આવેલો હોઇ મધુને સાથે લઇને તે ચાલ્યો ગયો છે. આવા સમાચાર જાણવામાં આવતાં કાન્તિપ્રસાદના મનમાં મધુના ચારિત્ર્ય માટે સંશય ઉપજ્યો. પાપી મનુષ્યો જગતમાં સર્વને પાપી જ સમજે છે. એ સૂત્ર કાંઇ ખોટું નથી. જો કાન્તિપ્રસાદનામાં સહજ પણ વિચારશક્તિ હોત તો તે સમજી શકત કે, મધુ જેવી સદ્ગુણવતી, પતિભક્તિપરાયણા આદર્શ હિન્દુબાળિકાનું ચારિત્ર્ય કદાપિ કલંકયુક્ત હોય જ નહિ; પરંતુ પાપી માણસના અંતરમાં આવી વિચારશક્તિનો સર્વથા અભાવ હોય છે; તેનું અંતર અનેકવિધ શંકાઓને જ પ્રત્યેક ક્ષણે જન્મ આપે છે!

કાન્તિપ્રસાદે પત્નીના ચારિત્ર્ય માટે શંકાશીલ બની જઇ તેની વિશેષ તપાસ કરવાનો વિચાર મુલતવી રાખ્યો. મહામુશ્કેલીએ તેણે

તાળું ઉઘાડી ઘરમાં પ્રવેશ કર્યો, અને ક્રોધના અગ્નિમાં સળગતો તે શય્યામાં સૂઈ રહ્યો; છતાં નિદ્રાદેવીએ તેનાપર કૃપા કરી જ નહિ. રાત્રિનો અવશિષ્ટ સમય પસાર થઈ ગયો. જ્યારે લગભગ છ વાગ્યા ત્યારે કાન્તિપ્રસાદને સહજ નિદ્રા આવી.

## પ્રકરણ ૩ જું.

### કામીની કામજ્વાળા !

" પાપાત્માના પૂરમાં મંદાકિની આવી વસી,
શાગિર્દ જે શયતાનના તેને મળી આ ઉર્વશી;
પાપ પ્રક્ષાલન કરી સોપન સ્વર્ગ દાખવે,
તૃપ્ત તેથી ના થતાં અંધો થયો તે અન્યમાં;
મૂકી દઈ નિજ માનને મોહ્યો સદા વ્યભિચારમાં,
નર એ નહિ, નર છે ખરો, પ્રત્યક્ષ એ શયતાન છે. "

યારમહમ્મદ મધુને ગાડીમાં બેસાડી પોતાના ઈચ્છિત સ્થળે તેને લઇ જવા લાગ્યો. ગાડીવાનને દશ રૂપિયાનું ઇનામ આપવાનો લોભ દર્શાવી તેને વશ કરવામાં આવ્યો હતો. કાન્તિપ્રસાદ મધુને કદાપિ પોતાની સાથે કોઈ પણ સ્થળે હરવા ફરવા લઈ જતો નહિ; તેથી મધુ મુંબાઇના રસ્તાઓથી તદ્દન અપરિચિતા હતી. અત્યંત ઉદ્વેગને લીધે રસ્તામાં તેણે યારમહમ્મદ સાથે કાંઈ વાતચિત કરી નહિ. ગાડી ઘણી ઝડપથી ચાલતી હોવા છતાં તેની ગતિ ઘણી શિથિલ હોય એવોજ તેને ભાસ થયો. પતિની કેવી સ્થિતિ હશે, પતિના જીવનનું રક્ષણ કેવી રીતે થશે એ સંબંધીના અનેકવિધ

વિચારો જ તેના અંતરમાં ઉપજતા હતા. વારંવાર તે ઇશ્વરનું સ્મરણ કરી સ્વગત એમ કહેતી કે, "હે પરમકૃપાળુ કિરતાર, તમે જ નિરાધારના આધાર છો. તમે આ અભાગિની અબળાના સૌભાગ્યચંદ્રનું આવા પ્રાણહારક પ્રસંગમાંથી રક્ષણ કરજો."

યથા સમયે ગાડી યારમહમ્મદ જે મકાનમાં રહેતો હતો તે મકાન પાસે જઇ પહોંચી. પ્રથમથી કરી રાખેલી સૂચનાનુસાર પેલી મુસલ્માન રમણી ઘરમાં છુપાઇ ગયેલી હતી અને ખવાસણ એક ગુર્જરમહિલાના જેવા વેશમાં ચંચળતાનો ત્યાગ કરી ગંભીરભાવથી ઘરમાં બેસી રહી હતી. મકાનના દ્વાર પાસે ગાડી ઉભી રહી એટલે યારમહમ્મદે નીચે ઉતરી મધુને પણ નીચે ઉતરવાની સૂચના કરી. તે નીચે ઉતરી એટલે તેને સાથે લઇને યારમહમ્મદે પોતાના મકાનમાં પ્રવેશ કર્યો. મકાનમાં પ્રવેશ કરતાંની સાથે જ મધુએ સહજ શંકાશીલ બની જઇને પૂછ્યું:–"આપ અત્રે મ્હને શા માટે લઇ આવ્યા છો? હૉસ્પિટલ હવે કેટલા અંતરે આવેલી છે?"

યારમહમ્મદે ડાવકું મ્હોં રાખીને ઉત્તર આપ્યો:–"બ્હેન! આ મ્હારું મકાન છે; હૉસ્પિટલ હજી અહીંથી એક માઇલ દૂર છે તેથી ત્યાંથી પાછા ફરતાં મ્હને કદાચ વિલંબ થાય તો ઘેર ચિંતા કરે નહિ એટલા માટે એ સંબંધીની ખબર કહેવાને હું આવેલો છું. મ્હારી સાથે ઉપર આવી તમે પણ તમારાં ભાભીને મળો તો ખરાં!"

મધુએ કહ્યું:–"આપણે અત્યારે બની શકે તેટલી ઝડપથી હૉસ્પિટલમાં જવાનું હોવાથી વિશેષ સમય સુધી અત્રે રોકાવાની મ્હારી ઇચ્છા નથી. આપ ખબર કહી લ્યો એટલે તરત આપણે અહીંથી વિદાય થઇએ!"

યારમહમ્મદ બોલ્યો:–"તમે આમ અધીરાં ન બની જાઓ.

ઈશ્વરકૃપાથી સૌ સારુંજ થશે.”

બરાબર આ સમયે ઉપરથી પેલી ખવાસણે કહ્યું:–“બ્હેન! ઉપર તો આવો. હું તમને અહીં ખોટી નહિ કરું.”

ખવાસણનું આ વાક્ય સાંભળવામાં આવતાં મધુના અંતરમાં ઉત્પન્ન થયેલી શંકા દૂર થઈ ગઇ. યારમહમ્મદની સાથે તે પણ મેડાપર ગઈ એટલે ખવાસણે તેને પોતાની પાસે બેસાડી, તેના હાથમાં એક તૈયાર કરેલું પાન આપ્યું. એ પાન ખાવામાં આવતાંજ તેનું મસ્તક ભમવા લાગ્યું. પોતાની પ્રતારણા કિંવા છળના કરવામાં આવી હોય એવો તેને ભાસ થયો. તેની આ સ્થિતિ ચતુર યારમહમ્મદ સમજી ગયો, તથા તેણે મધુના મ્હોમાં એક ડૂચો બળાત્કારે ઘાલી દઇ તેના મ્હોંની આસપાસ એક વસ્ત્ર બાંધી દીધું. અનાથિની મધુ આત્મરક્ષણનો એક પણ પ્રયત્ન કરી શકી નહિ–તે એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારી શકી નહિ. વિના વિલંબે તે બેહોશ બની ગઇ; કેમ કે તેને જે તૈયાર કરેલું પાન આપવામાં આવ્યું હતું એમાં બેશુદ્ધિનું ઔષધ પ્રથમથી જ નાખેલું હતું. તે બેશુદ્ધ બની ગઇ એટલે તેના મ્હોંપર બાંધવામાં આવેલું વસ્ત્ર છોડી નાખી તેને એક ન્હાની ઓરડીમાં સૂવાડી ઓરડીનું દ્વાર બંધ કરી તેને તાળું વાસી દેવામાં આવ્યું. હવે પેલી યવન રમણી પણ યારમહમ્મદ પાસે આવીને બેઠી. તેનું નામ હસીના હતું અને પેલી ખવાસણનું અસલ નામ મૂળી હતું; છતાં મુંબાઈમાં આવીને રહ્યા પછી તેણે પોતાનું એ નામ બદલીને ચંપા નામ રાખ્યું હતું. ચંપાનું સૌન્દર્ય ઘણું મનોમુગ્ધકર અને ચિત્તહર હતું. સ્વભાવતઃ ખવાસણ જાતિ ખૂબસુરત હોય છેજ; છતાં ચંપાનું સૌન્દર્ય તેની જાતિમાં પણ વિશેષ આકર્ષણીય હતું.

યારમહમ્મદે ચંપાને બ્રૅન્ડી લાવવાની આજ્ઞા કરી એટલે તરત

તુર્ત તે એક બ્રૅન્ડીની બૉટલ અને ત્રણ કાચપાત્ર લઈ આવી. તે ઉપરાંત એ સોડા સુદ્ધાં મંગાવવામાં આવી, ત્રણે ગ્લાસમાં સમભાગે બ્રૅન્ડી રેડી તેમાં સોડાનું મિશ્રણ કરી ચંપા તથા હસીનાને એકેક ગ્લાસ આપી ત્રીજો ગ્લાસ યારમહમ્મદે લીધો તથા એ ગ્લાસમાંની સર્વનાશકારિણી સુરાસુંદરીને પોતાના પેટમાં પધરાવી દઈ, સ્ફુર્તિ આવી હોય એવા ભાવથી તેણે કહ્યું:–" ચાલો ! આજની સઘળી મહેનત સફળ થઇ છે. આપણું પાંચસો રૂપિયાનું ઇનામ આપણને આવતી કાલે જ મળશે; પણ આજે કાંઈ વકરો થયો છે નહિ ?"

" બે ઘરાક આવ્યા હતા તેઓ અમને પાંચ પાંચ રૂપિયા આપી સંતુષ્ટ થઇને ચાલ્યા ગયા છે, અને આઠ વાગ્યા પછી તમારી સૂચના પ્રમાણે અમે ધંધો બંધ કર્યો છે." હસીનાએ ઉત્તર આપ્યો.

" કાંઈ ચિંતા નહિ દશ રૂપિયામાંથી આવતી કાલનું ખરચ તો નભી શકશે; પછીથી વળી જોઇ લેવાશે. આવતી કાલે કાન્તિપ્રસાદ પાસેથી પાંચસો રૂપિયા મળવાના હોવાથી એક મહિના સુધી આપણને પૈસા માટે ચિંતા કરવાનું કારણ રહેશે નહિ." યારમહમ્મદ બોલ્યો.

" પરંતુ તમે તમારો જુગાર ક્યાં બંધ કરો છો? અમારી મહેનતથી જે કમાણી થાય છે તેનો વ્યય તમે જુગાર અને નશામાં જ કરી નાખો છો, આમ હોવાથી હજી સુધી આપણી પાસે કાંઇ બચતું નથી. જ્યાં સુધી રૂપ તથા યૌવન છે ત્યાં સુધી તો જાણે કે ધંધો ચાલશે; પરંતુ પછીથી શું થશે તેનો તમે કોઇ પણ દિવસ વિચાર કરો છો ? " ચંપાએ અંતરોદ્‌ગાર કાઢયા.

"ચંપા! તું મ્હારા જુગારનો દોષ કાઢે એ વ્યાજબી નથી. એ તો ભાગ્યની વાત છે. આજે બસો આવે તો કાલે સો જાય પણ ખરા. વિના પરિશ્રમે પૈસાદાર થવાને માટે જુગાર જ ધીકતો

વ્યાપાર છે. આજકાલ મ્હોટા શ્રીમંત તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો શેર-બજારમાં જઇ સટ્ટો ખેલે છે અને ઘડીના છઠ્ઠા ભાગમાં માલદાર થઇ જાય છે; સટ્ટો એ પણ એક પ્રકારનો જુગાર નહિ તો બીજું શું છે?" યારમહમ્મદે પોતાના ધંધાની ઉત્તમતા સાબિત કરવાનો વૃથા પ્રયત્ન કર્યો.

તેમની ત્રણે જણાંની આવી વાતચિત ચાલી રહી હતી એવામાં એક ભાડુતી વિકટોરિયામાં બેસી કૃષ્ણલાલ ત્યાં આવી પહોંચ્યો. શીત-ઋતુની રાત્રિ હોવાથી તેણે પોતાના શરીરપર કાસ્મીરી ઑવરકૉટ પહેરી લીધો હતો. મસ્તકપર એંગ્લોર કૅપ હતી હાથમાં એક ન્હાની નાજુક સોટી હતી. પગમાં બોસ્ટોક કંપનીના બૂટ હતા. તેણે યાર-મહમ્મદ પાસે આવી એક ક્રુરસીપર બેસતાં પૂછ્યું:–"કેમ દોસ્ત! શા સમાચાર છે?"

"આપણા પાસા પોબાર છે." યારમહમ્મદે તત્કાળ ઉતર આપ્યો.

"તમારી કાર્યકુશળતા માટે હું તમને ધન્યવાદ આપું છું; લ્યો તમારું પાંચસો રૂપિયાનું ઇનામ પણ તૈયાર છે!" કૃષ્ણલાલે ખીસ્સા-માંથી પૉકેટ બ્હાર કાઢી તેમાંથી સો સો રૂપિયાની પાંચ નોટો કાઢી યારમહમ્મદના હાથમાં આપતાં કહ્યું.

"મગર અય લૌંડી ભી ઇનામકી ઉમ્મીદવાર હય." હસીનાએ કાન્તિપ્રસાદ તરફ એક કુટિલ કટાક્ષ ફેંકીને કહ્યું.

વિના વિલંબે કૃષ્ણલાલે દશદશ રૂપિયાની ચાર નોટો બ્હાર કાઢી તેમાંની બે તેણે હસીનાના અને બે ચંપાના હાથમાં આપી. ચંપાએ નોટોનો સ્વીકાર કરી મોહનાસ્ત્રસંધાન કરતાં કહ્યું:–"આપના જેવા ઉદાર પુરુષો વિશ્વસંસારમાં ઘણા થોડાજ જોવામાં આવે છે; પરંતુ જો જો–આ નવી પ્રિયતમાનું દર્શન કરી પાછા મ્હને ભૂલી ન જશો!"

"એ માટે તું નિશ્ચિંત રહે. તું મ્હારા તરફ કેવો ગાઢ પ્રેમભાવ રાખે છે એ મ્હારાથી અજાણ્યું નથી." કૃષ્ણુલાલે કહ્યું.

બરાબર આ સમયે બ્રૅન્ડીનો એક ગ્લાસ યારમહમ્મદે કૃષ્ણુલાલના હાથમાં આપ્યો. કૃષ્ણુલાલ જો કે તૃપ્તિ થતા સુધી મદ્યપાન કરીને આવ્યો હતો; છતાં તેણે આ ગ્લાસને પણ પેટમાં પધરાવી દઈને કહ્યું.–"હવે મનમોહિની માશુક ક્યાં છે? મ્હને તેના દીદારનું દર્શન તો કરાવો."

"આમ અધીરઃ ન બની જાઓ. મ્હેં તેને બેહોશ બનાવી દઈને ઓરડીમાં સુવાડી દીધી છે. લગભગ અડધા કલાક પછી તે શુદ્ધિમાં આવશે." યારમહમ્મદે કહ્યું.

વાતચિતમાં બીજો અર્ધો કલાક પસાર થઈ ગયો. પછી યારમહમ્મદે ઓરડી ઉઘાડી તેમાં ઇલેકટ્રિક લાઇટ સળગાવી. દીપકનો પ્રખર પ્રકાશ થતાં જ અભાગિની ચિરદુઃખિની મધુ ધીમે ધીમે શુદ્ધિમાં આવી. કૃષ્ણુલાલ તેની પાસે જઇ તેના અલૌકિક રૂપસૌન્દર્યનું મુગ્ધદૃષ્ટિથી દર્શન કરી રહ્યો હતો. આ સમયે સ્વાભાવિક રીતે જ તેના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળી પડયા કે,

"અધર રંગ કળિ જેવો કોમળ પલ્લવ પ્રમાણુ બે હસ્ત,
કુસુમ સમાન મનોહર જોબન અંગે તમામ છે મસ્ત."

વિના વિલંબે શુદ્ધિમાં આવી મધુએ આંખો ઉઘાડી. પોતાની સ્હામે કૃષ્ણુલાલને જોઇ તે ભયથી ચમકી ઉઠી ઉભી થઇ ગઈ, તથા તેણે પૂછ્યું:–"મ્હને આવી લુચ્ચાઇથી અહીં શા માટે લાવવામાં આવી છે? તમારો શો વિચાર છે?"

કૃષ્ણુલાલે કહ્યું:–"સુંદરિ! અમારો શો વિચાર હશે એ ત્હારા જેવી સૌન્દર્યલતિકા સહેલાઇથી સમજી શકે તેમ છે. મ્હેં એમ

સાંભળ્યું છે કે, ત્હારા પતિનો ત્હારાપર લેશ પણ પ્રેમ નથી. તે એક બીજી સ્ત્રીને ચ્હાય છે. આમ હોવાથી તને સુખી કરવાના શુભ ઉદ્દેશથી જ તને યુક્તિથી અત્રે લઇ આવવામાં આવી છે. મ્હને લાગે છે કે, ત્હારો પતિ મહા મૂર્ખમતિ જ હોવો જોઇએ; નહિ તો તે ત્હારા જેવી રૂપવતી પત્નીનો પરિત્યાગ કરી પરસ્ત્રીપર પ્રીતિ રાખે જ નહિ. વળી અમારો પરિચય ત્હારે હમણાં જાણવાની કાંઇ જરૂર નથી.”

મધુએ આ વાક્યો સાંભળી દિગ્મૂઢ બની જઈ, થોડા સમય સુધી ચિંતાતુર રહ્યા પછી કહ્યું:-“ ન કરો-તમે મ્હારા ઇશ્વર તુલ્ય પતિદેવતાનું આવું અપમાન ન કરો. જો તેઓ પરસ્ત્રીને ચ્હાઇને સુખી થઇ શકતા હોય તો મ્હારે તેમને તેમ કરતા અટકાવી શા માટે દુઃખી કરવા જોઇએ. હિન્દુનારીનું સુખ તેના પતિના સુખમાં જ સમાઈ રહેલું છે. ભોગવૃત્તિ એ પ્રેમ નથી; એ તો એક પ્રકારનો સ્વાર્થ છે; તમે જાણો છો કે;—

> સતી સૌભાગ્યની દેવી, પતિપદ પ્રેમથી પૂજે.
> નિરંતર સ્વામીને સેવી, ગુણો નિજ નાથના ગૂંજે;
> પતિ સાથે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી,
> પ્રબળ પ્રેમે રતિ ધરતી, ચરણ સ્પર્શે ધરા ધ્રુજે;
> વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગ જગમાં,
> સતી વિણ શ્રેષ્ઠતા જગમાં સતીની અન્ય ના સૂઝે.

સતી સ્ત્રી ભોગવિલાસને સર્વથા તુચ્છ સમજે છે. તમે તમારા અધર્મી વિચારોનો ત્યાગ કરી મ્હને સત્વર મ્હારા સ્વામીની સેવામાં પહોંચાડી દ્યો.”

મધુનાં આ વચનો તરફ ધ્યાન નહિ આપતાં કુટિલ કૃષ્ણલાલે કહ્યું:-“ સુંદરિ! મદનદેવતાના પ્રાબલ્યથી તું સર્વથા અજ્ઞાત હોવાથી જ

આવાં વચનો ઉચ્ચારે છે. સકળ સંસાર મદનને આધીન થઈ રહેલો છે. ભોગની લાલસા કેટલી બધી પ્રબળ હોય છે તેનો તને ખ્યાલ છે કે? વળી તું એટલું અવશ્ય સ્મરણમાં રાખજે કે, મ્હારી વિકારવૃત્તિ, મ્હારી ભોગલાલસાને શાન્ત કર્યા સિવાય ત્હારો છુટકારો થનાર નથી. તમારા સ્વામી કરતાં મ્હારામાં શી વાતનું ઓછાપણું છે?"

"ઓ અધર્મી, તું હંસની સાથે વિષ્ટાભોગી કાગડાની, રત્નની સાથે પાષાણની, દેવની સાથે દૈત્યની તથા સુવર્ણના સાથે પીત્તળની તુલના કરે છે? તું મનુષ્ય વેશધારી સાક્ષાત શયતાન છે અને મ્હારે મન મ્હારા પતિ પરમાત્મા સમાન છે. એક અબળાને લુચ્ચાઇથી ફસાવી તેનાપર બળાત્કાર કરતાં તું બિલ્કુલ શર્માતો કે સંકોચાતો નથી? જો ત્હારી પાસે કુબેરનો રત્નભંડાર હોય, ઇન્દ્રલોકનું ઐશ્વર્ય હોય તો પણ હું ત્હારી પાપયાચનાનો કાળાંતરે પણ સ્વીકાર કરી મ્હારા સતીત્વધર્મનો ભંગ કરીશ નહિ." મધુએ દૃઢતાથી કહ્યું.

"ત્યારે તું પણ અહીંથી છૂટવાની આશા રાખીશ નહિ. હમણાં ત્હારું ચિત્ત સ્વસ્થ નહિ હોવાથી જ તું મ્હારો તિરસ્કાર કરે છે; પરંતુ તેના બદલામાં ત્હારે કેટલું બધું કષ્ટ ભોગવવું પડશે તેનો તને કાંઈ ખ્યાલ છે?" કાન્તિપ્રસાદે આવેશમાં જ કહ્યું.

"દુષ્ટ! મ્હારો જીવ જવાનો હોય તો ભલે જાય; પરંતુ મ્હારાથી કદાપિ અધર્માચરણ તો નહિ જ આચરી શકાય.

દિલ આપ્યું જે દિલદારને તે પ્રાણ મ્હારો છે,
હું થઇ ચુકી જે સ્વામીની તે પ્રેમી પ્યારો છે;
દિલ એક, ઉત્તર એક બસ એક મ્હારો પ્રાણ છે;
આલોક કે પરલોકમાં એ સ્વામીનું બસ ધ્યાન છે.

અધમાધમ! વિચારી જો, આ ચાર દિનની ચાંદની જેવી જુવાની,

શા માટે આવાં પાપકાર્યો કરવામાં ગુમાવે છે? અંતકાળે ત્હારે ત્હારાં કુટિલ કાર્યોનો ઉત્તર કિરતારના દરબારમાં આપવો પડશે તેનું તને જ્ઞાન છે?

જુવાની આ જશે ચાલી, જશે આ દેહને માયા,
મળે છે માટી માંહી આ, બની માટી તણી કાયા;
જીવીને જગમહીં જુલ્મી હરિગુણ જો નહિ ગાશે?
જઈ પરલોકમાં પામર પછીથી તું હાય પસ્તાશે.

માટે હજી પણ આ અબળાને ન સતાવ–'મ્હારાપર રહેમ લાવ.' મધુએ પાષાણપર ઉપદેશામૃતનું સિંચન કર્યું.

" હઠીલી સુંદરિ! હું ત્હારો ઉપદેશ સાંભળવાને આવ્યો નથી. ત્હારા આ દેવદુર્લભ સૌન્દર્યનું દર્શન કરી હું અનંગરાજની ઉત્તેજનાથી અત્યંત ઉત્તેજિત બની ગયો છું; પરલોકને હું માનતો નથી; પુનર્જન્મનો પિછાનતો નથી. ભોગવિલાસ ભોગવવામાં જ મનુષ્યદેહનું સાર્થક છે.

દિલ આ દીવાનું છે બન્યું ત્હારા મનોહર રૂપથી,
તું મોહિની છે મદભરી, ત્હારી કંઇ તુલના નથી;
સૌન્દર્યમાં શોભા ભરી, ગાલો મહીં લાલી વસી,
અનુપમ અતિ છે અંગના, ખામી નથી તેમાં કસી;
આ જીગર મ્હારૂં માનિનીના મોહથી રીબાય છે,
આલિંગવા અતિશય તને,આ મન હવે અકળાય છે.

રૂપસુંદરિ! હવે મનમાં સમજી જા અને વિના કારણ દુરાગ્રહ ન કર. વિચાર કરી જો કે, અત્રે અમારા પંઝામાંથી કોણ ત્હારો ઉદ્ધાર કરી શકે તેમ છે? હવે તું ત્હારાં ઉપદેશનાં વ્યર્થ સૂત્રોને સંભળાવી મ્હારી વ્યાકુળતામાં વધારો નહિ કરતાં સત્વર મ્હારી ઇચ્છા પરિતૃપ્ત કર; જો સાંભળ,

મહામદમાતી માયાએ ભલા શંકર ભૂલાવ્યા છે;
ભૂલાવી ભાન યોગીનાં સદા શીલથી ડગાવ્યા છે.
મુનિવર વિશ્વના મ્હોટા સદા એમાં ફસાયા છે;
પુરંદર સમ મહાદેવો સદા માયાથી હાર્યા છે.

કહે હવે તું મ્હને શો ઉત્તર આપે છે?" કૃષ્ણુલાલે રૂઆબમાં જ પૂછ્યું.

મધુઃ—તુ મિથ્યા બકવાદ કરે છે. મ્હેં તને જે ઉત્તર આપવાનો હતો તે ઉત્તર આપી દીધો છે. હું સારી રીતે સમજી ચુકી છું કે. કામથી તું અંધ બની ગયેલો હોવાથી સારાસારનો વિચાર કરી શકવા જેટલી શક્તિ ત્હારામાં રહેલી નથી.

ભ્રાન્તિમાં ભૂલી અરે તું પાપ માર્ગે ધાય છે,
દેહ દુર્લભ માનવીનો વ્યર્થ ચાલ્યો જાય છે;
જીવન છે સ્વપ્નું ક્ષણિક પળમાં ઉડી એ જાય છે,
પુણ્ય ને બસ પાપનો સંગાથ સાથે થાય છે.

નરપિશાચ! ચાર દિવસની ચાંદની જેવી આ જુવાનીને તું પાપકાર્યો કરવામાં પસાર કરી અંતે પસ્તાઈશ—એક અસહાય અબળાની આંતરડી કકળાવી સંસારમાં કોઈ સુખી થઈ શક્યું નથી. વળી તું મ્હારી સાથે નિષ્પ્રયોજન વિવાદ કરે છે. જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણુ છે, મ્હારા અંગમાં ગરમ લોહી છે ત્યાં સુધી તો ત્હારો દુષ્ટ વિચાર પાર પડનાર નથી. ધર્મનું રક્ષણુ કરવા જતાં કદાચ આ જીવનનો અંત આવી જશે તો પણુ તેથી મ્હારી સદ્દગતિ થશે એવો મ્હને દૃઢ વિશ્વાસ છે.

મધુનાં આ વચનો સાંભળી કૃષ્ણુલાલ વિશેષ ઉત્તેજિત બની ગયો. સ્વભાવતઃ એવો નિયમ જ છે કે, મદ્યપાન કરનાર માણસ સામાન્ય પ્રકારથી પણુ ઉત્તેજિત બની જઈ નહિ કરવાનું કાર્ય કરી બેસે છે. આ નિયમ અનુસાર કૃષ્ણુલાલ ઉત્તેજિત બની જઈ મધુ તરફ ધસ્યો તથા તેણે તેને પોતાના બન્ને હાથથી કમરમાંથી બળા-

ત્કારથી પકડી લીધી. આવો પ્રસંગ ઉપસ્થિત થયેલો જોઇ મધુ મ્હોટેથી બોલી ઉઠીઃ–" બચાવો–બચાવો, કસાઇના જુલ્મનો ભોગ થઇ પડેલી આ ગરીબ ગાયને કોઇ બચાવો."

બરાબર આ સમયે જ પોલિસખાતાનો એક યુરોપીઅન્ અધિકારી બે કૉન્સ્ટેબલ સાથે એ સ્થળે ઉપસ્થિત થયો, તથા હાથમાંની રિવૉલ્વર કૃષ્ણલાલના મ્હોં સ્હામે ધરીને તેણે કહ્યુંઃ–" બડમાશ ! અય બાનુકો તુમ છોડ ડો; મગર મારા જાઓગે."

કૃષ્ણલાલ ગભરાઇ ગયો; તેણે મધુને પોતાના હાથમાંથી છૂટી કરી. તે સાથે યૂરોપીઅન્ અધિકારીએ અપરાધીઓને કેદ કરવાની પોતાની સાથેના કૉન્સ્ટેબલોને આજ્ઞા કરી. યારમહમ્મદ, કૃષ્ણલાલ, હસીના અને ચંપાને કૉન્સ્ટેબલો કેદ કરવા લાગ્યા. યૂરોપીઅન્ અધિકારીએ મધુ તરફ જોઇને કહ્યુંઃ–" બાનુ ! તુમ નીચે જા કે ખડી રહો, હમ અય બડમાશોકો સાઠ લેકર અભી આટા હય."

તરત જ મધુ નીચે ચાલી ગઇ; પરંતુ તે નીચે ઉભી નહિ રહેતાં ત્વરિતગતિથી પોતાની બન્ને આંખો જે તરફ પોતાને લઇ જાય તે તરફ જવા લાગી. અપરાધીઓને કેદ કરી તેમની સાથે જ્યારે યુરોપીઅન્ અધિકારી મકાનની નીચે ઉતર્યો ત્યારે મધુ તેની નજરે પડી નહિ. આસપાસ તપાસ કરવામાં આવી તો પણ મધુનો પત્તો લાગ્યો નહિ. મધુ ગૂમ થઇ તેથી ગુન્હેગારોનો ગુન્હો સાબિત થઇ શકે તેમ નહિ હોવાથી યૂરોપીઅન અધિકારી તથા કૉન્સ્ટેબલોએ ગુન્હેગારોને ભય દર્શાવી તેમની પાસેથી પોતાની મહેનતનો બદલો મેળવીને તેમને સર્વને છૂટાં કરી દીધાં. મધુને પકડી લાવવાના બદલામાં યારમહમ્મદને જે પૈસા મળ્યા હતા તે આવી રીતે પોલિસના હાથમાં ગયા. ખરું જ છે કે, ' ચોરીનું ચંડાળે જાય ને પાપી હાથ ઘસતા થાય.'

# પ્રકરણ ૪ થું.

## લિલિયન અને ફૅની.

રાક્ષસી રેઝિનીના જુલ્મનો ભોગ થઈ પડેલી લિલિયન તરફ હવે આપણે આપણી દૃષ્ટિ ફેરવીએ. પ્રથમ ભાગમાં અમે જણાવી ચુક્યા છીએ કે, રૉયલ વિક્ટોરિયા થીએટરનો સુપ્રસિદ્ધ અભિનેતા મિ૦ સ્મિથ રેઝિનીના મહાલયમાં ઉપસ્થિત થયો તે પૂર્વે જ રેઝિનીએ એક ગુપ્ત ઓરડામાં લિલિયનને લઇ જઈને ત્યાં તેણે તેને એક બેન્ચ સાથે બાંધી દીધી હતી. તે એક પણ અક્ષર ઉચ્ચારી શકે નહિ એ માટે તેના મ્હોંને પણ ડુચો મારી બાંધી દેવામાં આવ્યું હતું. કોમળાંગી લિલિયન આવા અસહ્ય દુઃખથી બેહોશ બની ગઈ હતી. જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે તેણે પોતાને એક બિછાનામાં સૂઈ રહેલી જોઈ. તેની પાસે રેઝિની બેસીને તેના મ્હોંપર ગુલાબજળ છાંટી તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરતી હતી.

"હવે આરામ જણાય છે કે, બ્હેન ?" મૅડમ રેઝિનીએ કૃત્રિમ પ્રેમ દર્શાવતાં પૂછ્યું.

"હા, ઠીક છે; છતાં મ્હેં આપનો એવો તે શો અપરાધ કર્યો છે કે, મ્હારી સાથે આપ આવો નિષ્ઠુર વ્યવહાર ચલાવો છો ?" લિલિયને શંકાશીલ સ્વરે સ્હામો પ્રશ્ન કર્યો.

"નિષ્ઠુર વ્યવહાર ? ભોળી છોકરી, જો હું એમ ન કરત—તું ચુપ રહી શકે એવી યોજના ન કરત તો અમારા સર્વના સર્વસ્વનો નાશ થાત તેનું તને જ્ઞાન છે કે ? ઠીક, સ્નેહનો બદલો તો ત્હેં બહુ સારો આપ્યો ! એક રસ્તાના માણસ પાસે ત્હારાપર ઉપકાર કરનાર—

તને પ્રાણદાન દેનારનું અપમાન કરી ત્હેં ત્હારી કૃતજ્ઞતા દર્શાવી છે, કેમ ખરું ને ?" મૅડમ રેઝિનીએ કટાક્ષમાં જ પૂછ્યું.

"માતાજી, હું આપના ચરણોમાં નમી પડીને પ્રાર્થના કરું છું કે, આપ મ્હને વિદાય આપો. હવે આપના મકાનમાં રહેવાની મ્હારી ઇચ્છા નથી. એક ક્ષણ માટે પણ હવે હું અત્રે રહીશ નહિ." લિલિયને પોતાનો વિચાર દર્શાવ્યો.

"શા માટે તું અત્રે નહિ રહે ? અત્રે તને શું દુઃખ છે ? તને અહીં શી વસ્તુની ખોટ છે ? તું માગે તે વસ્તુ તને મળી શકે તેમ છે. તને ખોરાક આપવામાં આવે છે, મનોહર પોષાક પહેરાવવામાં આવે છે, પૈસા આપવામાં આવે છે; એટલું જ નહિ પરંતુ એક રાજરાણીના જેવા સુખમાં તને રાખવામાં આવે છે; આમ છતાં તને સંતોષ થતો નથી ? બીજું ત્હારે શું જોઇએ છીએ તે મ્હને કહે ? આટલું સુખ તેમ જ ઐશ્વર્ય હોવા છતાં તું સુખી થઈ શકતી નથી ? ત્હારા ભાગ્યમાં રસ્તે રખડી ભિક્ષા માગવાનું લખેલું હોવાથી જ આટલું સુખ તું સહન કરી શકતી નથી !"

"જન્મે જન્મ રસ્તે રખડી, ભિક્ષા માગીને હું મ્હારું પેટ ભરીશ–ભિક્ષા નહિ મળે તો ભૂખનું દુઃખ વેઠીશ–દુર્દશાના ભીષણ ચક્રમાં હું ચગદાઇ જઇશ તો પણ તેની મ્હને ચિંતા નથી; છતાં આવી નીચ સોબતથી–પાપાચારથી અને પૈશાચિક વ્યવસાયથી સુખ કિંવા ઐશ્વર્ય મેળવવાની મ્હારી ઇચ્છા નથી. જો હું ધર્મમાર્ગપર રહી વૃક્ષનાં પાંદડાં ખાઇને પણ સ્વર્ગસુખ અનુભવી શકીશ; પરંતુ આવું મહાપાપ કરી સમસ્ત જગતનું સુખ મળે તો પણ તે મ્હને નરક કરતાં વિશેષ દુઃખદાયક લાગશે. એવી નરકયંત્રણા વેઠવાનો મ્હારો વિચાર નથી."

"અભાગિનિ! ન્હાના મ્હોંમાં આવાં વચનો શોભતાં નથી, સમજી? તું બહુ વાચાળ બની ગઇ હોય એમ લાગે છે. આ સઘળા ગુણ નાટકના સ્ટેજપર શોભે તેમ છે! નાટકમાં અભિનય કરીને જ તું આવી વાચાળતાનું શિક્ષણ મેળવી ચુકી છે! ત્હારી આ સઘળી વક્તૃતા તું નાટકમાં સંભળાવે તો જ યોગ્ય લાગે તેમ છે. ત્હારા કરતાં સંસારનો વ્યવહાર હું વિશેષ સારી રીતે જાણું છું. હવેથી મ્હને આવાં ઉપદેશ વચનો સંભળાવવાની હું તને સાફ મના કરું છું. તું જેને 'ધર્મ ધર્મ' કહે છે તે મૂર્ખતા સિવાય બીજું કાંઇ નથી; માટે ધર્મનું ધતીંગ મૂકી દઇ મ્હારી સલાહ સ્વીકારીશ તો સુખી થઇશ."

"હું મ્હારા તુચ્છ જીવન કરતાં પણ ધર્મને વિશેષ મૂલ્યવાન્ સમજું છું. પરમાત્મા પાસે અનન્યભાવથી હું એવી પ્રાર્થના કરું છું કે, મ્હારો જીવ જતાં પણ મ્હારા ધર્મનું રક્ષણ થાય. આપની ઇચ્છા મ્હને મારવાની હોય તો મારો-મ્હને ગાળો ભાંડો-મ્હારો તિરસ્કાર કરો; પરંતુ કૃપાપૂર્વક આપ મ્હને અહીંથી જવા દો."

"હજી પણ તું દુરાગ્રહ કરે છે? અહીંથી વિદાય થવાનો વિચાર સુદ્ધાં તું કરીશ નહિ. જો સાંભળ, આજે મ્હેં વિલ્બર ફરીથી અત્રે આવનાર છે. પ્રથમની માફક તું હવે એમનું અપમાન કરીશ નહિ. તેઓ જે કાંઇ કહે તે તું સાંભળીને તેમની ઇચ્છા પ્રમાણે વર્તજે."

"ના ના-હું તેનું મ્હોં પણ જોઇશ નહિ." લિલિયને ઘણી જ દૃઢતાથી કહ્યું.

લિલિયનનું આ વાક્ય સાંભળી, આંખો લાલચોળ કરી રોઝિનીએ તેને ધમકાવતાં કહ્યું:-"છોકરી, તું શું એમ સમજે છે કે, મ્હારી પાસે ત્હારો દુરાગ્રહ ચાલી શકશે? તું મ્હને ભય દર્શાવે છે, ? ત્હારા જેવી સેંકડો દુરાગ્રહી છોકરીઓને મ્હેં સીધી કરી

નાખી છે, સમજી? તને સીધી કરવી એ તો એક સામાન્ય કાર્ય છે!"

આ વખતે રોઝિનીનાં વચનોનો ભય લિલિયનને લાગ્યો નહિ; ઉલટી તે વિશેષ ઉત્તેજિત બની જઇ, શય્યાપરથી ઉઠીને બોલી:— "પિશાચિનિ! ત્હારામાં મ્હને પકડી રાખવાની શક્તિ છે કે કેમ એ હું જોઇ લઉં છું! ત્હારા જેવી મહાપાપિણીને હું તદ્દન તુચ્છ સમજું છું. મ્હને કોઇ પણ પ્રકારનો ભય નથી. હું જોઉં છું કે, તું મ્હને શું કરી શકે છે?!"

મૅડમ રોઝીનીએ વિકટ હાસ્ય કરીને કહ્યું:—"વાહવાહ! તું તો ઘણી બહાદુર થઇ ગઈ હોય એમ લાગે છે! મ્હારા પંઝામાં સપડાયલી હોવા છતાં શી હિમ્મતથી તું મ્હારો તિરસ્કાર કરે છે! ત્હારી બુદ્ધિશુદ્ધિ ગૂમ થઈ ગયેલી હોવાથી જ તું આવી રીતે મ્હારું અપમાન કરે છે! ઠીક છે, આ સ્થળે જ હું તને કેદ કરી રાખું છું. ત્હારા મન સાથે તું પૂરતો વિચાર કરજે! મ્હેં જે કાંઇ કહ્યું છે તે ત્હારા ભલા માટે જ કહ્યું છે. હવે વિશેષ દુરાગ્રહ નહિ કરતાં ગુપ-ચુપ અહીં બેસી રહેજે. મ્હારી આજ્ઞા પ્રમાણે જ ત્હારે વર્તવું પડશે." આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં મૅડમ રોઝિની ત્યાંથી બ્હાર નીકળી દ્વાર બંધ કરીને ચાલી ગઇ. લિલિયન એ ઓરડીમાં એક બંદિનીના જેવી શોચનીય સ્થિતિમાં પડી રહી.

અરેરે! અભાગિની લિલિયનના દુઃખનું વર્ણન અમે કેવી રીતે કરીએ? ભગવાને તેના ભાગ્યમાં કેટલું કષ્ટ લખેલું છે તેનો નિર્ણય કેવી રીતે થઇ શકે? તેનાપર એક પછી એક નવીન સંકટ આવી પડે છે. હવે એનું શું થશે? કેવી રીતે તે આ પાપસ્થાનમાંથી પલા-યન કરી શકશે? પલાયન કરી જવાનો માર્ગ શોધતી શોધતી લિલિ-યન દ્વાર પાસે ગઇ તો દ્વારને બ્હારથી બંધ કરેલું જણાયું. નિરાશ

બની જઇને લિલિયન બ્હારી પાસે જઇને ઉભી રહી. ચંદ્રપ્રકાશથી પૃથિવી અમૃતમય મધુર હાસ્ય કરી રહી હતી! મૃદુમંદ વાયુસ્પર્શથી વૃક્ષપલ્લવ તથા પુષ્પલતાઓ ડોલતી હતી. લિલિયનને માલૂમ પડ્યું કે, તેને બીજા માળપુર આવેલી ઓરડીમાં કેદ કરી રાખવામાં આવી હતી. એ ઓરડીથી પૃથિવીપરની જમીન લગભગ પચીસેક હાથના અંતરે હતી. વળી આ બારી સિવાય એ ઓરડીમાંથી પલાયન કરી શકાય એવો બીજો એક પણ માર્ગ નહોતો. આ માર્ગેથી જ આત્મ-રક્ષણ કરવાનો અભાગિની લિલિયને પોતાના મન સાથે નિર્ણય કર્યો. ગંભીર રાત્રિ થયા સિવાય–જીવજગત્ નિદ્રાધીન થયા સિવાય પોતાનો હેતુ સફળ થઈ શકશે નહિ એમ તેણે પોતાના મનમાં વિચાર્યું. સર્વત્ર ગંભીર શાન્તિનો વિસ્તાર થયા પછી ચાદર અને ઓઢવાના વસ્ત્રની સહાયતાથી નીચે ઉતરી પડવાનો તેણે નિશ્ચય કર્યો. આવા સંકટજનક કાર્યથી લિલિયન ભય પામે તેમ નહોતી; કેમ કે નાટ્યશાળામાં પાર્ટ ભજવતી વખતે ક્વચિત્ દેવકન્યા કિંવા અપ્સરાનો વેશ ધારણ કરીને તેને ઉંચેથી નીચે સ્ટેજપર ઉતરવું પડતું હતું.

યથા સમયે લિલિયને બિછાનાપરથી ચાદર અને ઓઢવાનું વસ્ત્ર લઇ એ વસ્ત્રોના વચ્ચેથી કડકા કરી નાખી એ કડકા તેણે એક બીજાની સાથે બાંધી દીધા. પછીથી તેનો એક છેડો બારીના કઠેરા સાથે બાંધી બીજો છેડો પોતાની કમર સાથે બાંધી દઇ તે બારીમાંથી નીચે ઉતરી પડી. આવી રીતે લિલિયન પિશાચિની રોઝિનીના પંઝા-માંથી મુક્ત થઈ.

નીચે ઉતર્યા પછી કમર સાથે બાંધેલો છેડો છોડી નાખીને લિલિયન ઘણી ઝડપથી ચાલવા લાગી. થોડે છેટે ગયા પછી ક્યાં જવું એ વિશેનો પ્રશ્ન તેના મનમાં ઉત્પન્ન થયો. પ્રથમ ભાગમાં વર્ણ-

વેલો બનાવ બન્યાથી તે ઘણી કલાન્ત થઇ ગઇ હતી. તેના શરીરમાં જાણે કે સહજ પણ શક્તિ રહી નહોતી. ચાલવા જતાં તેના પગ જાણે કે ઉપડતા જ નહોતા! છતાં ભયની ભાવનાથી તે નિરુપાયે માર્ગ કાપવા લાગી. આવી રીતે ચાલતાં તે એક વિશાળ બાગ પાસે જઈ ચઢી. એ બાગમાં જ કોઈ સ્થળે સૂઈ રહીને રાત્રિનો બાકી રહેલો વખત વીતાડવાનો તેણે વિચાર કર્યો. એમ કર્યા સિવાય બીજો ઉપાય પણ શો હતો? બગીચામાં જતા લિલિયને ઘણાં આશ્રય વગરનાં નિરાધાર, કંગાલ માણસોને ભિન્ન ભિન્ન સ્થળે સૂઇ રહેલાં જોયાં. લિલિયને પોતાની સ્થિતિ સાથે એ કંગાલ માણસોની સ્થિતિ સરખાવી. બગીચામાં કોઈ બેન્ચ ખાલી છે કે કેમ તેની લિલિયન તપાસ કરવા લાગી; પરંતુ અરેરે! આવા મ્હોટા બગીચામાં પણ આટલી ગંભીર રાત્રિ થયેલી હોવા છતાં એક પણ ખાલી બેન્ચ તેના જોવામાં આવી નહિ. સઘળી બેન્ચોપર તેણે હતભાગ્ય માણસોને સૂઈ રહેલાં જોયાં! લિલિયને વિચાર્યું:—"સંસારમાં દરિદ્રોની સંખ્યા જ સર્વેથી વિશેષ છે કે? આવા શહેરમાં સમૃદ્ધિશાળી વ્યક્તિઓ નથી કે શું? આ લોકો એક વખતે દેશની શ્રીમંત વ્યક્તિઓ હતી કે? શ્રીમંતાઈના સમયમાં દ્રવ્યનો છૂટા હાથે ઉપયોગ કરી—અયશ-આરામ અને વિલાસવિભવ ભોગવી અંતે તેમને આ સાર્વજનિક બગીચામાં રાત્રિ વીતાડવી પડે છે કે?!"

તપાસ કરતી કરતી લિલિયન એક ખાલી વેદી જોઇ શકી—એ વેદીપર માત્ર એક જ વ્યક્તિ સૂઈ રહેલી હતી! લિલિયને ધ્યાનથી જોયું તો તેને માલૂમ પડ્યું કે, તે એક સ્ત્રી છે! એક છિન્ન શૉલથી અભાગિની અબળા પોતાનું સર્વાંગ ઢાંકીને સૂઇ રહી હતી. તેને કોઈ પણ રીતે વિરક્ત નહિ કરતાં અનાથિની લિલિયન તેની પાસે વેદી-

પર બેઠી, તથા થોડા સમયમાં જ શ્રમ તેમ જ ચિંતાની વિશેષતાથી અસ્થિર બની જઇ એ સ્થળે જ ઢળી પડી. સૂઈ રહેતાંની સાથે જ તે ગાઢ નિદ્રાને આધીન થઈ. આવી સ્થિતિમાં પણ લિલિયનનો સ્વપ્નના સપાટામાંથી બચાવ થયો નહિ. એ સઘળાં સ્વપ્ન સંબંધ વગરના–અર્થ વગરનાં પરંતુ ભય ઉપજાવનારાં હતાં. સ્વપ્નમાં કોઇ જાણે કે લિલિયનને એમ કહે છે કે, "તું આવી હાલતમાં અત્રે કેમ સૂઈ રહેલી છે?!"

લિલિયને આંખો ઉઘાડીને જોયું. એક પહેરેગીર તેનો ખભો હલાવીને તેને જાગ્રત કરવાનો પ્રયત્ન કરતો હતો. 'જા–અહીંથી ચાલી જા!' એમ કહીને પહેરેગીરે લિલિયનને બળાત્કારે ઉભી કરી. અભાગિની એક પણ શબ્દ ઉચ્ચારી શકી નહિ–એક શબ્દ ઉચ્ચારવા જેટલી શક્તિ પણ તેનામાં નહોતી. ધીમે ધીમે તેણે એ સ્થાનનો ત્યાગ કર્યો. જતાં જતાં એક વખત તેણે પાછળ દૃષ્ટિ ફેરવી તો પેલો પહેરેગીર, તેની સાથે પેલી જે સુંદરી સૂઈ રહેલી હતી તેને પણ જગાડવાનો પ્રયત્ન કરતો તેના જોવામાં આવ્યો. એ સુંદરી નિદ્રામાંથી જાગ્રત થઇને વ્યાકુળદૃષ્ટિથી પહેરેગીરના નિષ્ઠુરતાદર્શક મ્હોં તરફ જોઇ રહી હતી. એ સુંદરીનું મ્હોં જોવામાં આવતાં લિલિયન ઉભી રહી. પહેલાં તેનું આપાદ મસ્તક શૅાલમાં ઢંકાયલું હોવાથી લિલિયન તેના મ્હોંને જોઇ શકી નહોતી. આ સમયે એ સુંદરીનું મ્હોં જોવામાં આવતાં પોતે તેને ઓળખતી હોય એવો લિલિયનને ભાસ થયો. તત્કાળ તે એ વેદી પાસે ગઇ અને સુંદરીને ઉદ્દેશીને આનંદસૂચક સ્વરે તેણે કહ્યું:– "ફ્રૅની, આ શું? તું અત્રે ક્યાંથી?"

"કોણ લિલિયન! તું કે?" સુંદરીએ આશ્ચર્ય પામી કહ્યું, તથા તે એકાગ્રદૃષ્ટિથી લિલિયનના ચિંતાતુર મ્હોં તરફ જોઇ રહી.

કેવો આશ્ચર્યજનક યોગાયોગ?! બન્ને જણીઓ એક બીજીને

ઓળખતી હતી–તેઓ એક બીજીની સાથે થોડા સમય સુધી સુઇ રહેલી હતી; પરંતુ અત્યાર સુધી એક બીજી કોઇને ઓળખી શકી નહોતી.

ફૅની લિલિયનની સંગિની હતી. બન્ને જણીઓ એક જ નાટક કંપનીમાં નોકરી કરતી હતી. સુંદર વસ્ત્રાલંકારોથી વિભૂષિતા થઇ તેમણે પોતાના હાવભાવ અને સંગીતથી હજારો પ્રેક્ષકોનો ધન્યવાદ મેળવ્યો હતો. સ્ટેજપર તેઓ જ્યારે ઉપસ્થિત થતી ત્યારે પ્રેક્ષકો તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લેતા હતા; પરંતુ અરેરે! પ્રથમની સ્થિતિ અને આજની સ્થિતિમાં કેટલો બધો ફર્ક?! સઘળા અભિનેતા અને અભિનેત્રીઓના જીવનનું પરિણામ આવું શોચનીય આવતું હશે કે શું?

પહેરેગીરે તેમના બન્નેના ભાવનું દર્શન કરીને કહ્યું:–"તમે બન્ને જણીઓ એક બીજીને ઓળખતી હો એમ લાગે છે. વાહ! જોડી તો ઘણી રૂપાળી મળી છે! પરંતુ હવે તમે અહીં રોકાશો તે ચાલી શકશે નહિ. હમણાં ને હમણાં તમે આ બાગનો ત્યાગ કરો નહિ તો હું તમને પોલિસ ગેટપર લઇ જઇશ!"

પહેરેગીરનાં આ વાક્યોના ઉત્તરમાં કાંઇ પણ કહ્યા સિવાય ફૅનીએ તથા લિલિયને બગીચાનો ત્યાગ કર્યો, તથા થોડે દૂર ગયા પછી લિલિયને કહ્યું:–"ફૅની, તું આટલી રાત્રે બગીચામાં ક્યાંથી?"

ફૅનીએ ઉચ્ચસ્વરે હાસ્ય કરીને કહ્યું:–"બ્હેન! હું તને પણ બરાબર એવો જ પ્રશ્ન પૂછવા જતી હતી! ઠીક, જો સાંભળ, પ્રથમ હું મ્હારી હકીકત તને કહું છું. નાટક કંપની છોડીને હું સેન્ટ માર્ટિન સ્ટ્રીટમાં–ફ્રેડ બ્લૅક નામના એક ફોટોગ્રાફર પાસે જઇને રહી. જો કે એ કાર્ય મ્હેં કાંઇ સારું તો નહોતું જ કર્યું! પરંતુ હું કરું શું?

નાટક કંપનીમાં રહી-હમ્મેશાં ઉજાગરા વેઠી હાડકાંનું પાણી કરવા કરતાં આ કાર્ય મ્હને ઠીક જણાયું હતું. ફ્રેડને તો મ્હારી પ્રાપ્તિથી સ્વર્ગના ચંદ્રની પ્રાપ્તિ થઈ હોય એમ જ લાગ્યું. જો ખરી રીતે જોવા જઈએ તો તે મ્હને પોતાના જીવ કરતાં પણ વિશેષ વ્હાતો હતો; હું પણ તેને મ્હારા ખરા જીગરથી વ્હાતી હતી. બન્ને જણાં ઘણા સુખમાં દિવસો વીતાડતાં હતાં. મોજશોખમાં પુષ્કળ પૈસા વપરાતા હતા. છેવટે રૂપિયાની તાણ પડી. છેવટે એટલી બધી ભીડ આવી પડી કે ફ્રેડે નિરુપાયે દશ હજાર રૂપિયાની ખોટી નોટ બનાવી; એ નોટ પકડાઈ અને તે ગુન્હા માટે ફ્રેડને એક મહિના ઉપર જ દશ વર્ષની કેદની સજા થઇ છે! ફ્રેડને ગૂમાવી હું આવી કંગાલ સ્થિતિને આધીન થયેલી છું......"

આટલું બોલીને ફ્રૅની છુટા મ્હોડે રડવા લાગી. થોડા સમય પછી પાછી તે કહેવા લાગીઃ-"હવે વૃથા રુદન કરવાથી કાંઇ લાભ નથી. હવે કોઇ પણ રીતે દિવસો વીતાડયા વિના કાંઇ છુટકો છે? અવસ્થા પ્રમાણે વ્યવસ્થા કરવી જ પડે છે! ફ્રેડ કારાગૃહવાસી થયો એટલે મ્હને મ્હારા જીવનનો એક પણ આધાર દેખાયો નહિ. અંતે હું નાટક કંપનીમાં નોકરી મેળવવા માટે ગઈ; પરંતુ કોઈ પણ કંપનીમાં મ્હને નોકરી મળી નથી. સઘળા નાટક કંપનીવાળાઓએ એમ જ કહ્યું કે, તેમની કંપનીમાં જોઇએ એટલી અભિનેત્રીઓ છે. આવી રીતે એ દિશામાં નિષ્ફળ થઇને દ્રવ્ય ઉત્પન્ન કરવાનો સરળ માર્ગ મ્હેં સ્વીકાર્યો-શું કરવું? પેટની પીડાથી માણસને ગમે તે કાર્ય કરવું પડે છે!......"

આટલું બોલીને ફ્રૅનીએ ઉચ્ચસ્વરે હાસ્ય કર્યું. તેના હાસ્યનું દર્શન કરી લિલિયને ગદ્ગદ કંઠે કહ્યુંઃ-"ફ્રૅની, તું આવું વિકટ હાસ્ય ન કર. ત્હારું ભયંકર હાસ્ય જોઇ હું ભયભીત બની જાઉં છું.":

ફૅનીએ કહ્યું:–"હજી તું એવી ન્હાની છોકરી રહી હોય એમ જ લાગે છે. ઠીક, હવે તું ત્હારી કર્મકથા મ્હને કહી સંભળાવ જોઇએ!"

આ વાક્યના ઉત્તરમાં લિલિયને સંક્ષેપમાં પોતાની સઘળી કર્મકથા ફૅનીને કહી સંભળાવી. અંતે તેણે પૂછ્યું:–"હવે હું શું કરું તે તું કહે જોઇએ?"

ફૅની:—કરવાનું શું હતું? ત્હારી પાસે કેટલા પૈસા છે?

લિલિયન:—મ્હારી પાસે નહિ જેટલા પૈસા છે.

ફૅની:—પણ કેટલા છે તે મ્હને કહે તો ખરી?

લિલિયન:—પાંચ છ રૂપિયા.

ફૅનીએ આ ઉત્તર સાંભળી આશ્ચર્ય પામીને કહ્યું:–"ત્હારી પાસે પાંચ છ રૂપિયા હોવા છતાં તું બાગમાં સૂઈ રહી હતી?!"

"બાગમાં ન સૂઈ રહું તો ક્યાં જાઉં? હું એકલી છું–મ્હને મદદ કરે એવું કોઈ નથી–હું એક અનાથિની અબળા છું! હું કોની પાસે જઇને આશ્રય મેળવું?" લિલિયને કરુણાજનક કંઠે કહ્યું.

"ત્હારામાં હજી છોકરવાદપણું રહ્યું છે! તને હજી સંસારનું લેશ માત્ર પણ જ્ઞાન મળ્યું હોય એમ લાગતું નથી. ઠીક, તું મ્હારી સાથે ચાલ. ત્હારા પાંચ રૂપિયામાંથી તું પાંચ લાખનો ધંધો કરી શકે એવો માર્ગ હું તને બતાવીશ." ફૅનીએ કહ્યું.

"બ્હેન! ત્હારા ઉપદેશ પ્રમાણે વર્તવાને હું તૈયાર છું. હું ત્હારી ન્હાની બ્હેન છું. સ્નેહાતિશયથી હું તમને માન દઇને નહિ બોલાવતાં ટૂંકારાથી બોલાવું છું એ માટે મ્હને ક્ષમા મળશે એવી આશા છે. બ્હેન! હવે તો તું જ મ્હારું રક્ષણ કર!" લિલિયને સજળ-નયને કહ્યું.

"લિલિયન! જ્યાં સ્નેહની વિશેષતા હોય છે ત્યાં માનાપમાનનો પ્રશ્ન સંભવતો નથી. જો ત્હારી પાસે હું સઘળી સત્ય હકીકત

કહું છું. હમણાં હું જેવી રીતે મ્હારું જીવન ગુજારું છું એ રીત માટે મ્હને ઘણો તિરસ્કાર છે; પરંતુ પેટની પીડાથીજ મારે એવું જીવન ગુજારવું પડે છે. જો કોઇ પણ રીતે સન્માર્ગપર રહીને દ્રવ્યોપાર્જન કરી શકાય તેમ હોય તો તેમ કરવા હું તત્પર છું. તું ભરત ગુંથણનું કાર્ય ઘણું સારું જાણે છે. મ્હને પણ એ કાર્યનું જ્ઞાન છે. ત્હારી પાસે જે રકમ છે તેનાથી આપણે એક ઓરડી ભાડે રાખી શકીશું. ચાલ, પ્રથમ આપણે એક ઓરડી શોધી કાઢીએ. પછીથી આપણે બન્ને જણીઓ સીવવાનું તથા ભરવા ગુંથવાનું કામકાજ મેળવીશું. આપણી પાસે જે સામાન્ય રકમ છે તેનાથી વ્યવસાય ચાલૂ કરી શકાય એવો સંભવ નથી; છતાં પૂરતો વિચાર કરી કરકસરથી કામ કરીશું તો ધીમે ધીમે આપણી સ્થિતિ સુધરશે એવી મ્હને આશા છે.”

આવો નિર્ણય કરી ઉત્સાહિત અંતઃકરણથી બન્ને બાળિકાઓએ સ્ટ્રાન્ડ રોડ તરફ જવા માંડ્યું.

---

## પ્રકરણ ૫ મું.

---

### સર્પદંશ અને જીવનરક્ષણ.

પ્રથમ ભાગમાં ઠાકોર જાલિમસિંહના અનાચાર તથા રાક્ષસી કુકર્મોનું વર્ણન કરતાં અમે જણાવી ચુક્યા છીએ કે, માલતીએ જ્યારે તેની પાપયાચનાનો અસ્વીકાર કર્યો ત્યારે તેણે તેને તે જે મકાનમાં રહેતી હતી તે મકાનમાં આવેલા એક ગુપ્ત ભોંયરામાં હડસેલીને ભોંયરાના પ્રવેશદ્વારને બરાબર બંધ કરી દીધું હતું. એ ભોંયરામાં અંધકારનો એટલો બધો વિસ્તાર થયેલો હતો

કે તેમાં ફસાઈ પડેલા માણસથી દિવસ કિંવા રાત્રિના સમયનો પણ નિર્ણય થઈ શકે નહિ. જાલિમસિંહના ત્યાંથી વિદાય થઇ ગયા પછી માલતી શું કરવું અને આ ભેદી ભોંયરામાંથી કેવી રીતે બ્હાર નીકળવું તેની ચિંતા કરવા લાગી. પતિના મૃત્યુના સમાચારપર હવે તે વિશ્વાસ મૂકી શકતી નહોતી. કદાચ પોતાની પાપવૃત્તિ પરિતૃપ્ત કરવાના વિચારથી અધર્માચારી ઠાકોરે તેના પતિને કોઈ ગુપ્ત સ્થળે કેદ પણ કરી રાખ્યો હોય એમ તેને લાગતું હતું; પરંતુ પતિના વર્તમાન જાણી શકવા જેવી પોતાની સ્થિતિ નહિ હોવાથી તે પ્રથમ પોતાના ઉદ્ધારની ચિંતા કરવા લાગી. ભોંયરાનું બીજી તરફનું દ્વાર ઉઘડી શકે તેમ હોય તો ત્યાંથી બ્હાર નીકળી પડવાના વિચારથી તે અંધકારમાં અથડાતી કુટાતી, ધીમે ધીમે પગલાં ભરતી આગળ વધવા લાગી. આવી રીતે બે કલાક સુધી તે આગળ વધી; છતાં ભોંયરાનો અંત આવ્યો નહિ; તેથી એ ભોંયરું કદાચ ઘણું લાંબું હશે અને પોતાનાથી બ્હાર નીકળી શકાશે નહિ એવો ભય તેના અંતરમાં ઉપજ્યો; છતાં આશા એક અદ્દ્ભુત વસ્તુ છે. આશા મરિચિકાનું પોષણ કરી અભાગિની માલતી પોતાને લાગેલા થાકની ચિંતા નહિ કરતાં આગળ વધવા લાગી. એવામાં દૂરથી તેણે ફુંફાડાનો ભીષણસ્વર સાંભળ્યો. આવા નિર્જન ભોંયરામાં કોઈ મનુષ્ય ફુંફાડો મારે એ સર્વથા અસંભવ હતું. માલતીને પણ એમ જ લાગ્યું તથા ક્ષણ માત્રમાં જ તેના અંતરમાં નવીન ભય ઉપજ્યો. કદાચ કોઈ પ્રાણહારક સર્પ ફુંફાડા મારતો પોતાના તરફ આવતો હશે એમ તેને લાગ્યું. તે હવે આગળ નહિ વધતાં ત્વરાથી પાછી ફરી અને અત્યંત ભય ઉપજવાથી ધ્રુજતાં પગલે મકાન તરફ પાછી જવા લાગી. તે સાથે ફુંફાડાનો અવાજ પણ ધીમે ધીમે પાસે આવવા લાગ્યો. અંધકારની વિશેષતા હોવાથી

માલતી ઝડપથી દોડી શકે તેમ નહોતી. એવામાં દૈવયોગે તેનું મસ્તક ભોંયરાના એક પત્થર સાથે અથડાયું તથા તે બેહોશ બની જઇને ધરા-પર ઢળી પડી. આ સમયે એક વિકાળ ફણિધર ફુંફાડા મારતો મારતો તેના બેશુદ્ધ બની ગયેલા દેહ પાસે આવી પહોંચ્યો તથા તેના પગના અંગુઠાને દંશ દઇ જોતજોતાંમાં અદૃશ્ય થઇ ગયો.

બીજે દિવસે સ્હવારે જ્યારે ઠાકોર જાલિમસિંહનો એક વિશ્વાસુ નોકર માલતી માટે ખાવાની સામગ્રી લઇ આવ્યો ત્યારે તે ભોંયરામાં માલતી નજરે નહિ પડવાથી, ભોંયરું બંધ કરી જાલિમસિંહ પાસે જઇને છુપી રીતે એ સમાચાર તેણે તેને જણાવ્યા. જાલિમસિંહ સ્વતઃ પુનઃ એ નોકરની સાથે માલતીના નિવાસગૃહમાં આવ્યો તથા નોક-રના હાથમાં એક સળગતી મશાલ રખાવી તેણે એ ભોંયરામાં પ્રવેશ કર્યો. થોડો માર્ગ કાપ્યા પછી તે માલતીના ચૈતન્યહીન બની ગયેલા દેહ પાસે જઇ પહોંચ્યો. નાડી તપાસી જોતાં તે સ્થિર થઈ ગયેલી તથા શરીર ઠંડું થઈ ગયેલું તેના જોવામાં આવ્યું. આવો ભીષણ હૃદયદ્રાવક દેખાવ જોવામાં આવ્યા છતાં નિષ્ઠુર દુરાચારી જાલિમ સહજ પણ વિચળિત થયો નહિ. અનુચરના હાથમાંની મશાલ પોતાના હાથમાં લઈ તેણે તેને માલતીના ચૈતન્યહીન દેહને ઉપાડી લેવાની આજ્ઞા કરી. તેના અનુચરે માલતીને ઉપાડી લીધી એટલે તેની સાથે તે બ્હાર નીકળ્યો તથા મકાનમાં ઉપસ્થિત થયા પછી માલતીને એક પલંગમાં સૂવાડી પેલા નોકરને વૈદ્યને બોલાવી લાવવા મોકલ્યો. યથા સમયે વૈદ્ય આવી પહોંચ્યો અને તેણે માલતીનું મૃત્યુ થયું છે એવો અભિપ્રાય દર્શાવ્યો. સમસ્ત શ્યામગઢમાં એવી અફવા ફેલાવવામાં આવી કે, સર્પદંશથી એકાએક માલતીનું મૃત્યુ થયું છે. આ અફવા લોકોને ખરી લાગી કે કેમ એ જોવાની આપણને જરૂર નથી. યથાસ-

મયે માલતીના મૃતદેહને સ્મશાનભૂમિમાં લઇ જઇને દાટવામાં આવ્યો.

કાળી ચૌદશની રાત્રિ હોવાથી પૃથિવીપર ઘોર અંધકારનો ફેલાવો થયેલો હતો. હાથને હાથ સુદ્ધાં સૂઝે તેમ નહોતો. આકાશ, પૃથિવી અને જગત્ સઘળું ગાઢ અંધકારમાં ઢંકાઈ રહ્યું હતું. આવા સમયે સ્મશાનભૂમિમાં એક વિભુતિભૂષિત, જટાવિલંબિત, પક્વકેશ યોગીપ્રવર ફર્યાં કરતો હતો. રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરીને તે એક સુમધુર કર્ણપ્રિય ભક્તિરસપૂર્ણ ભજન લલકારતો હતોઃ—

( જંગલા તાલ ૩ )

“ ક્યા સોવે ગફલત કી માતી
સકલી રૈનૂ વિહાય ચલી રી—ટેક—ક્યા૦
ઉઠ કર કે કર સેવ પિયાકી
જન્મ સફલ હો જાય અલી રી—૧—ક્યા૦
સુંદર બદન બસન વર ભૂષણ
પિયા બિન બાત ન એક ભલી રી—૨—ક્યા૦
યહ જોબન ધન થિર ન રહાવે
દિન દિન ઉમરા જાય ઢલી રી—૩—ક્યા૦
**બ્રહ્માનંદ** પિયા ઘર માંહી
ઢૂંઢન જા મત નગર ગલી રી—૪—ક્યા૦ ”

સંગીત ગાતો ગાતો યોગી જે ઠેકાણે અભાગિની માલતીના મૃત દેહને દાટવામાં આવ્યો હતો એ સ્થળે જઈ પહોંચ્યો, તથા એ સ્થળે જ ઉભો રહીને તે એક બીજું ભજન તન્મયચિત્તે ગાવા લાગ્યોઃ-

( રાગ બરહંસ તાલ ધમાલ. )

“ નાથ તેરી માયા જાલ બિછાયા

જામે સબ જુગ ફિરત ભુલાયા—ટેક—નાથ૦
કર નિવાસ નૌ માસ ગર્ભમેં ફિર ભૂતલમેં આયા
ખાનપાન વિષયા રસ ભોગન
માત પિતા શિખલાયા—૧—નાથ૦
ઘરમેં સુંદર નારી મનોહર દેખદેખ લલ ચાયા.
સુન સુન મીઠી બાત સુતનકી
મોહપાશમેં ફસાયા—૨—નાથ૦
ગૃહકાજનમેં નિશદિન ફિરતે
સકલો જન્મ બિતાયા.
આશા પ્રબલ ભઇ મન ભીતર
નિર્બલ હો ગઈ કાયા—૩—નાથ૦
પાપપુણ્ય સંચય કર પુન પુન સ્વર્ગ નરક ભટકાયા
**બ્રહ્માનંદ** કૃપા બિન તુમરી
મોક્ષ નહીં કોઇ પાયા—૪—નાથ૦

ભજન ગવાઇ રહ્યું. યોગી એ સ્થળે જ યોગસાધના કરવા બેઠા, તો તેને પોતાના પગ નીચેની જમીનમાં કોઇનું મુડદું દાટવામાં આવેલું હોય એમ લાગ્યું. વિના વિલંબે યોગીએ અલ્પકાળ સુધી ધ્યાન ધરી પોતાના મન સાથે કાંઇ નિર્ણય કર્યો અને તેણે એ સ્થળેથી માટી ખોતરી નાખી દૂર નાખવા માંડી. આવી રીતે અડધા કલાક સુધી મહેનત કરીને તેણે માલતીના દેહને જમીનના ગર્ભમાંથી બહાર કાઢ્યો તથા તેની નાડી તપાસી જોઇ. નાડી તપાસી જોતાં તેનો જીવ બ્રહ્માંડમાં ચઢી ગયેલો માલૂમ પડયોઃ એટલું જ નહિ પરંતુ સર્પદંશથી તે આવી મૃતપ્રાયઃ થઇ ગયેલી છે એમ તે સમજી શક્યો. માલતીના દેહમાં અપાનવાયુ અવિકૃતભાવે રહેલો હતો. સર્પદંશનું ઝેર

તેના અંગ પ્રત્યંગમાં ફેલાઇ ગયેલું હતું. જેવી રીતે દોરીથી બાંધી રાખેલું પક્ષી ઉડી જતાં દોરી ખેંચી તેને પાછું લાવવામાં આવે છે તે જ પ્રમાણે જો અપાનવાયુ કાયમ હોય છે તો તેની સહાયતાથી પ્રાણવાયુને ખેંચી શકાય છે. યોગી સર્પદંશનું ઝેર ઉતારવાની ઔષધિ જાણતો હતો. તેણે વિના વિલંબે એક પ્રકારનું વનસ્પતિનું ઔષધ મેળવી તે માલતીના શરીરમાં ઉતાર્યું. ત્યાર પછી એક કલાકના અંતરે માલતીના ચૈતન્યહીન દેહમાં ચેતનાનો કિંવા શુદ્ધિનો સંચાર થયો. તેણે ઉઠીને બેઠી થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે એટલી બધી નિર્બળ બની ગઈ હતી કે તેનાથી ઉઠી શકાયું નહિ. યોગીએ તેને બીજું એક બળવર્દ્ધક વનસ્પતિના ઔષધનું સેવન કરાવ્યું જેથી તેના નિર્બળ શરીરમાં ધીમે ધીમે થોડી•શક્તિ આવી તથા તેણે બેઠી થઇ યોગીના ચરણોમાં પ્રણામ કરી આશ્ચર્યસૂચક સ્વરે પૂછ્યું:–“ પ્રભુ ! આપ કોણ છો ? હું આ શ્મશાનમાં આવી સ્થિતિમાં ક્યાંથી ? ? ”

“ બેટા ! એ સઘળો દૈવી યોગાયોગ છે. હું યોગસાધના કરવાના ઉદ્દેશથી આવી મધ્યરાત્રે આ ભીષણ શ્મશાનમાં આવી ચઢ્યો હતો. એવામાં અહીં આવતાં પગ નીચેની જમીન નીચે કોઈના મૃતદેહને દાટવામાં આવ્યો હોય એમ મ્હને લાગ્યું. ધ્યાન ધરી જોતાં મ્હને સત્ય પ્રકાર માલૂમ પડ્યો તથા ત્હારા દેહને જમીનના ગર્ભથી બ્હાર કાઢી ને તપાસતાં સર્પદંશથી તું ચૈતન્યહીના બની ગયેલી છે એવી મ્હારી ખાત્રી થઇ. ત્હારો જીવ ચાલ્યો ગયો નહોતો–અપાનવાયુનું ત્હારા શરીરમાં અસ્તિત્વ હોવાથી જ હું પ્રાણવાયુ લાવી શક્યો છું; છતાં આવું કાર્ય કરનાર વ્યક્તિઓ વિશ્વસંસારમાં વિરલ હોય છે. પૂર્વજન્મના પુણ્યપ્રભાવથી અને સદ્દગુરુના શિક્ષણથી મ્હારામાં આટલી સામાન્ય શક્તિ છે તથા આજે એનો સદુપયોગ થયેલો હોવાથી મ્હને

આનંદ થાય એ સર્વથા સ્વાભાવિક છે.”

યોગીનાં આ વચનો સાંભળી થોડા સમય સુધી સ્વગત કાંઈ વિચાર કરીને માલતીએ કહ્યું:–“ મહાનુભાવ મહાત્મન્! આજે મ્હારા-પર આપે મહાન્ ઉપકાર કર્યો છે. આ અભાગિનીનાપર પુષ્કળ દુઃખ આવી પડ્યું છે. આ જગતમાં જ્યારથી મ્હેં જન્મ ધારણ કર્યો છે ત્યારથી જ દુઃખે મ્હારો પીછો પકડ્યો છે. દુરાચારી ઠાકોર જાલિમ-સિંહે મ્હારા તેમ જ મ્હારા સ્વામીનાપર ઘણો અમાનુષિક જુલ્મ ગુજાર્યો છે. પ્રભુ! હું દુઃખથી કાયર થઇ ગયેલી છે. જીવન કરતાં મૃત્યુ જ હવે મ્હારી કામનાની વસ્તુસ્વરૂપ થયેલું છે.”

માલતીનાં આ વચનોના ઉત્તરમાં યોગી મહાત્માએ કહ્યું:–“ બેટા! સુખદુઃખ એ માત્ર ભ્રમિત મનની માન્યતા સિવાય બીજું કાંઈ નથી. આજે જે વસ્તુની પ્રાપ્તિથી આપણને સુખ જણાય છે તે વસ્તુની પ્રાપ્તિ જ કાળક્રમે દુઃખના કારણરૂપ લાગે છે. દુઃખનો અર્થ માનસિક નિર્બળતા છે. દુઃખ એ તો માણસના કર્મની કસોટી કર-નાર ઇશ્વરપ્રેરિત વસ્તુ છે માટે સુખદુઃખમાં સમાનવૃત્તિ રાખી સદા-ચરણ અને ધર્માચરણમાં જ પ્રવૃત્તિ રાખવાથી મનુષ્ય પોતાના દેહ અને જીવનનું કલ્યાણ સાધી શકે છે. જે વ્યક્તિ નિરંતર સ્વધર્મનું પ્રતિપાલન કરે છે તેનું જ માનવજીવન સાર્થક થાય છે. માયા અને પ્રકૃતિના બાહુબંધનમાંથી આત્મમુક્તિનો જે ઉપાય છે તે જ સ્વધર્મ છે; ચિત્તશુદ્ધિનો જે ઉપાય છે તે જ સ્વધર્મ છે–દૈહિક શુચિ અને યથોચિત સમયે દેહનું રક્ષણ કરવાનો જે ઉપાય છે તે જ સ્વધર્મ છે. એ સર્વનું પ્રતિપાલન કરવામાં આવે તો તે સ્વધર્મનું જ પ્રતિપાલન કરવામાં આવે છે એમ કહી શકાય. આ સ્વધર્મના પાલનમાં–આ મનુષ્યત્વની વૃદ્ધિમાં જ માનવનું સુખ છે–સુખનો બીજો કોઈ ઉપાય

નથી. આ માનવસમષ્ટિ એક મહાપ્રાણથી અનુપ્રાણિત છે તેથી એક જણ બીજાથી વિયુક્ત નથી. માનવની ભેદકલ્પના અમૂલક છે. સર્વનું એક રક્ત, એક માંસ, એક પ્રાણ અને એક આત્મા છે—જળાશય વિભિન્ન હોવા છતાં જળ એક છે. એક બિંદુજળનું જેથી સુખ થાય છે તેથી મહાસિંધુનું પણ સુખ થાય છે. મહાસિંધુનું બિંદુ માનવ છે. સર્વભૂતનું હિત એ જ ખરો માનવધર્મ છે; અર્થાત્ સર્વનું હિત સધાયા સિવાય પોતાનું હિત સધાતું નથી. કર્મફળની આસક્તિ રાખ્યા સિવાય નિષ્કામભાવથી જગતનું હિત સાધવું એ જ માનવધર્મ છે. આ ધર્મ પાછો પ્રકૃતિભેદથી સ્વતંત્ર છે. જે ધર્મ અગ્નિનો છે એ જ ધર્મ પાણીનો નથી. અગ્નિ વસ્તુને પકાવી, ઠંડી દૂર કરી જગતના ઉપકારરૂપ ધર્મનું પાલન કરે છે ત્યારે પાણી તૃષાતુરની તૃષાનું નિવારણ કરી ધર્મનું પાલન કરે છે. હવે પાણી જો અગ્નિનું કાર્ય કરવા જાય તો તે અન્યાય કહેવાય અને તેમ તેનાથી થઇ શકે પણ નહિ. તેથી પ્રકૃતિ અનુસાર અનિર્લિપ્ત ભાવથી કર્મ કરવું એ જ મનુષ્યજાતિનો મહાધર્મ છે. બ્રહ્મ સર્વ પ્રાણીમાં છે—એથી જ સકળપ્રાણીનું હિતકાર્ય બ્રહ્મમાં જ સમર્પણ છે; એથી કર્મબીજનો નાશ થાય છે—એથી જ જીવને આનંદ પ્રાપ્ત થઈ તેનો મોક્ષ થાય છે. આ સાગરસંગમમાં ઉપસ્થિત થવાના ત્રણ માર્ગ છે. એ માર્ગ જ્ઞાન, કર્મ અને ભક્તિના નામથી ઓળખાય છે. આ ત્રણે માર્ગમાં ભક્તિમાર્ગ સર્વોત્તમ ગણાય છે. નિરાકાર—નિર્ગુણ બ્રહ્મ—ઇશ્વરનું ધ્યાન ધરવું એના કરતાં સાકારસગુણ બ્રહ્મ—ઈશ્વિરની આરાધના કરવાનું કામ ઘણું સરળ છે. સઘળા દૃશ્ય પદાર્થોના મૂળમાં એક જ ઇશ્વરનો નિવાસ છે; તેથી જ ઇશ્વરને અખિલ વિશ્વવ્યાપક કહેવામાં આવે છે. બેટા! જાણી જોઇને મૃત્યુની કામના કરવી એ એક પ્રકારનું મહાપાપ કરવા જેવું છે. મનુષ્યજીવનની ઉપયોગિતા કેટલી બધી છે એ તું હવે સમજી શકી હોઇશ.”

"પ્રભુ! આપનો આ ઉપદેશ સર્વથા સત્ય છે; પરંતુ મ્હારા જેવી અબળા–પતિવિયોગિની પ્રમદા જીવજગતનું શું કલ્યાણ કરી શકે તેમ છે?" માલતીએ ભક્તિસૂચક સ્વરે કહ્યું.

"બેટા! આ ત્હારો ભ્રમ છે–એક પ્રકારની અજ્ઞાનતા છે. આજ-કાલ આપણા પરમપવિત્ર ભારતવર્ષમાં સ્ત્રીઓ વિશેષ અજ્ઞાન છે–દિવસે દિવસે ધર્મનો લોપ થતો જાય છે અને અધર્મનો વ્યાપાર વધતો જાય છે એક તરફથી કહેવાતા સમાજસુધારકો સઘળી વર્ણોનાં અરસ્પરસમાં કોઇ પણ પ્રકારના પ્રતિબંધ સિવાય લગ્નો થઇ શકે એ માટે બૂમબરાડા પાડી રહ્યા છે. જો એમના બરાડાઓમાં તેઓ ફાવશે, એમના પોકારની આર્યાવર્ત્તવાસીઓના મનપર અસર થશે તો વર્ણ-સંકર પ્રજાની ઉત્પત્તિ થશે અને તે સાથે અધર્મનું વાતાવરણ વધી જશે. આવી પરિસ્થિતિમાં વ્યક્તિ માત્રે પોતાનાં અજ્ઞાની સંબંધીઓને તથા સ્વદેશવાસીઓને ધર્મનો ઉપદેશ આપવાની અત્યંત અગત્ય છે. સર્વને એવું સમજાવવાની ખાસ જરૂર છે કે, ધર્મ અને નીતિના બળથી જ માનવજાતિનું ચારિત્ર્ય ઘડાય છે તથા ચારિત્ર્ય ઉપર જ માનવસમૂહના કલ્યાણાકલ્યાણનો આધાર રહેલો છે. ઉચ્ચવર્ણના પુરુષનો લગ્ન સંબંધ નીચવર્ણની કન્યા સાથે થવાથી કેવું પરિણામ આવે છે તથા તે કેવો પતિત ગણાય છે એ વિશે મનુભગવાને પોતાની સ્મૃતિમાં જણાવેલું છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરુષો જો ધન અથવા તો કામથી મોહ પામીને શૂદ્ર જાતિની કન્યાને પરણે છે તો તેઓ પોતાનાં કુળોને સંતાનોની સાથે તરત શૂદ્રપણાને પમાડે છે.* વળી બ્રાહ્મણ જો શૂદ્ર જાતિની કન્યાને પરણે છે તો પતિત થાય છે

* हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ।
कुलान्येव नयन्त्याशु ससंतानानि शूद्रताम् ॥

એવો અત્રિનો તથા ઉતથ્યના પુત્ર ગૌતમનો અભિપ્રાય છે. ક્ષત્રિય જો શૂદ્રની કન્યાને વિશે સંતાન ઉત્પન્ન કરે છે તો તે પતિત થાય છે એવો શૌનિક ઋષિનો અભિપ્રાય છે, અને વૈશ્ય જાતિનો પુરુષ શૂદ્ર જાતિની સ્ત્રીને પરણ્યો હોય તો તેના પુત્રને ઘેર પુત્રનો જન્મ થાય ત્યારે તે પતિત થાય છે એવો ભૃગુઋષિનો અભિપ્રાય છે.[1] તદુપરાત બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીની સાથે શય્યામાં શયન કરવાથી પતિત થાય છે અને તે વિશે પુત્રને ઉત્પન્ન કરે છે તો બ્રાહ્મણપણામાંથી જ ભ્રષ્ટ થાય છે.[2] આ સર્વ સિદ્ધાન્તોને વર્ત્તમાનકાળના સંસારસુધારકો(!)એ પોથીમાંનાં રીંગણાં જેવા ગણી કાઢી સર્વત્ર સ્વચ્છંદતા અને સ્વૈર વર્તણુકનો માર્ગ ખુલ્લો કરવા માંડ્યો છે એથી આર્યજાતિનું અધઃપતન જ થશે. આ અધઃપતનનો અટકાવ કરવાના સદુદ્દેશથી સુશિક્ષિત સ્ત્રી પુરુષોએ બનતો પ્રયત્ન કરવો જોઇએ. અન્ય દેશોમાં સ્ત્રીઓ સુદ્ધાં જનસમાજને ઉપદેશ આપવાનું કામ કરે છે. પ્રાચીન આર્ય સતીઓની ધર્મપ્રિયતાનાં ઉદાહરણો આર્યભગિનીઓને દર્શાવી તું પણ તેમના જીવનક્રમને ઉન્નત કરવાનો સ્તુત્ય પ્રયાસ કરી ત્હારા આ નારીજીવનનું સાર્થક કર એવી જ મ્હારી આંતરિક ઇચ્છા છે. આજકાલ ભારતના સનાતન ધર્મધુરંધરોએ પણ જનસમાજના કલ્યાણાર્થે વર્ત્તમાન વર્ણસંકર પ્રજોત્પત્તિના હિમાયતીઓની બરાબર ખબર લેવા માંડી છે એ એક રીતે સ્તુત્ય છે. બેટા! સંસારમાં રહી તું ઇશ્વરનિર્દિષ્ટ કર્મયોગનું યથાશક્તિ પ્રતિપાલન કર;

---

[1] शूद्रावेदी पतत्यत्रेरुतथ्यतनयस्य च ।
शौनकस्य सुतोत्पत्त्या तदपत्यतया भृगोः ॥

[2] शूद्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ।
जनयित्वा सुतं तस्यां ब्राह्मण्यादेव हीयते ॥

જેથી પરિણામે તું ભક્તિમાર્ગની અધિકારિણી થઇ શકીશ; વળી ત્હારા પતિનો ત્હારી આવી ઉછરતી જીંદગીમાં વિયોગ થયો છે એ જો કે ખેદનો વિષય છે; પરંતુ મનમાંથી માયાને દૂર કરી નાખ. વિશ્વસંસારમાં મૃત્યુ એ જીવનું માત્ર રૂપાંતર છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ અર્જુનને એવો ઉપદેશ આપેલો છે કે,

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिण ।**

**अनाशिनोऽप्रमेयस्यतस्माद्युद्धयस्वभारत ॥ १८ ॥**

**य एनं वेत्तिहंतारं यश्चैनं मन्यते हतम् ।**

**उभौ तौनाविजानीतोनायंहंतिनहन्यते ॥ १९ ॥**

**श्रीमद्भगवद्गीता अध्याय २.**

અર્થાત્ શરીરમાં નિવાસ કરનાર જીવાત્મા નિત્ય અવિનાશી અને ન સમજી શકાય એવો છે. એનાં આ શરીર સર્વે નાશવંત છે માટે હે ભરતવંશી અર્જુન ! તું યુદ્ધ કર. એને (જીવાત્માને) જે કોઇ મારનાર અથવા મરનાર માને છે તે બન્ને વાત માનનાર અજ્ઞાની છે; કારણ કે તે મારતો નથી અને મરતો પણ નથી. બેટા ! ધોબી જેવી રીતે જીર્ણ થયેલાં વસ્ત્રો ધોઇને સ્વચ્છ કરે છે તેવી જ રીતે જીવાત્મા એક દેહનો ત્યાગ કરી બીજા દેહમાં સ્થાન મેળવે છે; માટે બની ગયેલા બનાવ માટે તું શોક કરીશ નહિ. માત્ર પતિના ધ્યાનમાં ચિત્ત રાખી તું સ્વધર્મનું પાલન કરજે; જેથી ત્હારી સકળ ઇચ્છાઓ પરિપૂર્ણ થશે. હવે મ્હને વિશેષ અવકાશ નથી તેથી હું વિદાય થવાને ઇચ્છું છું."

"પ્રભુ ! આપના ઉપદેશામૃતથી મ્હારા અંતરને ઘણી શાન્તિ મળી છે, છતાં હું એકલી મ્હારે ઘેર કેવી રીતે જઇ શકીશ? પ્રભાત-

કાળ થવા આવ્યો છે. રસ્તે જતાં જો કદાચ જાલિમસિંહ ઠાકોરનો કોઇ માણસ મ્હને જોઇ જશે તો પુનઃ મ્હારી દુર્દશા થશે એવો મ્હને ભય રહે છે.” માલતીએ પોતાના ભયનો સ્ફોટ કર્યો.

“ બ્હેન ! ઇશ્વિર સર્વેનો સહાયક છે. ઇશ્વિરનાપર દૃઢ વિશ્વાસ રાખી તું ઇચ્છિત સ્થળે ચાલી જા. હું તને આશીર્વાદ આપું છું કે, ઇશ્વિર ત્હારું રક્ષણ કરો. જે મહા પ્રભુએ પ્રહ્લાદને ઉગાર્યો છે, ભર-દરબારમાં દ્રૌપદીની લજ્જાનું રક્ષણ કર્યું છે તે મહાપ્રભુ સદૈવ ત્હારું રક્ષણ કરશે. ” આમ કહી યોગી માલતીના મસ્તકપર હાથ ફેરવી ઉઠી ઉભો થયો તથા એક બાજૂએ એક ભજન ગાતો ગાતો ચાલ્યો જવા લાગ્યો. એ ભક્તિ રસપૂર્ણ ભજનના સુમધુર શબ્દો માલતીના કર્ણપ્રદેશમાં સંભળાવા લાગ્યાઃ—

## (બરહંસ તાલ ધમાલ.)

“ નાથ કૈસે નરસિંધરુપ બનાયા,  
જાસે ભક્ત પ્રલ્હાદ બચાયા—ટેક. નાથ૦

ના કોઈ તુમરા પિતા કહાવે, ના કોઇ જનની જાયા;  
થંભ ફોડ કર પ્રગટ ભયે હરિ,  
યહ અચરજ તેરી માયા. નાથ૦ ૧

આધા રૂપ ધરા પ્રભુ નરકા આધા સિંહ સુહાયા;  
હિરણ્યકશિપકો પકડ ધરણમેં,  
નખસેં ફાડ ગિરાયા. નાથ૦ ૨

ગર્જન સુનકર દેવલોકસેં બ્રહ્માદિક સબ આયા;  
હાથ જોડકર બિનતી કીની,  
શાન્ત સ્વરૂપ કરાયા. નાથ૦ ૩

અંતર્યામી સર્વ વ્યાપક ઈશ્વર ભેદ બતાયા;
**બ્રહ્માનંદ** સત્ય કર સબકો,
યહ પરમાણુ દિખાયા. નાથ૦ ૪

ધીમે ધીમે યોગી દૃષ્ટિથી દૂર થયો અને તે સાથે ભજન સંભળાતું પણ બંધ પડ્યું.

---

## પ્રકરણ ૬ ઠું.

### સુધારક લગ્ન.

" દયા રોનારાંની. ઉપર નવ મ્હારા હૃદયને !
તમારું રોવું એ કપટમય ને ક્રૂર જ દિસે !
તમારાં લોહીમાં મમ હૃદય આ સ્નાન કરશે,
અને તોયે સૌએ ઘટિત જ થયું એમ ગણશે ! "

—કલાપી.

મધુના અદૃશ્ય થયાને લગભગ એક અઠવાડીઉં વીતી ગયું; છતાં તેનો પત્તો લાગ્યો નહિ તેથી કાન્તિપ્રસાદને ' ભલું થયું ભાગી જંજાળ ! ' જેવું થયું. રમાસુંદરીની સાથેના સંબંધમાં હવે કોઈ તેને અડચણ કરે તેમ નહોતું. દિવસે દિવસે રમાસુંદરી સાથેનો તેનો સંબંધ વિશેષ ઘનિષ્ટ થવા લાગ્યો; છતાં એ મોહમુગ્ધ યુવક સમજી શક્યો નહિ, તે જેને અમૃતધારા સમજે છે તે હળાહળ વિષ છે–એક પ્રકારની છળના છે. યુવકોના ચિત્તમાં અસહ્ય યાતના ઉત્પન્ન કરી તેમનું સમસ્ત જીવન દુઃખમય કરનાર વિષધારા છે. રમાસુંદરીએ યથા સમયે મેટ્રિકની પરીક્ષા પસાર કરી

વિદ્યાલયનો ત્યાગ કરી દીધો હતો તેથી હવે તે સર્વ પ્રકારે સ્વતંત્ર હતી. તેના પિતા એક સંસારસુધારક તરીકે પ્રખ્યાત હોવાથી તેઓ પુત્રીની સ્વતંત્રતાની આડે આવતા નહોતા. જો કે મનમાં તો તેઓ સમજી શકતા હતા કે, રમાસુંદરી વિશેષ સ્વચ્છંદ થતી જાય છે એ કોઇ પણ રીતે ઇષ્ટ નથી; પરંતુ અત્યાર સુધી સ્વતંત્રતાના અને સુધારક મંડળના વાતાવરણમાં મ્હોટી થયેલી, પાશ્ચાત્યજ્ઞાનમંડિતા પુત્રી પોતાના ઉપદેશને સાંભળશે નહિ એમ ધારી તેઓ તેને કંઇ ક્હેતા નહિ. વળી મોહિનીકાન્ત વિલાયતથી બૅરિસ્ટરની પરીક્ષા પસાર કરી સ્વદેશમાં ક્યારે પાછો આવશે તેનો કાંઇ ચોક્કસ નિયમ નહોતો, અને રમાસુંદરીની ઉમ્મર ઘણી મ્હોટી થયેલી હતી તેથી જો કાન્તિ-પ્રસાદ સાથે તેનું મન મળી જાય તો તેમનું બન્નેનું સુધારક લગ્ન કરી નાખવાનો વિચાર મિ. મનમોહનના મનમાં થોડા દિવસથી ઉપજ્યો હતો. વસ્તુસ્થિતિ આવી હોવાથી કાન્તિપ્રસાદ કોઇ પણ પ્રકારના પ્રતિબંધ સિવાય રમાસુંદરીને ત્યાં આવજા કરી શકતો હતો.

જ્યારથી રમાસુંદરીએ મધુના અદૃશ્ય થયાના સમાચાર કાન્તિ-પ્રસાદના મુખે સાંભળ્યા હતા ત્યારથી તે નિશ્ચિંત થઇ હતી. પોતાના સુખનો માર્ગ હવે તેને સર્વથા નિષ્કંટક બની ગયેલો લાગતો હતો. તેણે પતિપ્રાણા સાધ્વી સતી મધુના નિર્મળ ચારિત્ર્ય માટે કાન્તિપ્ર-સાદના અંતરમાં પ્રબળ શંકા ઉત્પન્ન કરી હતી, તથા તે કોઇ મન-માન્યા આશકની સાથે ગુપચુપ પલાયન કરી ગઇ હોવી જોઇએ એમ તેણે તેને સમજાવ્યું હતું ! રમાની મોહજાળમાં ફસાયલા કાન્તિપ્રસા-દની બુદ્ધિશુદ્ધિ, વિવેક આદિ અદૃશ્ય થઇ ગયું હતું; નહિ તો પતિ-પરાયણ પ્રમદા મધુ માટે તેના અંતરમાં સંશયપિશાચનો પ્રવેશ કદાપિ થાત નહિ. તેણે મધુના ગૂમ થવાના સમાચાર તેના પિતાને અમ-

દાવાદ લખી જણાવ્યા હતા, તથા મધુના પિતા ગણપતિપ્રસાદ પુત્રીની તપાસ કરવા માટે મુંબાઈ આવ્યા હતા; પરંતુ પુત્રીનો પત્તો નહિ લાગવાથી નિરાશ થઇને તેઓ વિષણ્ણવદને પાછા અમદાવાદ ચાલ્યા ગયા હતા. આ પ્રકારથી ગણપતિપ્રસાદના કુટુંબની કેવી શોચનીય સ્થિતિ થયેલી હતી તેનું વર્ણન હવે પછી થવાનું હોવાથી આપણે રમાસુંદરી અને કાન્તિપ્રસાદના જ તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ.

કાળ કાંઈ કોઇની રાહ જોઇને બેસી રહેતો નથી. તેની ગતિ અબાધિત રીતે ચાલ્યા જ કરે છે; ફર્ક માત્ર એટલો જ છે કોઇનો કાળ જ્યારે હર્ષમાં પસાર થાય છે ત્યારે કોઇનો શોકમાં પસાર થાય છે. આવી રીતે મધુના ગૂમ થવાને લગભગ ત્રણ માસ જેટલો સમય પસાર થઇ ગયો. કાન્તિપ્રસાદના મનમાં મધુ માટે બિલકુલ ચિંતા નહોતી. તે હમ્મેશાં રમાસુંદરીના સહવાસમાં પોતાના સમયને પસાર કરી પોતાના જીવનને સાર્થક થયેલું સમજતો હતો. તેઓ બન્ને હમ્મેશાં સંધ્યા સમયે બૅકબે, ચોપાટી, વાલુકેશ્વર આદિ સ્થળોએ સાથે ફરવા જતાં હતાં, કવચિત્ કવચિત્ સાથે નાટક જોવા જતાં હતાં અને બુધવારે યા તો શનિવારે રેસમાં સુદ્ધાં જઈ અમુક રકમનો વ્યય કરી આવતાં હતાં. રમા મધમાખીની માફક કાન્તિપ્રસાદના દ્રવ્યરૂપી મધને ચુસતી હતી!

છેવટે આ હદ ઉપરાંતની સ્વતંત્રતાના પરિણામે એક બીજા એટલા બધા નિકટ સંબંધમાં આવ્યાં કે, જે સંબંધનું વર્ણન કરતાં અમારી લેખિની કંપે છે. સ્વાભાવિક રીતે જ સ્ત્રીજાતિનું ચિત્ત ચંચળ હોય છે, તથા પુરુષ કરતાં સ્ત્રીમાં કામદેવનો વિશેષ પ્રમાણમાં નિવાસ હોય છે. યુવાવસ્થા, સ્વાધીનતા અને વિલાસવિભવમાં એકાન્તમાં પોતાનો સમય પસાર કરનારાં સ્ત્રી પુરુષો કેટલાં પવિત્ર

હોય છે એ સર્વ કોઇ સહેલાઇથી સમજી શકે તેમ છે, વળી વિકારનો સ્વભાવ જ એવો છે કે, જેમ જેમ સ્ત્રી અથવા પુરુષનું મન એ વિકારના વિચારોમાં વધારે ને વધારે તન્મય થતું જાય છે તેમ તેમ તે સ્ત્રી અથવા પુરુષના હૃદયમાં વિકારનું વધારે ને વધારે પ્રાબલ્ય થતું જાય છે. એટલું જ નહિ; પરંતુ સ્ત્રી જાતિનો સ્વભાવ છ ગણો સાહસી હોવાથી અને તેનામાં કામદેવનો આઠ ગણો નિવાસ હોવાથી સ્ત્રી પોતાની વિષયલાલસાને ગમે એવા સાહસકર્મથી વ્યવહારમાં યોજવા તૈયાર થાય છે.

મદનમદાંધીના નવયૌવના રમાસુંદરી માટે પણ આ નિયમ અક્ષરશઃ સત્ય નીવડવો તથા '**कामांधो नैव पश्यति**' એટલે કે કામથી અંધ થયેલી વ્યક્તિને કાંઇ સૂઝતું જ નથી એ કહેવત પ્રમાણે તેણે લગ્ન થતાં પૂર્વે જ કાન્તિપ્રસાદના સમાગમનો તેણે લાભ લીધો! આ પ્રકારનું પરિણામ એ આવ્યું કે, થોડા કાળમાં જ રમાસુંદરી સગર્ભા થઈ અને પ્રતિ માસે નિયમિતરૂપે દર્શન દેતો રજોધર્મ બંધ થઈ ગયો. આ પ્રકારથી રમાસુંદરીના અંતરમાં ચિંતા ઉત્પન્ન થઇ અને પોતાનું લગ્ન સત્વર થઈ જાય એવી ઇચ્છા તે કરવા લાગી. યથાક્રમે આ પ્રકાર મિ. મનમોહન તથા તેમની ગૃહિણીના જાણવામાં આવ્યો; તેથી તેમના અંતરમાં પણ ચિંતા ઉપજી. તેમને એમ લાગ્યું કે, જો હવે ત્વરાથી પુત્રીનું લગ્ન નહિ કરી નાખવામાં આવે અને તેણે કરેલું કુકર્મ કદાચ પ્રકાશમાં આવશે તો પોતાનાં માનપ્રતિષ્ઠાને ઘણી હાનિ પહોંચશે. સુધારક સમાજમાં થોડા સમય ઉપર જ આવો એક દાખલો બન્યો હતો તે મિ. મનમોહનના જાણવામાં હતો. તેથી પ્રતિષ્ઠા ભયને લીધે તેમણે પુત્રીના લગ્નની વ્યવસ્થા કરવા માંડી. આ સમય દરમ્યાન રમાસુંદરીના કહેવાથી કાન્તિપ્રસાદે મિ. મનમોહન

પાસે રમાના હાથની માગણી કરી તથા તેની માગણીનો સ્વીકાર કરતાં મિ. મનમોહને કહ્યું:—"મિ. કાન્તિપ્રસાદ ! તમારા જેવા જમાઇની પ્રાપ્તિ થવાથી મ્હને આનંદ થાય એ સર્વથા સ્વાભાવિક છે. હું સારી રીતે જાણું છું કે, તમારા અને રમાના મનમાં એક બીજા માટે પ્રણયભાવ ઉત્પન્ન થયો છે; તેથી તમારો એ ભાવ સદૈવ કાયમ રહો તથા તમે એક બીજાના સહવાસમાં તમારો કાળ સુખમાં પસાર કરી શકો એવી મ્હારી આંતરિક ઇચ્છા છે; આમ હોવા છતાં મ્હારે મ્હારા કર્ત્તવ્યનો વિચાર કરી પ્રથમથી જ તમને એમ સ્પષ્ટ જણાવી દેવું પડે છે કે, હું ચુસ્ત સમાજસુધારક હોવાથી જ્ઞાતિબહિષ્કૃત છું એ તમે જાણો છો જ. આમ હોવાથી તમારે પણ મ્હારી પુત્રી સાથેના સંબંધથી જ્ઞાતિબહિષ્કૃત થવું પડશે. તમે પણ એક સુધારક સુશિક્ષિત યુવક છો તેથી જ્ઞાની જ્ઞાતિજનોના તિરસ્કાર તરફ ધ્યાન નહિ જ આપો એવી મ્હારી ખાત્રી છે. આપણાં જ્ઞાતિમંડળોની દૃષ્ટિ કેટલી બધી સંકુચિત અને સ્વાર્થપરાયણ છે એ કાંઇ તમારાથી અજ્ઞાત નથી. વળી જો હું ધારું તો મ્હારી રમાને કોઈ સારા પ્રતિષ્ઠિત બૅરિસ્ટર કિંવા પ્રૉફેસર સાથે પરણાવી શકું તેમ છું; પરંતુ તમારા ઉભયના અંતરમાં એકબીજાને માટે અનુરાગ ઉત્પન્ન થયેલો હોવાથી તમારાં પત્ની જીવિત હોવા છતાં માત્ર તમને સુખી થયેલા જોવાની ઇચ્છાથી જ હું તમારો પ્રસ્તાવ સ્વીકારું છું."

આવી રીતે મિ. મનમોહને કાન્તિપ્રસાદની માગણી સ્વીકારી, અને લગ્નની તૈયારી થવા લાગી.

ધીમે ધીમે લગ્નનો દિવસ આવી પહોંચ્યો. આ લગ્ન સુધારક-વિધિ અનુસાર થવાનું હોવાથી તેમાં મિ. મનમોહને પોતાના કેટલાક પારસી, યુરોપીઅન, ખોજા, મેમણ વગેરે કુટુંબોને પણ નિમંત્રણ

કર્યું હતું. કલકત્તાની ગૌહરજાન આ પ્રસંગે મુંબાઈમાં જ હોવાથી તેનો જલસો સુદ્ધાં રાખવામાં આવ્યો હતો. હિન્દુઓ સિવાયના ગૃહસ્થો તેમજ બાનુઓ માટે તેમને અનુકૂળ થઇ પડે એવી ખાદ્ય તથા પેય સામગ્રી તૈયાર કરાવી રખાવવામાં આવી હતી. યથા સમયે ઘણી ધામધૂમથી કાન્તિપ્રસાદ અને રમાનું સુધારક લગ્ન કિંવા સિવિલ મેરેઇજ થઇ ગયું. તે સાથે એક સુધારક મતોનું સમર્થન કરનાર સાપ્તાહિક પત્રે આ લગ્ન વિશે એક અગ્ર લેખ લખ્યો. એ પત્રનું નામ 'આર્યપ્રભા' હોઇ તેના સંપાદક મિ. બારોટે સુધારાના પોલિસથી પોતાની બારોટની અટક બદલી ત્યાં શર્મા શબ્દની ગોઠવણ કરી હતી. મિ. શર્માએ એક વિધવા સાથે પુનર્લગ્ન કરેલું હોવાથી તથા મુંબાઇના શંભુમેળામાં તેઓ નાતજાતની ચિંતા કર્યા સિવાય મલિદો ઉડાવી આવતા હોવાથી તેમની જ્ઞાતિએ તેમને જ્ઞાતિ બહિષ્કૃત કર્યા હતા; છતાં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરી, દાઢી મૂછો મુડાવી, મસ્તકની ટાલટાપર ગોમૂત્ર અને છાણ ચોપડી તેણે પુનઃ જ્ઞાતિમાં પ્રવેશ કર્યો હતો; આમ છતાં તેઓ છુપી રીતે મુસલ્માન, મોચી, ઢેડ, ચમાર વગેરે જાતિના માણસો સાથે પણ આહાર કરતા હતા અને 'આર્યપ્રભા' નામની પત્રિકામાં પોતાની બૃહસ્પતિ ( ભેંસપતિ નહિ ! ) ના જેવી બુદ્ધિથી સુધારક પ્રશ્નો વિશે ચર્ચા કરતા હતા. કાન્તિપ્રસાદ અને રમાસુંદરીના સુધારક લગ્ન સંબંધી તેમણે 'આર્યપ્રભા' માં જે અગ્ર લેખ લખ્યો હતો તેનો કેટલોક ભાગ અત્રે ઉદ્ધૃત કરવામાં આવે છે.

"પ્રસ્તુત લગ્ન સંપન્ન થવાથી સુધારક સમાજે એક ડગલું આગળ ભરવાની હિમ્મત કરી છે એમ અમે બેધડક કહી શકીએ છીએ. મિ. કાન્તિપ્રસાદ એક સુશિક્ષિત આર્ય યુવક હોઇ સુધારક

સમાજની ઉન્નતિના કાર્યમાં તેઓ આગળ પડતો ભાગ લે છે એટલું જ નહિ; પરંતુ પ્રસ્તુત પત્રમાં તેઓ વારંવાર સંસારસુધારાના પ્રશ્નોની ચર્ચા કરતા હોવાથી તેમની અગાધ બુદ્ધિ અને અદ્દભુત કલ્પના શક્તિથી આ પત્રના વાંચકો અજ્ઞાત નથી જ. તેમની એક પત્ની હયાત હોવા છતાં તેમણે આ બીજાં પત્નીનો સ્વીકાર કર્યો છે એ માટે તેઓ તદ્દન દોષમુક્ત છે; કેમ કે સુધારાનો સઘળો આધાર સુશિક્ષિત સ્ત્રી ઉપર અવલંબીને રહેલો છે. તેમનાં પ્રથમનાં પત્ની કરતાં શ્રીમતી રમાસુંદરી હજાર દરજ્જે વધારે સુશિક્ષિતા અને જ્ઞાનપરાયણા છે. પ્રાચીન આર્ય સતીઓ પ્રમાણે સત્તર અઢાર વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્યનું પાલન કરી તેઓ આ શુભ સંબંધથી જોડાયાં છે. નિરાકાર ઇશ્વર આવી સતીઓ સુધારક સમાજમાં અસંખ્ય ઉત્પન્ન કરી સંસારસુધારકોની સત્વર ઉન્નતિ કરો એમ અમે ઇચ્છીએ છીએ. વળી વિશેષ આનંદ પામવાનો પ્રકાર તો એ છે કે, આ લગ્ન તદ્દન સુધારકવિધિ અનુસાર નાતજાતના ભેદભાવ સિવાય થયેલું છે. આવું અપૂર્વ ઐક્ય વિશેષ પ્રમાણમાં વિસ્તૃત થશે ત્યારે જ ભારતની સ્થિતિ ઉન્નત થશે. અમે આ દંપતિનું સર્વ પ્રકારે કલ્યાણ ઇચ્છીએ છીએ........."

'આર્યપ્રભા' ના આ લેખપરથી તેના વિરુદ્ધમાં કેટલીક ટીકા પણ થઇ; છતાં વાંચકોને કંટાળો ઉપજે નહિ એ માટે અત્રે અમે તેનો ઉલ્લેખ કરતા નથી.



# પ્રકરણ ૭ મું.

## શાહુચોર !

કૃષ્ણલાલ પોતાના દુર્વ્યવહાર અને દુષ્ટાચારથી ધીમે ધીમે અધઃપતન પામતો ગયો. તેની પાસેની સઘળી માલમિલકત પૂર્ણ થઈ જવા આવી. હવે તેના ખુશામદીઆ સ્વાર્થ-સાધુ મિત્રોએ અને વારવિલાસિનીઓએ તેનો ત્યાગ કર્યો. પેલો કપટ-શંકર પણ હવે તેને પોતાનું મ્હોં બતાવતો નહોતો. જો કે કૃષ્ણલાલે પોતાના કેટલાક આવા સ્વાર્થી મિત્રોને કેટલાક પ્રસંગે થોડી થોડી રકમો ઉછીની તરીકે આપી હતી; પરંતુ તેઓ તેમાંની એક પાઇ પણ કૃષ્ણલાલને પાછી આપતા નહોતા. આમ હોવાથી કૃષ્ણલાલ દ્રવ્યોપાર્જન કરવાની મહાન્ ચિંતામાં પડ્યો હતો. તેની સ્થિતિ આવી ખરાબ થઇ ગયેલી હોવાથી પુનઃ કોઈ તેને કન્યા આપે એવો સંભવ નહોતો.

આવી સ્થિતિમાં એક પ્રતિષ્ઠિત પત્રમાં આવેલી એક જાહિર-ખબર તથા ફોટા તરફ તેનું ધ્યાન ખેંચાયું. એ ફોટો આપણા પૂર્વપરિચિત પ્રમોદકુમારનો હોઈ તેની નીચે એવી હકીકત છપાયલી હતી કે:-

**રૂપિયા પાંચસોનું ઇનામ.**

ઉપર છાપવામાં આવેલા ફોટાવાળા યુવકનો × × × મુદતથી બિલકુલ પત્તો નથી. તેમના સંબંધમાં નીચે દર્શાવેલા સ્થળે જે કોઇ વિશ્વાસપાત્ર માહિતી જણાવશે તેને પાંચસો રૂપિયાનું ઇનામ આપવામાં આવશે. રુબરુ મળી ખુલાસો કરવાની ખાસ વિનંતિ છે.

**મિ. શાન્તિપ્રસાદ જગદીશપ્રસાદ.**

ઠે. ભદ્રમાં–સાબરમતી ઉપર—**અમદાવાદ.**

આ જાહિરખબર વાંચી કપટી કૃષ્ણુલાલે થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યો; પછી તે સ્વગત બોલી ઉઠયો:—" આ જાહિરખબર ભેદ ભરેલી–રહસ્યમય હોય એમ જ મ્હને લાગે છે આજે રાત્રે જ મેઇલમાં બેસી અમદાવાદ જઈ હું આ રહસ્ય ઉકેલવાનો પ્રયત્ન કરીશ."

આવો સ્વગત નિશ્ચય કરી એ જાહિરખબરવાળું પેપર યથા સ્થળે રાખી તેણે પ્રવાસની તૈયારી કરવા માંડી. પોતાના હરિયા નામના નોકરને પણ તેણે બોલાવીને તૈયાર થઇ જવાની આજ્ઞા કરી. હરિયો જાતિનો બ્રાહ્મણ હોઇ તે કાઠિયાવાડનો રહેવાસી હતો. હમણાં તેની ઉમ્મર પચીસેક વર્ષની હોઈ માત્ર ૭ માસથી તે કૃષ્ણુલાલને ત્યાં નોકર તરીકે રહ્યો હતો. કૃષ્ણુલાલ માટે રસોઇ પણ તે જ બનાવતો હતો.

યથાકાળે હરિયાની સાથે કૃષ્ણુલાલ કોલાબાના સ્ટેશનપર ઉપસ્થિત થયો. હરિયા માટે તેણે ત્રીજા વર્ગની વડોદરા સુધીની ટિકીટ લીધી અને પોતાને માટે પાલઘર સુધીની ટિકીટ ફર્સ્ટ કલાસની લીધી. હરિયાને ત્રીજા વર્ગના એક કમ્પાર્ટમેન્ટમાં બેસાડી બૅગ અને બિછાનું તેને સોંપી દઇને એમ કહી દીધું કે, ' જો ગાડીમાં ઉંઘી જતો નહિ; જાગતો જ બેસી રહેજે. આપણે કયા વખતે કયાં ઉતરવું પડશે એ કાંઈ ચોક્કસ નથી. હું ઇશારો કરું કે તરત જ સરસામાન લઇ ગાડીમાંથી ઉતરી પડજે."

હરિયાને આવો ઉપદેશ આપી કયા વર્ગના કમ્પાર્ટમેન્ટમાં કોણ કોણ બેઠેલું છે તેની કૃષ્ણુલાલ તપાસ કરવા લાગ્યો. ફર્સ્ટ અને સેકન્ડ કલાસના દરેક કમ્પાર્ટમેન્ટમાં બબ્બે ત્રણ ત્રણ માણસો બેઠેલાં હતાં. તેઓમાંનાં કોઇ વાતચિત કરતાં હતાં તો કોઈ બિછાનું

બિછાવી સૂતાં સૂતાં પુસ્તક વાંચતાં હતાં. ફર્સ્ટ કલાસના માત્ર એક જ કમ્પાર્ટમેન્ટમાં એક નવયુવતી મૅમ પાંચ છ વર્ષની એક બાળિકા સાથે સૂઈ રહીને પુસ્તક વાંચતી હતી. કૃષ્ણલાલે એ કમ્પાર્ટમેન્ટમાં જ પ્રવેશ કર્યો.

કૃષ્ણલાલ બહુરૂપીની માફક વેશ બદલવામાં હોશિયાર હતો. પોતાને ઉપયોગી થઇ પડે એવો વિવિધ પ્રકારનો સાજ સરંજામ તે પોતાની પાસે રાખતો હતો. આજે તેણે એક યુરોપીઅન્ ગૃહસ્થના જેવો જ વેશ ધારણ કર્યો હતો. પોસ માસ હોવાથી રાત્રે ઠંડી લાગતી હતી; તેથી તેણે કાશ્મીરી કોટ, પૅન્ટ, વેસ્ટ કોટ વગેરે પ્હેર્યું હતું. તેના ગળામાં હાઇકૉલ્લર, નેકટાઈ, માથાપર ઇવનીંગ કૅપ, પગમાં અમેરિકન શેઇપના ઉત્તમ બૂટ વગેરેથી પોતાના શરીરને આકર્ષક બનાવ્યું હતું. તેના વેસ્ટકોટમાં ઘડીઆળ તથા છેડો, ડાબા હાથની કનિષ્ઠાંગુલિમાં સુવર્ણમુદ્રિકા, કોટના પૉકેટમાં મનીબૅગ, નોટબુક, રૂમાલ, ડાબા હાથમાં ગ્લૅડસ્ટન બૅગ તથા બૅગમાં એક વિલાયતી મ્હોટું ચપ્પુ, એક રિવૉલ્વર પિસ્તોલ, આયનો, કાંસકો, બ્રસ, એસેન્સ ઇત્યાદિ સરસામાન હતો. જમણા હાથમાં ચેરીવુડનો એક લાકડી હતી. મ્હોં તથા ગાલ ઉપર એક પ્રકારનો ગુલાબી પાઉડર તેણે એવી ખૂબીથી લગાવ્યો હતો કે તે એક યુરોપીઅન્ યુવક જેવો જ લાગી શકે ! મુછોના બન્ને બાજૂના છેડા આમળીને તે તેણે વર્તમાનકાળના જર્મન સમ્રાટ્ કયસરની મુછોના છેડા જેવા ટટાર કર્યાં હતા. કૃષ્ણલાલને કમ્પાર્ટમેન્ટમાં પ્રવેશ કરતો જોઇ તે કોઇ એંગ્લો ઇન્ડીઅન સાહેબ છે એમ વિચારી મૅમ તન્મયતાથી પુસ્તક વાંચવા લાગી.

કૃષ્ણલાલ બેંચનાં ગાદીવાળા એક ખુણામાં બારી પાસે બેસીને એવી રીતે ધૂમ્રપાન કરવા લાગ્યો કે, તેની સિગારની તીવ્ર ગંધ મૅમ-

સાહેબના નાકમાં પ્રવેશ કરી શકે નહિ. આવી રીતે સિગાર ફુંકતાં ફુંકતાં તે એ મનોહારિણી મૅમના આકર્ષણીય તથા મનમોહક અંગનું અધીરતાથી દર્શન કરવા લાગ્યો. પેલી પાંચ છ વર્ષની બાળિકાને તેણે ઉંઘી ગયેલી જોઇ મૅમની ઉમ્મર લગભગ વીસ વર્ષની હતી. તેના હાથમાં સોનાનાં બ્રેસલેટ, ગળામાં સોનાની લાંબી ગાર્ડચેઇન, કાનમાં મ્હોટાં ઇઅરીંગ્ઝ તથા આંગળીમાં ત્રણ ઉત્કૃષ્ટ મુદ્રિકા હતી. તેણે પહેરેલાં વસ્ત્રો પણ ભારે કિમ્મતનાં હોય એવાં લાગતાં હતાં. તેની સાથેના સરસાનમાં એક મ્હોટી પોર્ટમેન્ટો, એક લેડીઝ બૅગ તથા એક ટિફિન બાસ્કેટ ઉપરાંત બીજું કાંઇ નહોતું. મૅમનો ચહેરો ઘણો દેખાવડો તથા એક ભદ્રમહિલાના જેવો હતો. તેણે નવાગત પ્રવાસી કૃષ્ણલાલને સાવધાનતાથી ધૂમ્રપાન કરતો જોઇ તે સભ્યતાસંપન્ન છે એમ પોતાના મનમાં વિચાર્યું. આ સમયે બન્નેનાં નેત્રોનું મિલન થયું. મૅમે જોયું કે, સાહેબ (!) નો ચહેરો પણ દેખાવડો છે. શરીર સુંદર છે, અને તે એક દેખાવડો નવયુવક છે. સહયાત્રીની આકૃતિ પ્રકૃતિના દર્શનથી તેને બિલકુલ અસંતોષ થયો નહિ. કૃષ્ણલાલ સાથે વાતચિત કરવાની ઇચ્છા સુદ્ધાં થઇ; પરંતુ શા પ્રસંગપર વાત કરવી તે એ સમજી શકી નહિ. એક વખત તેણે નિદ્રિતા બાળિકાના શરીરપર હાથ ફેરવી 'ઉંઘે છે કે ડિયર ?' કહી તેના તરફ જોયું તો તેના મસ્તક પાસેની બારી ઉઘાડી હોઇ રાત્રિનો શીતળ પવન અંદર આવતો જણાયો. આવો પ્રકાર જોઈ 'આહ્! કેવો ઠંડો પવન ફુંકાય છે!' કહીને તેણે વિનયપૂર્ણ દૃષ્ટિથી કૃષ્ણલાલ તરફ જોયું. હજી સુધી તે બેસી રહેલો હતો. મૅમનો અભિપ્રાય જાણવામાં આવતાં પૂછ્યું:—"બારી બંધ કરી દઉં કે, મૅડમ ?"

"આપ કૃપા કરશો તો આભાર થયો સમજીશ." મૅમે મૃદુહાસ્યસહ કહ્યું.

કૃષ્ણલાલે ઉઠીને બારી બંધ કરી દીધી. મૅમે 'થૅંક યુ' શબ્દોનો ઉચ્ચાર કરી પૂછ્યું:-"આપ ક્યાં જશો?"

કૃષ્ણલાલે સાહેબી ઉચ્ચારથી કહ્યું:-"હમેડાબાડ."

મૅમ:—મ્હારે પણ ત્યાં જ જવું છે; પરંતુ જોજો, બીજું કોઈ આ કમ્પાર્ટમેન્ટમાં હવે પ્રવેશ કરે નહિ!

કૃષ્ણલાલ:—એ માટે આપ નિશ્ચિંત રહો; હવે કોઇ આપણા કમ્પાર્ટમેન્ટમાં પ્રવેશ કરી શકશે નહિ.

મૅમ:—જો હવે કોઈ આવશે તો સૂઇ રહેવાશે નહિ.

કૃષ્ણલાલ:—ત્યારે મ્હને પહેરાપર રાખી આપ નિશ્ચિંતતાથી આરામ લ્યો.

મૅમ હાસ્ય મુખે કહ્યું:—"ના ના—આપ પણ શયન કરો."

કૃષ્ણલાલ:—આ કન્યા આપની છે કે?

મૅમે મૃદુહાસ્યસહ ઉત્તર આપ્યો:—"હજી સુધી હું કુમારી છું. આપ મ્હારી ઉમ્મર કેટલી ધારો છો?"

કૃષ્ણલાલ:—ઓગણીસ વીસ વર્ષની.

મૅમ:—બરાબર એટલી જ છે. આ મ્હારા મામાની કન્યા છે મ્હારા પિતા એક મ્હોટા વેપારી છે. અમદાવાદ તથા મુંબાઇમાં તેમનો ઘણો ધંધો છે. આ શીયાળાની ઋતુમાં હું અમદાવાદ રહું છું તથા ઉન્હાળા અને ચોમાસામાં મુંબાઇ રહું છું. આપ અમદાવાદમાં ક્યાં રહેશો?

કૃષ્ણલાલ:—કુંવારો માણસ ગમે ત્યાં રહી શકે તેમ છે. મ્હારો વિચાર કોઇ સારી હૉટેલમાં રહેવાનો છે.

મૅમ:—અમે કૅમ્પમાં રહીએ છીએ. કૅમ્પમાં અમે જે મકાનમાં રહીએ છીએ તેની પાસે જ 'પારિસ હૉટેલ' નામની એક ઉત્તમ

હૅાટેલ છે. ખોરાક વગેરેનો ત્યાં ઘણો સારો બંદોબસ્ત છે; તેથી હૅાટેલની સઘળી વ્યવસ્થા જોતાં ખરચ ઘણું થોડું આવે છે.

કૃષ્ણુલાલઃ—વાહ ! ત્યારે તો હું પણુ એ જ હૅાટેલમાં રહીશ; પરંતુ મ્હારી સાથે હિન્દુ નોકર છે તેની સગવડતા એટલામાં કોઈ ઠેકાણે થઈ શકશે કે ?

મૅમઃ—એ માટે ચિંતા કરવાનું કારણુ નથી.

આ વખતે મિસનાં ચંચળ નયનો સાથે કૃષ્ણુલાલનાં નયનોનું મિલન થયું. એ દૃષ્ટિમિલનમાંનો હર્ષનો તેમ જ આશાનો આભાસ બન્નેના મનને જાણે કે એક ભાવી કલ્પનાના રાજ્યમાં લઇ ગયો. બન્ને જાણાં ક્ષણુ કાળ માટે ચુપ રહ્યાં. કૃષ્ણુલાલે ઘડીઆળ કાઢીને જોયું તો રાત્રિના પોણા અગીઆર વાગેલા જણાયા. તેનું અનુકરણુ કરી મિસે પણુ પોતાના ડાબા હાથપરના સોનાના લેડીઝ વૅાચને જોઇને કહ્યુંઃ—"રાત્રિ ઘણી થઇ છે, હવે સૂઈ જઇએ." આમ કહી પુસ્તકને એક બાજૂએ મૂકી મૅમ ઉઠી ઉભી થઇને પાસેની બાથ રૂમમાં ગઈ. ત્યાંથી આવીને રૅપર શરીરપર ધારણુ કરી, સૂઇ રહીને પોતાના મનસાથે તે કોઇ કલ્પિત સુખસ્વપ્નનું નેત્રો મીંચીને દર્શન કરવા લાગી. કૃષ્ણુલાલ પણુ મૅમનું અનુકરણુ કરી બાથરૂમમાં જઇ આવી બૂટ સાથે જ શયન કરીને મૅમના મુખપદ્મનું દર્શન કરવા લાગ્યો. ખીલતી ગુલાબકળીના જેવો મિસના દેહનો રંગ હતો. તેનું પૂર્ણયૌવન વિકસિત થવાથી એ લાવણ્યમર્યાના સ્તન ઉન્નત થયેલા જણાતા હતા. તેની નાસિકા, અધરોષ્ઠ, નેત્રો વગેરેની મનોહરતા પણુ મનોવેધક હતી. ઉંચાઇમાં તે લગભગ પાંચ ફુટ બે ઇંચ જેટલી હતી. મિસ પણુ છુપી રીતે કૃષ્ણુલાલનું દર્શન કરતી હતી કે કેમ એ સંબંધી અમે કાંઈ લખી શકતા નથી. ગમે તેમ હો; પરંતુ મિસના મનોરમ રૂપ-

સૌન્દર્યનું પાન કરી કૃષ્ણલાલ મુગ્ધ બની ગયો. તેનું ચિત્ત ચંચળ બની ગયું. તેણે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. આ વખતે મિસે જાણે કે તેનો ભાવ સમજવામાં આવ્યાથી મૃદુહાસ્ય કર્યું! તેના નિતંબોએ કંપી ઉઠીને તે જાગે છે એમ જાહિર કર્યું!

યુવક યુવતીઓના પ્રથમ દર્શન પ્રસંગે કોઈ કોઇના ભાગ્યમાં ક્વચિત્ એવી શુભ મુહૂર્ત ઉપસ્થિત થાય છે કે, તેમના અંતરમાં તત્કાળ એકબીજાં માટે પ્રેમભાવ ઉત્પન્ન થાય છે. આ વચનોની સત્યતા પ્રેમિક કલાપીની નિમ્નલિખિત લીટીઓપરથી જ થઈ શકે તેમ છે કે,—

" ભલે પ્રીતિ પહેલાં પરિચય કદિ લેશ નવ હો!
ભલે પહેલી દૃષ્ટિ પ્રણય કરવાનો સમય હો!"

મિસ અને કૃષ્ણલાલ માટે આ શબ્દો સાચા ઠર્યા. મિસના રૂપસાગરમાં સ્નાન કરવાની પ્રબળ મહત્વાકાંક્ષા કૃષ્ણલાલના અંતરમાં ઉપજી. તેણે પોતાના કોટના પૉકેટમાંથી એક બૉટલ બ્હાર કાઢી તેમાંના તરલ પદાર્થનું પાન કર્યું; કેમ કે તેનો કંઠ તૃષાથી સુકાઇ જતો હતો. આ વખતે મિસે જાણી જોઈને સતૃષ્ણ નયનથી કૃષ્ણલાલની લોલુપદૃષ્ટિ તરફ જોયું.

આ વખતે બલસાર (વલસાડ) સ્ટેશને ગાડી અટકી. મિસે ઉઠીને પોતાની ટિફિન બાસ્કેટમાંથી અડધી ભરેલી બૉટલ બ્હાર કાઢી એક ગ્લાસ શેરી પી લીધો. તેનો કંઠ પણ કદાચ કૃષ્ણલાલની માફક તૃષાથી સુકાઇ જતો હશે! તૃષાને શાન્ત કર્યા પછી તેણે બૉટલ અને ગ્લાસ કૃષ્ણલાલના હાથમાં આપતાં કહ્યું:—" જો ઇચ્છા હોય તો પીઓ."

કૃષ્ણલાલે પણ એક ગ્લાસને ઇન્સાફ આપી કંપતા હાથે બૉટલ

અને ગ્લાસ મિસના હાથમાં મૂકયો. મિસે કહ્યું:—"જો સારી સોબત મળી આવે છે તો રેલ્વેની મુસાફરી સુખદાયક નીવડે છે. વાતચિતમાં વખત ઝડપથી પસાર કરી શકાય છે." આમ કહી પુનઃ શેરીનો એક ગ્લાસ પી લઈ મિસ મેરી થઇને મોહમુગ્ધ દૃષ્ટિથી કૃષ્ણુલાલ તરફ જોઈ ફરીથી તેના હાથમાં બૉટલ અને ગ્લાસ આપ્યો. વિના વિલંબે કૃષ્ણુલાલે બીજો શેરીનો એક ગ્લાસ કંઠસ્થ કર્યો, તથા કુમારિકા નવયૌવના મિસના મ્હોં તરફ તેણે કૃપાયાચના કરતો હોય એવા ભાવથી જોયું. મિસ બૉટલ તથા ગ્લાસને બાસ્કેટમાં રાખી જેવી ઉઠી કે તરત જ ટ્રેઇન ઉપડી. ટ્રેઇનના સામાન્ય ધક્કો વાગતાં તે જાણે કે જાણી જોઇને જ કૃષ્ણુલાલના શરીરપર પડી. કૃષ્ણુલાલે પોતાના પહોળા કરેલા બન્ને હાથથી તેને પોતાના હૃદય સાથે દબાવીને તેના અધરોષ્ઠપર ચુંબન કર્યું. આ સમયે ટ્રેઇન ચાલૂ થઇ ગયેલી હતી.

બીજાં કેટલાંક સ્ટેશન પસાર થયાં. એટલે મિસ નિદ્રાધીન થઇ ગઈ છે એમ કૃષ્ણુલાલને માલૂમ પડ્યું. વિના વિલંબે તેણે પોતાની બૅગમાંથી એક ન્હાની શીશી બ્હાર કાઢી તેમાંથી થોડો અર્ક એક રુમાલમાં નાખી એ રુમાલથી તે મિસની નાસિકા પાસે ધીમે ધીમે વાયુ ઢોળવા લાગ્યો. ક્લૉરોફૉર્મના તીવ્ર ગંધથી અલ્પકાળમાં જ મિસ સંપૂર્ણ બેશુદ્ધ બની ગઈ એટલે કૃષ્ણુલાલે તેનું ઘડીઆળ, ઇઅરીંગ્ઝ, બ્રેસલેટ, સુવર્ણ મુદ્રિકા વગેરે કાઢી લીધું તથા તેના ખીસ્સામાંથી કુંચી બ્હાર કાઢી તેણે તેની બૅગ તથા પૉર્ટમેન્ટો ઉઘાડીને અંદરની નોટો, રૂપિયા વગેરે જે કાંઇ મળી આવ્યું તે લઈ લીધું. પછીથી મિસનો એક ફોટોગ્રાફ તેની બૅગમાંથી લઇ બૅગ તથા પૉર્ટમેન્ટો બંધ કરી દઈ કુંચી યથાસ્થળે મૂકી દીધી, અને ટ્રેઇન નવા સ્ટેશને ઉભી રહી એટલે વિદાયગીરીનું ચુંબન કરી કૃષ્ણુલાલ બ્હાર નીકળી પડી

હરિયા પાસે ગયો, તથા તેણે હરિયા પાસે જે કૅનવાસની બૅગ હતી તેમાંથી ધોતીઉં, લાંબો કોટ, બીજી જાતની ટોપી વગેરે બ્હાર કાઢવાની સૂચના કરી ઇન્ટરકલાસની વડોદરા સુધીની ટિકીટ લઈ આવી. તે હરિયાની પાસે બેસી ગયો. આ ઇન્ટરકલાસના ન્હાના કમ્પાર્ટમેન્ટમાં હરિયા સિવાય બીજું એક પણ મુસાફર નહિ હોવાથી કૃષ્ણલાલને ગુજરાતી વેશ ધારણ કરવામાં કોઇપણ પ્રકારની તકલીફ ઉઠાવવી પડી નહિ. બૂટ, કોટ, શર્ટ, પેન્ટ, કૉલર, ટાઇ, ઇવિનીંગ કૅપ વગેરેનો ત્યાગ કરી તેણે પગમાં દક્ષિણી જોડા, માથાપર ગાંધર્વકૅપ, શરીરપર સફેદ આલ્પાકાનો લાંબો કોટ વગેરે પહેરી લઇ લીલારંગની એક સ્વદેશી કામળીને તેણે ઓઢી લીધી. મ્હોં તથા ગાલ ઉપરનો ગુલાબી પાઉડર તેણે પાણીથી ધોઇ નાખ્યો હતો. આવી રીતે થોડા સમય પૂર્વે યુરોપીઅન્ યુવકનો વેશ ધારણ કરનાર ધુર્ત્ત કૃષ્ણલાલ હવે ગરીબડો ગુજરાતી બની ગયો! પોતાના પ્રથમનાં વસ્ત્રો તેણે હરિયા પાસેની કૅનવાસની બૅગમાં મૂકી દીધાં હતાં, તથા જે લાકડી તેની પાસે હતી તે પણ છૂટી થઈ શકતી હોવાથી તેના ત્રણ કડકા કરી તે સુદ્ધાં તેણે પેલાં કપડાં સાથે મૂકી દીધા હતા. આ સઘળું કાર્ય કર્યા પછી એક દેશી બીડી પીતાં પીતાં તેણે સ્વગત કહ્યું:—"વ્હાલી મિસ! ત્હારા પિતા મ્હોટા વ્યવસાયી છે તેથી ત્હારા પ્રીતિચિન્હ સ્વરૂપ મ્હેં જે કાંઇ લીધું છે તે માટે તું મનમાં માઠું લગાડીશ નહિ!"

થોડા સમયમાં જ વડોદરા સ્ટેશન આવ્યું. એક મજૂર પાસે સઘળો સરસામાન ઉંચકાવી ટ્રેઇનની બ્હાર નીકળી બ્રીજપર થઇને કૃષ્ણલાલ તથા હરિયો સ્ટેશનની બ્હાર નીકળી પડ્યા તથા સ્ટેશનપર આવેલી એક હિંદુલૉજમાં જઈ ફર્સ્ટકલાસ રૂમ ૨૪ કલાક માટે ભાડે લઇને તેમણે ત્યાં મુકામ કર્યો.

તે દિવસે સ્હવારે આઠ વાગ્યે મેઈલ ટ્રેઈન જ્યારે અમદાવાદ જઈ પહોંચી એટલે મિસે એક ફીરંગી બદમાશ પોતાનું સોનાનું ઘડી-આળ, ઈઅરીંગ્ઝ, બ્રેસલેટ, સુવર્ણમુદ્રિકા તથા નોટો અને રોકડ મળી રૂપિયા ૨૫૦ ની રકમ ટ્રેઇનમાંથી ચોરી ગયો છે એવું રેલ્વે પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટને લખી આપી પોતાની જે ગાડી સ્ટેશનપર આવેલી હતી તેમાં બેસીને ઘર તરફ ચાલી ગઈ.

કૃષ્ણલાલે એ દિવસ વડોદરામાં જ પસાર કર્યો, તથા રાત્રે વડોદરાથી દશ વાગ્યાની પેસેન્જર ટ્રેઇનમાં બેસી તે હરિયા સાથે અમદાવાદ આવ્યો તથા સ્ટેશનપર આવેલી ધર્મશાળામાં તેણે એક ઓરડીમાં મુકામ કર્યો. અમદાવાદમાં આવીને તેણે કેવાં કુટિલ કારસ્થાનો કર્યાં એ વિશેનું વર્ણન યથાક્રમે આવશે.

---

## પ્રકરણ ૮ મું.

### રાજનગર રહસ્ય કિંવા વિલાસમંદિર.

આજકાલ મ્હોટાં ગણાતાં વિભવસંપન્ન નગરો જેવાં કે, મુંબાઈ, કલકત્તા, સુરત, દિલ્હી, આગ્રા વગેરે સ્થળોએ જેવી રીતે વારવિલાસિનીઓનાં વિલાસમંદિરોની વિપુલતા જોવામાં આવે છે તેવી વિપુલતા તો શું; પરંતુ તેની એક પણ વારવિલાસિનીનું ખુલ્લું વિલાસમંદિર ગુજરાતના પાટનગર અમદાવાદમાં નથી. ઉપલક દૃષ્ટિથી જોતાં આ સ્થિતિ ઉત્તમ જણાય છે; પરંતુ ઉંડો વિચાર કરી જોતાં આથી નગરવાસીજનોની નીતિનું ગુપ્ત રીતે કેવું અધઃપતન થાય છે એ માલૂમ પડી આવ્યા સિવાય રહેતું નથી. જે નગરમાં

વારયોષિતાઓ ખુલ્લી રીતે પોતાનો વ્યવસાય રાત્રિ દિવસ ચલાવે છે તે નગરોમાં ખાનગી કુટુંબોમાં અનીતિનો ફેલાવો થોડા પ્રમાણમાં જોવામાં આવે છે; પરંતુ જ્યાં આવી વિલાસિનીઓનો જાહિર વ્યવસાય હોતો નથી ત્યાં ખાનગી કુટુંબોમાં પણ કેટલી બધી અનીતિ ફેલાય છે એ અત્રે જણાવવાનો અમારો ઉદ્દેશ છે. આ ઉપરથી અમે એવું સાબિત કરવાને નથી ઇચ્છતા કે, જે જે નગરોમાં વેશ્યાગૃહો ન હોય ત્યાં વેશ્યાગૃહોનું અસ્તિત્વ હોવું જોઇએ. એક નવલકથાકારના ધર્મ કિંવા કર્તવ્ય અનુસાર અમે જનસમાજના હાલના સાંસારિક જીવનનું પ્રમાણો સહિત દર્શન કરાવવાને ઇચ્છીએ છીએ અને એટલા માટે જ આ વિષયનો અત્રે ઉલ્લેખ કરવાની જરૂર પડી છે.

ઉપલક દૃષ્ટિ દૂર કરી આંતર્દૃષ્ટિથી જોતાં આ વેશ્યાગૃહ શૂન્ય રાજનગરમાં પણ કેટલાંક એવાં વિલાસમંદિરો અને વિલાસગૃહો આવેલાં છે કે જ્યાં દુરાચારી યુવક યુવતીઓની વિષયલંપટતાનો વ્યાપાર અબાધિત રીતે ચાલ્યા જ કરે છે. સરકારી કર્મચારીઓની આંખોને છેતરી આ વ્યવસાય કેટલાક કહેવાતા સાધુઓ અને વિધવાઓ એવી અદ્દભુત રીતે ચલાવે છે કે જેથી તેમના માટે અંતરમાં સખ્ત તિરસ્કાર ઉત્પન્ન થયા સિવાય રહે નહિ. આવો જ એક સાધુ અમદાવાદ શહેરની બ્હાર એટલે કે શહેરથી લગભગ ત્રણ માઇલના અંતરે રહેતો હતો. અત્યારે તે એ મંદિરની ગાદીપર હતો. મંદિરની આસપાસ મંદિરની આવકમાંથી તેણે એક ગોળાકૃતિનું મકાન બંધાવેલું હતું. એ સાધુનું નામ વ્યંકટેશ્વરાચાર્ય મહારાજ હતું. જે મકાન તેણે મંદિરને ફરતું તૈયાર કરાવ્યું હતું તેના નીચેના ભાગમાં વ્યંકટેશ્વરાચાર્ય મહાત્માના શિષ્યો તથા સેવિકાઓ રહેતી હતી. એ સેવિકાઓમાંની કેટલીક બાળવિધવાઓ હતી ત્યારે કેટલીક સધવાઓ હતી. એ સઘળી સુંદરીઓમાંથી

કેટલીક મુખ્ય સુંદરીઓનું વર્ણન યથાક્રમે કરવામાં આવશે જ. વ્યંક-ટેશ્વરાચાર્યનું વિશ્રામગૃહ તથા શયનગૃહ ઉપરના મજલે આવેલું હતું, તથા ઉપરના માળની સઘળી ઓરડા ઓરડીઓના આગલા ભાગનાં દ્વાર હમ્મેશાં બંધ રહેતાં જોવામાં આવતાં હતાં. આમ હોવાથી ઉપરના મજલાપર વ્યંકટેશ્વરાચાર્ય મહાત્મા સિવાય અન્ય કોઇને રહેવાનો અધિકાર હોય એમ લાગતું નહોતું; છતાં સકળ સ્થાનોનું દર્શન કરવાનો અધિકાર એક નવલકથાકારને સહેલાઇથી પ્રાપ્ત થયેલો હોય છે; તેથી અમે અમારા વાંચકબંધુઓને એ સ્થળે લઈ જઇ મહાત્મા વ્યંકટેશ્વરા-ચાર્યજીની શ્રૃંગારપ્રિયતા તથા વિલાસપ્રિયતાનો પરિચય કરાવીએ છીએ. એ મહાત્મા કયી જ્ઞાતિમાં ઉત્પન્ન થયા હતા તથા તેમણે કેટલી ઉમ્મરે આ ધર્મપંથ સ્વીકારી ગુરુ પાસે દિક્ષા મેળવી હતી એ સંબંધીની ચોક્કસ માહિતી ઉપલબ્ધ નહિ હોવાથી અમે એ વિશે કાંઇ લખી શકતા નથી. વાસ્તવિક રીતે જોવા જતાં ઘણા ધર્મસંપ્રદાયના ધર્મ-ગુરુઓમાં એવી જ પ્રથા ચાલતી આવે છે કે, મુખ્ય ધર્મગુરુનો દેહા-ન્ત થયા પછી તેનો મુખ્ય શિષ્ય તેમના સ્થાને અર્થાત્ તેમની ગાદી-પર આવે છે. આવી રીતે પોતાના ગુરુ શ્રીધરેશ્વરના દેહાન્ત પશ્ચાત્ વ્યંકટેશ્વરાચાર્ય તેમની ગાદીપર બિરાજવાનું મહદ્ સૌભાગ્ય પ્રાપ્ત કરી શક્યો હતો. મહાત્મા વ્યંકટેશ્વરાચાર્યના આચાર વ્યવહાર વગેરેની માહિ-તીનો સ્ફોટ તેમના મુખદ્વારા જ વારંવાર થવાનો હોવાથી આ નવલ-કથાની રસિકતા જાળવી રાખવા માટે તે સંબંધી અમે સ્વતઃ વિશેષ કાંઇ લખવાને ઇચ્છતા નથી.

વ્યંકટેશ્વરાચાર્યનું દિવાનખાનું જોવાનું તથા તે જોઇ નેત્રોને સાર્થક કરવાનું સૌભાગ્ય તેની અંગત વ્યક્તિ સિવાય અન્ય કોઇને ભાગ્યે જ પ્રાપ્ત થતું હતું. એ દિવાનખાનામાં તથા તેના શયનગૃહમાં રજા સિવાય

પ્રવેશ કરવાની સખ્ત મના હતી. વ્યંકટેશ્વરાચાર્યના શિષ્ય તેમજ સેવિકાઓને પણ આ નિયમનું પ્રતિપાલન કરવું પડતું હતું. એ દિવાનખાનામાં એક બાજૂએ કાચનાં બે કબાટોમાં શ્રૃંગારિક નવલકથાઓ, સામાજિક નાટકોનાં પુસ્તકો વગેરે ઉપરાંત બીજાં પણ કેટલાંક સંસારજ્ઞાનસૂચક પુસ્તકો યથાસ્થિત ગોઠવેલાં હતાં. એ પુસ્તકોમાં જૂદી જૂદી ભાષાઓમાં પ્રકટ થયેલાં રતિશાસ્ત્રો, કોકશાસ્ત્રો, ચોરાસી આસનોનાં ચિત્રોની આલ્બમ, પાશ્ચાત્ય દેશમાંથી અને તેમાં પણ મુખ્યત્વે કરીને પારિસમાંથી મળતી બિભત્સ ચિત્રોની આલ્બમો વગેરેનો પણ સમાવેશ થયેલો હતો. બીજી બાજૂએ કેટલીક વિવિધ પ્રકારની ઉત્તમ પંક્તિની કુરસીઓ, મખમલમંડિત વિરામાસનો વગેરે યથાસ્થિત ગોઠવેલું હતું. ત્રીજી તરફના ખુણામાં એક હારમોનિયમ, સિતાર, ફિડલ વગેરે વાદ્યયંત્રો હતાં. ચોથી તરફના ખુણામાં કે જે ખુણાનો ભાગ પાછલી બાજૂના બાગ તરફ આવેલો હતો ત્યાં બે મ્હોટી મખમલથી મઢી લીધેલી મણ મણ રૂની ગાદીઓ હોઈ તેનાપર તકીઆઓ સુદ્ધાં ગોઠવી રાખવામાં આવ્યા હતા. ગાદીતકીઆની પાસે પાનસોપારીનો એક ચાંદીનો ડબ્બો પડી રહેલો હતો. વ્યંકટેશ્વરાચાર્ય શીઆળા તથા ચોમાસાની ઋતુમાં અમદાવાદ રહેતો હોઇ ઉનાળામાં તે માથેરાન, ડુમ્મસ, દેવલાલી કે સીમલા જઇને રહેતો હતો. ભાવિક ભક્તો તરફથી મંદિરની આવક ઘણી સારી હોવાથી અને વ્યંકટેશ્વરાચાર્યનો બીજો પણ કેટલોક ગુપ્ત વ્યવસાય ચાલતો હોવાથી તેની પાસે ઘણી સંપત્તિ હતી. એ સંપત્તિથી તે સર્વ પ્રકારનાં ઐહિક સુખસાધનો ઘણી સહેલાઇથી મેળવી શકતો હતો.

હમણાં શીયાળો ચાલતો હતો. માર્ગશિર્ષ કૃષ્ણપક્ષનો દિવસ હતો. મધ્યાન્હકાળ વીતી ગયો હતો. વ્યંકટેશ્વરાચાર્ય પોતાના શયનગૃહમાં એક

મનોહર મૂલ્યવાન્ હિંચોળાપર બેસી મૃદુગતિથી હિંચકા ખાતો હતો. એક પંદર સોળ વર્ષની પરમ લાવણ્યમયી, અપ્સરા સમાન સૌન્દર્યમયી નવયુવતી લજ્જાયુક્ત ભાવથી તેને હિંચકાપર ઝૂલાવીને ઘણા ધીમે સ્વરે ગણગણતી હતી કેઃ—

" અતિ રે ઉલટ ઘણો આવે મ્હારે અંગે;
શ્યામ સુંદર વર બેઠા છે સંગે. ૧
મુખડું જોયા વિના પાણી ન પીઉં રે,
રસિક સુંદર વર જોઈ જોઇ જીવું રે. ૨
મુજને ન વારીશ મ્હારી રે માડી;
દર્શન કરવાને જાઇશ દાડી. ૩
સગપણ તો શામળીઆનું સાચું;
બાકી સર્વે દીસે છે કાચું. ૪
કહેશે તેને કહેવા રે દેશું;
આપણ સર્વે સંભાળી લેશું. ૫

વ્યંકટેશ્વરાચાર્ય મોહમુગ્ધ દૃષ્ટિથી એ લાવણ્યમયી લલનાના ચંચળ કટાક્ષો તરફ જોઈ રહી તેના કંઠમાંથી નીકળતું ઉપરોક્ત ગીત તન્મયતાથી સાંભળી રહ્યો હતો.

એ શયનગૃહનું શોભાસૌન્દર્ય એક વિલાસવિભવસંપન્ન રાણા મહારાણા શયનગૃહના જેવું હતું. એક ખુણામાં બે મ્હોટા છત્રપલંગ હોઈ તેમાં સવામણ રૂની મશરૂની તળાઇઓ હતી. ઉશિકાં પણ ઘણાં સુંદર હતાં. તળાઇઓ તેમજ ઉશિકાંઓમાંથી અત્તર તથા સેન્ટની સુગંધિ આવી શ્રમિત ચિત્તને શાન્ત બનાવી દેતી હતી. એ બન્ને પલંગોપર મચ્છરદાની નાખવામાં આવેલી હતી. એક એક પલંગનું મૂલ્ય અઢીસોથી ત્રણસો રૂપિયા સુધીનું હોવું જોઇએ એમ લાગતું

હતું. બીજા ખુણામાં ત્રણ કાચનાં સીસમના લાકડાનાં બનેલાં ફેન્સી કબાટ હતાં. એક કબાટોમાંનાં બે કબાટોમાં વસ્ત્રો વગેરે રહેતું હતું અને ત્રીજા કબાટમાં જે વસ્તુઓ હતી તે થોડા સમયમાં જ આપણા જાણવામાં આવે તેમ હોવાથી તેનો અત્રે ઉલ્લેખ કર્યો નથી. આ શયનગૃહને બે ભાગમાં વિભક્ત કરવામાં આવેલું હોઈ વચ્ચે એક મ્હોટો આડપડદો રાખવામાં આવ્યો હતો. આવશ્યક પ્રસંગે વ્યંકટેશ્વરાચાર્યની સેવિકાઓ કે જેઓ પરપુરુષને પોતાનું મ્હોં બતાવતાં શર્માતી હતી તેઓ એ પડદાની પાછળ બેસી પોતાની લજ્જા તથા મર્યાદા સાચવતી હતી ? એ પડદા પાછળના ભાગમાં પણ એક પલંગ, ગાદી તકીઆ વગેરે બેસવા ઉઠવા. અને શયન કરવાનાં સાધનો તૈયાર હતાં. શયનગૃહની દિવાલપરનાં ચિત્રો જોવામાં આવતાં સ્વભાવતઃ જ અંગમાં અનંગવ્યથા ઉપત્પન્ન થવાનો સંપૂર્ણ સંભવ હતો. સઘળાં ચિત્રો ઘણાં જ રમણીય તેમ જ મનમોહક હોઇ ચિત્રવિદ્યામાં માનવહૃદય કેટલી સીમા સુધી ચીતરી શકાય છે, એનો પરિચય કરાવતાં હતાં; પરંતુ આ સ્થળે તો એ વિદ્યાનો અશ્લીલભાવમાં જ ઉપયોગ થયેલો હોવાથી સખેદ આશ્ચર્ય ઉપજતું હતું. કેટલાંક ચિત્રો પ્રાચીન હિન્દુ રાજ્યવિષયક હતાં તો કેટલાંક પૌરાણિક હતા. એક ચિત્રમાં બાળિકા કુન્તી પોતાની બાલ્યસ્વભાવસુલભ ચપળતાને લીધે સૂર્યને બોલાવતી હતી. તેજઃપુંજ પૂર્ણયૌવન સૂર્યદેવ હસતા હસતા ઉંચેથી ઉતરતા હતા. નવયુવતી કુન્તી તેમના દેવદુર્લભ રૂપનું દર્શન કરી વિકારવશ બની જઈ વિસ્મિત દૃષ્ટિથી તેમના તરફ જોઇ રહી હતી. બીજા એક ચિત્રમાં સુરસુંદરી તિલોત્તમા નન્દનવનમાં સરોવર તટપર બેસી સ્વચ્છ જળમાં પોતાના પ્રતિબિંબનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કરી રહી હતી. એવામાં દૈત્યરાજ સુન્દ અને ઉપસુન્દ વચ્ચે તેના માટે તકરાર ઉભી થઇ. સુંદરી તિલો-

ત્તમા તેમના બન્નેના તરફ કટાક્ષો ફેંકતી હતી, તથા પોતાના સૌન્દર્યના દર્શનથી મોહિત બનેલા બન્ને દૈત્ય વચ્ચે પોતાના માટે તકરાર થતી જોઈ મધુર હાસ્ય કરતી હતી. બીજા એક ચિત્રમાં સુરેન્દ્રાણી શચી જાણે કે મહેન્દ્રના ખોળામાં મસ્તક ગોઠવી સૂઈ ગયેલી હતી. તેનો કામીઓનાં કાળજાંને ભેદી નાખે એવો કૃષ્ણકેશકલાપ વાયુ સાથે સ્વચ્છંદતાથી નૃત્ય કરતો હતો. તેણે પહેરેલું વસ્ત્ર કેટલાંક ઠેકાણેથી ખસી ગયેલું હોવાથી તેના મોહક અવયવો વિશેષ મોહક લાગતા હતા શચીપતિ ઇન્દ્રાણીના આવા અલૌકિક રૂપસૌન્દર્યથી મોહિત બની જઈ મહેન્દ્ર તેનાં મીચાઇ રહેલાં નેત્રોપર ચુંબન કરતા હતા. બીજા એક ચિત્રમાં યમુનાના જળમાં ગોપિકાઓ નગ્ન શરીરે સ્નાન કરી રહી હતી અને શ્રીકૃષ્ણ તેમનાં વસ્ત્રો લઇ કદંબ વૃક્ષપર ચઢી બેસી લોલુપદૃષ્ટિથી ગોપિકાઓ તરફ જોઈ રહી બંસરી બજાવતા હતા! વળી અન્ય એક ચિત્રમાં શેર અફઘાનની પાછળ તેને અઢેલીને તેની ભુવનમોહિની પુત્રી મેહેરઉન્નીસા કે જે સુંદરી પાછળથી નૂરજહાનના નામથી ભારતના ઇતિહાસમાં વિખ્યાત થઇ ચુકી છે તે ઉભી રહેલી હોઈ તેનાથી થોડા અંતરે સમ્રાટ્ જહાંગીર વ્યાકુળતા પૂર્ણ દૃષ્ટિથી તેના તરફ જોતો ઉભો રહ્યો હતો. નૂરજહાન પણ મૃદુહાસ્યસહ જહાંગીર તરફ કટાક્ષો ફેંકતી હતી. આ ઉપરાંત બીજાં કેટલાંક ચિત્રો એવાં બીભત્સ હતાં કે જેનું વર્ણન અમે કરી શકતા નથી.

પેલી નવયુવતી પોતાના મધુર કોમળ કંઠથી ગીત ગાઇ રહી એટલે વ્યંકટેશ્વરાચાર્યે તેને ઉદ્દેશીને કહ્યું:—"તારાસુંદરિ ! ખરેખર, ઇશ્વરે તને અલૌકિક સ્વરૂપ અને મધુર કંઠ આપ્યો છે. ત્હારા રૂપથી હું એટલો બધો દીવાનો બની ગયેલો છું કે, કોઈ ભક્તજન મળવા આવતાં ત્હારાથી છૂટા પડીને મ્હને તેની પાસે જતાં ઘણો ખેદ થાય છે.

રાત્રિ દિવસ મ્હારા મનમંદિરમાં ત્હારી મનોહારિણી મૂર્ત્તિ બિરાજી રહેલી છે; છતાં આપણો સંબંધ હમ્મેશાં ગુપ્ત રહે તો જ આપણું કલ્યાણ છે. એક સાધુ પુરુષ માટે જો સ્ત્રીના સમાગમની વાત પ્રકાશમાં આવે છે તો તેથી તેનાં માન પ્રતિષ્ઠાને ઘણી અડચણ પહોંચે છે; છતાં વસ્તુતઃ ઇન્દ્રિયદમન કરવાનું સામર્થ્ય ભાગ્યે જ કોઇનામાં હોય છે. દેવદેવાદિનાં ઉદાહરણો જોવા જતાં તેઓ પણ માયાના પ્રબળ પંઝામાંથી બચી શક્યા નથી; છતાં આપણા સંબંધની વાત જો જાહિર થઈ જાય તો તેથી જનસમાજના ભયને લીધે આપણા આ મંદિરમાં આવતી ગૃહસ્થ કુટુંબોની સુંદરીઓ અહીં આવતાં ખચકાય અને આપણો ધમધોકાર ચાલતો ધંધો બંધ પડી જાય, અને મ્હારા કેટલાક શિષ્યોનો સંસાર-વ્યવહાર પણ સર્વથા બંધ થાય; આમ હોવાથી કોઠીમાંનો ગોળ કોઠીમાં બેસીને ખાવામાં જ મઝા છે. વળી પ્રિયતમા! ધાર કે કદાચ ન કરે નારાયણ અને આપણો વ્યવસાય ખુલ્લો થઈ જાય તો લોકલજ્જાના ભયથી તું પણ મ્હારો ત્યાગ કરી જાય કે ?"

"પ્રભુ ! આરાધ્ય દેવ ! આપ સારી રીતે જાણો છો કે, બે વર્ષથી હું મ્હારાં માતાપિતાનો તથા પ્રૌઢાવસ્થાએ પહોંચેલા પતિનો આપના ઉપદેશાનુસાર પરિત્યાગ કરી આપની સેવામાં રહું છું. હું હિન્દુસ્તાની વણિક્ જ્ઞાતિની હોવા છતાં મ્હારા દાદાજીએ મ્હારો વિવાહ અહીંના એક પ્રૌઢ વણિક્ સાથે કરેલો છે; છતાં એ પતિના સમાગમથી મ્હને સર્વ પ્રકારે અસંતોષ રહેતો હોવાથી મ્હેં આપનો આશ્રય સ્વીકાર્યો છે. વળી જો હું અહીંથીજ આપની સેવામાં આવીને રહી હોત તો તેથી પુનઃ પકડાઇ જવાય એવો ભય રહે તેમ હતો; પરંતુ શ્રી જગન્નાથજીથી જ આપણે ગુપચુપ અત્રે આવીને રહેલાં હોવાથી હું અહીં છું એમ કોઇ જાણી શકે તેમ નથી. પ્રભુ ! હવે તો આપ જ

આ નિરાધાર અબળાના આધાર અને ભવસાગરથી પાર ઉતારનાર છો. ખરું છે કે,

'અમારો અબળાનો આધાર એક ભરથાર તમે રે,
તમારે આધારે અવતાર ગાળિયે નાર અમે રે—
હેત તમારું હાસ્ય અમારું, રિશે અમે રડનાર,
તમારાં માર્યાં અમે મરનાર, તાર્યાં તરનાર અમે રે—
અમ અબળાની બુદ્ધિ પાનિયે છે વ્હાલા! વસનાર,
સદાયે દોષ અમે કરનાર, ક્ષમા કરનાર તમે રે—'

"તારા! મ્હારી આંખોના તારા! ત્હારા સિવાય જગતમાં મ્હને કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી, ઇશ્વરે પણ કેવો ઉત્તમ યોગાયોગ મેળવ્યો?! નહિ તો ક્યાં ત્હારું પિયરમાંથી ત્હારી બ્હેન સાથે જગન્નાથજી જવું અને એકાએક મ્હારું ત્યાં આવી ચઢવું! જો એમ ન બન્યું હોત તો મ્હારું અને ત્હારું પ્રેમમિલન થાત નહિ; પરંતુ આપણને બન્નેને મેળવવાનોજ શ્રી કિરતારનો વિચાર હશે તેથી જ એવો દૈવી યોગ બન્યો. નારાયણ—નારાયણ—ત્હારી કળા અકળ છે! જય નારાયણ! વ્હાલી, મ્હારો કંઠ સુકાય છે તેથી કબાટમાંથી પેયવસ્તુ લાવ જોઇએ!"

"જેવી આજ્ઞા." કહીને અમે ઉપર વર્ણવેલા પેલા ત્રીજા કબાટ પાસે તારા ગઇ તથા પોતાના ચણીઆ સાથે રાખેલા કુંચીઓના ઝુમખાને બ્હાર કાઢી તેણે એક કુંચીથી કબાટ ઉઘાડી તેમાંથી એક એકસો નંબર વનની બૉટલ, એક સોડા તથા બે કાચના ગ્લાસ બ્હાર કાઢ્યા. આ સઘળી વસ્તુઓ તેણે વ્યંકટેશ્વરાચાર્યના હિંચકા પાસે જ પડેલા એક ન્હાના રાઉન્ડ ટેબલ ઉપર મૂકી. પછીથી સુરાસુંદરીને કાચના

ગ્લાસોમાં પધરાવી તેમાં સોડાનું મિશ્રણ કરી એક ગ્લાસ તેણે વ્યંકટેશ્વરાચાર્યના હાથમાં આપતાં કહ્યું:—

" દૂધ સુરા ને દધિ સુરા, સુરા અન્ન ધન ધામ;
વેદ સુરા, ઇશ્વર સુરા, સુરા સ્વર્ગનું નામ.
જાતિ સુરા, વિદ્યા સુરા, સુરા વિના ન જિવાય;
સુધરી સ્વતંત્રતા સુરા, જગત્ સુરામય થાય."

તારાનું સ્તોત્ર સાંભળી મહાતમા વ્યંકટેશ્વર બોલી ઉઠ્યો:— "બરાબર છે. દેવી ભક્તોએ સદૈવ એક શ્લોક સ્મરણમાં રાખવાની જરૂર છે કે,

**पीत्वा पीत्वा पुनः पीत्वा यावद्गिरति भूतले ।**
**पुनरुत्थाय पुनः पीत्वा पुनर्जन्मा न विद्यते ॥ "**

આ શ્લોક ઉચ્ચારી પ્યાલામાંની સુરાને વ્યંકટેશ્વરાચાર્યે કંઠસ્થ કરી તથા તેની આજ્ઞા મળતાં શ્રીમતી અખંડ સૌભાગ્યવતી તારાસુંદરીએ પોતાના પ્યાલાને પણ ઇન્સાફ આપી દીધો. એક પ્યાલો પીધા પછી બીજો, બીજા પછી ત્રીજો એવી રીતે સુરાપાનનો વ્યવસાય ચાલવા લાગ્યો. નવયૌવના નારીનો સહવાસ તથા સુરાપાન એ બન્ને પ્રકાર વિષયી પુરુષના અંતરના વિકારને વિશેષ ઉત્તેજિત કરનાર હોવાથી વ્યંકટેશ્વરાચાર્ય પણ વિકારવશ બની ગયો. તેણે તારાનો હાથ પકડી તેને પોતાની પાસે હિંચકાપર બેસાડીને તેના અધરોષ્ઠપર ચુંબન કર્યું. તારાએ મહાત્મા તરફ જોઇને કહ્યું:—" પ્રિયતમ! આપ કૃપા કરી મ્હને મ્હારા ખરા નામથી ન બોલાવો. ભીંતને પણ કાન હોય છે તથા સાવધાનતાનો વિનાશ નથી એ નિયમાનુસાર આપ મ્હને હમ્મેશાં બીજા જ કોઇ નામથી બોલાવો એ વિશેષ ઉત્તમ છે; કેમ મ્હારું કહેવું ખરું છે ને?"

"હા, ખરું છે. જ્યારે તને મ્હારા કરતાં પણ વિશેષ ભય રહે છે ત્યારે પછી હું ત્હારી સલાહ પ્રમાણે વર્તવાને તૈયાર છું. કહે જોઇએ કે હું તને કયા નામથી બોલાવું? મનોરમા, ચંદ્રમુખી, વિધુમુખી, લલિતવદની, રાધિકા વગેરે નામોમાંથી તને ક્યું નામ પસંદ છે?" વ્યંકટેશ્વરે સહાસ્યમુખે પૂછ્યું.

"રાધિકા નામજ સાદું અને સારું છે. આપ જેવા મહાત્માના આવાસમાં ચંદ્રમુખી, વિધુમુખી અને લલિતવદનીનો નિવાસ હોય એ બાહ્ય દૃષ્ટિથી સર્વથા અસંભવ છે; માટે હું જ આપની રાધિકા થઇને રહીશ અને આપ મ્હારા કામણગારા કનૈયા કૃષ્ણજી થઇને રહેજો!" તારસુંદરીએ ચંચળ કટાક્ષો ફેંકતાં કહ્યું.

બરાબર આ સમયે એક સેવિકાએ શયનગૃહની બ્હારથી જ એક બટન દબાવ્યું. તેના આ કાર્યથી શયનગૃહમાંની એક ઘંટડી વાગી. ઘંટડીનો અવાજ થતાં તારાસુંદરી સફાળી હિંચકાપરથી ઉઠી નીચે ઉભી રહી. મહાત્મા વ્યંકટેશ્વરાચાર્યનો હિંચકો હલાવવા લાગી. વ્યંકટેશ્વરાચાર્યે દ્વાર તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું:–"કોણ છે?"

"એ તો હું પાર્વતી છું." બ્હારથી ઉત્તર આવ્યો.

આ સમયે ઘડીઆળમાં પાંચનો ટકોરો થયો. વ્યંકટેશ્વરાચાર્યે તારાને શયનગૃહનું દ્વાર ઉઘાડવાની તથા પાર્વતીને અંદર આવવાની રજા આપવાની આજ્ઞા કરી. વિના વિલંબે તારાએ દ્વાર ઉઘાડી પાર્વતીને અંદર આવવાનો હસ્તસંકેત કર્યો. પાર્વતીએ શયનગૃહમાં પ્રવેશ કરી નમ્રતાથી મહાત્મા વ્યંકટેશ્વરાચાર્યને પ્રણામ કર્યાં એટલે તેણે પૂછ્યું:– "કેમ, કોઇ આવ્યું છે કે?"

"હા, નર્મદા બ્હેન આવેલાં હોઇ તેઓ આપનાં દર્શન કરવા આવવાને ઇચ્છે છે." પાર્વતીએ ઉત્તર આપ્યો.

અલ્પકાળ સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી વ્યંકટેશ્વરાચાર્ય બોલ્યોઃ—" ભલે તેમને અહીં મોકલ."

પાર્વતી ચાલી ગઇ, તથા તે થોડા સમયમાં જ એક અઢાર વર્ષની ઉમ્મરની સુંદરીને વ્યંકટેશ્વરાચાર્યના શયનગૃહમાં પહોંચાડી પાછી ચાલી ગઇ. પાર્વતીની ઉમ્મર ચાળીસેક વર્ષની હોઇ દશ વર્ષથી તે મંદિરનું કામકાજ કરતી હતી. વ્યંકટેશ્વરાચાર્યનો વિશ્વાસ તેણે પ્રાપ્ત કરેલો હોવાથી જ તે તેના શયનગૃહમાં અથવા તો દિવાનખાનામાં પ્રવેશ કરવાની રજા મેળવી શકતી હતી. તે એક વિધવા હોઈ તેને એકકે સંતાન નહોતું; તેથી તે આ મંદિરમાં આશ્રય મેળવી પોતાની આજીવિકા ચલાવતી હતી. હવે અમે વ્યંકટેશ્વરાચાર્યના શયનગૃહમાં ઉપસ્થિત થએલી નર્મદાનો ટૂંક પરિચય આપી વાર્તાપ્રવાહમાં આગળ વધીશું.

નર્મદા એક બ્રાહ્મણ કન્યા હોઈ પોતાની માત્ર ચૌદ વર્ષની ઉમ્મરે તે વિધવા થઇ હતી. વિધવા થયા પછી તે શ્વસુરપક્ષમાં નહિ રહેતાં તેની એક માતા અને ભગિની સાથે તેના પિયર રાજકોટમાં રહેતી હતી. ઘરની સ્થિતિ જોઇએ એટલી સારી નહિ હોવાથી તથા ભગિની સધવા હોવા છતાં પતિની કંગાલ હાલતને લીધે ઘણોખરો સમય પિયરમાં જ રહેતી હોવાથી તેમ જ તેનું ચારિત્ર્ય કલંકિત હોવાથી ધીમે ધીમે સંસ્કાર વગરની, ધર્મજ્ઞાનહીના નર્મદા પણ જ્યેષ્ઠા ભગિનીની માફક પોતાના નારી જીવનને કલંક્તિ કરી અધર્મગામિની થઈ. જે બાળવિધવાઓને શાસ્ત્રનું શિક્ષણ મળેલું હોતું નથી, જે બાળવિધવાઓને સદાચાર અને દુરાચારનો ભેદ માલૂમ હોતો નથી તેમને સ્વતંત્રતા મળતાં તેનું ભાગ્યેજ સારું પરિણામ આવે છે. જ્ઞાનથી જ મનુષ્ય ચિત્તને સંયમમાં રાખી શકે છે. વળી શાસનની માન્યતા સિવાય સંયમ થઈ શકતો નથી. ઇન્દ્રિયની ઉત્તેજનાને

આધીન થઈ દુરાચારમાં પ્રવૃત્ત થનાર વ્યક્તિને પ્રારંભમાં એવું જ્ઞાન હોતું નથી કે પ્રત્યેક માણસને તેના પાપનું ફળ આ જગતમાં જ ભોગવવું પડે છે. અંતે નર્મદા અને તેની ભગિનીના સંબંધમાં પણ આ વાક્યો ખરાં પડ્યાં. કોઈ પણ પાપકર્મ હમ્મેશાં ગુપ્ત રહેતું નથી. પાપનો ઘડો ભરાતાં તે અવશ્ય ફુટે છે જ. આ નિયમાનુસાર નર્મદા અને તેની મ્હોટી બ્હેનના અધર્માચરણનો ઇતિહાસ ક્રમે ક્રમે રાજકોટમાં પ્રસિદ્ધ થઇ ગયો. એવામાં એકાએક મહાત્મા વ્યંકટેશ્વરે દ્વારિકાંના પ્રવાસે જતાં રાજકોટમાં પોતાના કેટલાક ભાવિક ભકતોના અત્યાગ્રહથી થોડા દિવસ માટે મુકામ કર્યો. મહાત્મા વ્યંકટેશ્વર સાથે એ પ્રવાસ પ્રસંગે તેના કેટલાક શિષ્યો પણ હતા. તેમણે પરામાં આવેલા એક એકાન્ત મકાનમાં પોતાનો મુકામ કર્યો હતો. નર્મદા અને તેની મ્હોટી બ્હેન બ્હારથી લોકોને પોતે ધર્મપરાયણા છે એમ બતાવવા માટે દેવદર્શન કરવા જતી હતી તથા ગામમાં કોઈ સાધુ કે મહાત્માનું આગમન થતાં તેઓ તેનું કીર્તન, કથા કિંવા ઉપદેશ સાંભળવાને પણ હમ્મેશાં જતી હતી. પોતાની આ પ્રવૃત્તિ અનુસાર તેઓ વ્યંકટેશ્વરની પાસે પણ હમ્મેશાં સંધ્યાકાળે જઇ તેની ચરણસેવા કરી મોક્ષપ્રાપ્તિનો માર્ગ ખુલ્લો કરતી હતી! બેચાર દિવસ સુધી તો વ્યંકટેશ્વરાચાર્યને નર્મદા તથા તેની ભગિની સાથે એકાન્તમાં વાતચિત કરવાનો સુયોગ મળ્યો નહિ; છેવટે એક દિવસે સંધ્યાકાળ વીતી ગયા પછી જ્યારે નર્મદા અને તેની મ્હોટી બ્હેન યશોદા તેની પાસે આવી ત્યારે તેમણે પોતાના શિષ્યોપાસે જઈ ગુપ્ત રીતે તેમને એવી સૂચના કરી દીધી કે, જો કોઈ દર્શનાર્થે આવે તો એમ કહેજો કે, 'મહાત્માશ્રીની તબિયત નરમ હોવાથી અત્યારે દર્શન થઈ શકશે નહિ.' શિષ્યોને આવી સૂચના કરી એકાદ સુરાપાત્ર કંઠસ્થ કરી વ્યંકટેશ્વર યશોદા તથા

નર્મદા પાસે આવીને બેઠો, અને યુક્તિથી તેણે વાતચિત ચલાવવા માંડી. તેણે યશોદા તરફ જોઇને કહ્યું:—"યશોદાબાઈ! તમારી ગુરુભક્તિ જોઇ સ્વાભાવિક રીતેજ મ્હારા અંતરમાં તમે બન્ને બ્હેનો માટે પ્રેમ ઉત્પન્ન થાય છે. ઇશ્વર તમારું કલ્યાણ કરે એવો હું તમને આશીર્વાદ આપું છું. તમારું લગ્ન થયું છે કે યશોદાબાઈ?"

યશોદાએ લજ્જિત બની જઈ થોડી ક્ષણ સુધી મૌનાવલંબન કર્યા પછી વ્યંકટેશ્વરાચાર્યના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:—"મહાત્મન્! મ્હારું લગ્ન થયું છે; પરંતુ મ્હારા પતિની શારીરિક અને આર્થિક સ્થિતિ ઘણી ખરાબ છે. માતાપિતાની જે થોડી ઘણી માલમિલકત હતી તે તેમના મૃત્યુ પછી તેમણે મદ્યપાનના વ્યસનમાં ઉડાવી દીધી છે. વળી ઘણા કાળથી તેમને રાત્રિદિવસ મદ્યપાન કરવાની બુરી લત લાગુ પડેલી હોવાથી હમણાં તેઓ રોગશય્યાપર છે. જ્યારે હું તેમની પાસે હોઉં છું ત્યારે નશામાં જ તેઓ મ્હને ગાળો ભાંડેછે, નિર્દયતાથી માર મારે છે તથા હું સધવા હોવા છતાં મ્હારે તેમને ઘેર મહિનામાં પંદર દિવસ માટે અપવાસ કરવા પડે છે. આવું દુઃખ વેઠી નહિ શકાતું હોવાથી અમે બન્ને બ્હેનો અત્રે અમારી માતા પાસે રહી જે જુવાર બાજરીનો રોટલો મળે છે તે ખાઇને અમારા દિવસો વીતાડીએ છીએ. હવે તો ઇશ્વર આ દુઃખી જીવનો જલ્દી અંત લાવે તો સારું એમ જ લાગે છે!" આમ કહીને યશોદા દીનતાયુક્ત દૃષ્ટિથી વ્યંકટેશ્વર તરફ જોઇ રહી.

વ્યંકટેશ્વરાચાર્યે યશોદાનો ઉત્તર સાંભળી સહજ શોકાતુર ભાવ દર્શાવતાં કહ્યું:—"બાઇ! સુખ દુઃખનું ચક્ર સદૈવ ચાલૂ જ રહે છે. તમારી સ્થિતિ માટે મ્હને ઘણો ખેદ થાય છે. ઇશ્વર તમારા દુરાચારી નિષ્ઠુર સ્વામીને સદ્બુદ્ધિ આપો એમ જ હું ઇચ્છું છું. વળી તમારે જીવથી

કંટાળી જવાની જરૂર નથી. તમારી આ ન્હાની બ્હેન તેના હાથમાં કંકણ અને કપાળમાં કુંકુમ નહિ હોવાથી વિધવા હોય એમ લાગે છે. ખરેખર, આવી બાળવિધવાઓને જીવનપર્યંત બ્રહ્મચર્યનું અત્યંત કઠોર વ્રત પાળવું પડે એ કાંઇ સામાન્ય દુઃખનો પ્રકાર નથી. જે સમાજમાં આવી ન્હાની ઉમ્મરની બાળવિધવાઓના પુનર્લગ્નનું વિધાન નથી એ સમાજ એક રીતે નિષ્ઠુર છે એમ જ સમજવું જોઇએ. જે બાળવિધવાઓ પતિના બિલ્કુલ સહવાસમાં આવેલી હોતી નથી—જેમણે સંસારના સ્વર્ગીય સુખનો બિલ્કુલ લ્હાવો લીધેલો હોતો નથી તેમના માટે પુનર્લગ્નનું વિધાન અવશ્ય હોવું જોઇએ. બંગાળી લોકોમાં બાળવિધવાઓના પુનર્લગ્નનો વિશેષ પ્રમાણમાં પ્રતિબંધ હોવાથી જ આજકાલ ત્યાં વેશ્યાઓની સંખ્યા વિશેષ થઇ પડેલી છે, તથા ત્યાંની પ્રજામાં પુષ્કળ અનીતિનો વિસ્તાર થયેલો છે. આમ હોવા છતાં મ્હારે કહેવું જોઇએ કે જે વિધવાઓ ઇચ્છાપૂર્વક બ્રહ્મચર્યનું પ્રતિપાલન કરવા માગતી હોય તેમને તેમના એ વિચારમાં કોઇએ અડચણ કરવી જોઇએ નહિ; પરંતુ આ કળિકાળમાં ઇન્દ્રિયોને વશમાં રાખવાનું કાર્ય ભાગ્યે જ કોઇથી બની શકે છે. તમારા કહેવાપરથી તમારી આર્થિક સ્થિતિ પણ સારી હોય એમ લાગતું નથી; તેથી તમારા સુખ માટે મ્હારા મનમાં જે વિચાર ઉપજ્યો છે તે વિચાર પ્રમાણે વર્તવાને તમે રાજી હો તો હું તેમ કરવા તૈયાર છું. આ કાચી કાયા એક દિવસે માટીમાં મળી જવાની હોવાથી જેટલો પરોપકાર કરી શકાય એટલો પરોપકાર પ્રત્યેક વ્યક્તિએ કરવો જોઇએ. હે હરિ! હે નારાયણ! તમે જ જીવમાત્રનું વિશ્રામ સ્થાનછો!"

વ્યંકટેશ્વરાચાર્યનાં આ વચનો સાંભળી યશોદાએ પોતાના અંતરમાં આશામરિચિકાનું પોષણ કરતાં કહ્યું:—"પ્રભુ! આપની ઇચ્છા એ જ

આ દાસીની ઇચ્છા. આપ આપના વિચારને સંકોચ સિવાય કહી સંભળાવો. આપના વિચારમાં અમારા કલ્યાણનો જ સમાવેશ થયેલો હશે એવી મ્હને સંપૂર્ણ આશા છે."

વ્યંકટેશ્વરાચાર્યે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:-"જુઓ, અમદાવાદ શહેરથી બે ત્રણ માઇલના અંતરે એટલે કે અમદાવાદ શહેરની પાસેજ અમારું એક મંદિર આવેલું હોઇ એ મંદિરની આવકમાંથી કેટલાંક નિરાધાર નરનારીઓને બની શકતી મદદ કરવામાં આવે છે. આમ હોવાથી તમે પણ જો કદાચ અમદાવાદમાં આવીને રહેશો તો તમને બન્ને બ્હેનોને ખાવા પીવાનું તેમજ કપડાંલત્તાં વગેરેનું તમામ ખરચ મંદિરની આવકમાંથી આપવામાં આવશે; એટલું જ નહિ પરંતુ તમારાં માતુશ્રી અત્રે કોઈ પણ પ્રકારની અડચણ સિવાય પોતાનો નિર્વાહ કરી શકે એટલા માટે તેમને જીવનપર્યંત દર મહિને દશ રૂપિયાની માસિક વૃત્તિ આપવામાં આવશે. મ્હારો આ વિચાર તમને ઉત્તમ જ લાગશે એમ હું ધારું છું."

યશોદાએ વ્યંકટેશ્વરાચાર્યનાં આ વચનો ઉપર પોતાના મનમાં થોડા સમય સુધી કાંઇ વિચાર કરી તેની ઇચ્છાનુસાર વર્તવાની સંમતિ દર્શાવી. વિના વિલંબે વ્યંકટેશ્વરાચાર્યે પોતાની પાસે પડેલી એક ટ્રંક ઉઘાડી તેમાંથી દશ દશ રૂપિયાની પાંચ નોટો બ્હાર કાઢી યશોદાના હાથમાં આપતાં કહ્યું:-"મંદિરના દ્રવ્યનો નિરંતર આવો સદુપયોગ થયેલો જોવાની જ મ્હારી ઇચ્છા છે. આ પચાસ રૂપિયામાંથી હમણાં વીસ રૂપિયા તમારી માતાને આપી બાકીની ત્રીસ રૂપિયાની રકમ લઇને તમે અમદાવાદ જાઓ, તથા-ત્યાં દાણાપીઠા પાસે મ્યુનિસિપાલિટીના મકાનની નજીક તમે એક મકાન ભાડે લઇને રહેજો. હું કેટલો બધો પવિત્ર છું એ તો માત્ર શ્રીહરિ જ જાણે છે; પરંતુ લોકોનાં

મ્હોં કોઇથી બંધ કરી શકાય છે કે ? આમ હોવાથી હું તમને બન્નેને મ્હારી સાથે લઇ જઇ શકતો નથી. પરમ દિવસે અહીંથી દ્વારકાં તરફ વિદાય થઇ પંદરેક દિવસમાં હું પાછો અમદાવાદ આવી તમારી સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપીશ; એ માટે તમે લેશ માત્ર પણ ચિંતા રાખશો નહિ. ”

યશોદા તથા નર્મદા વ્યંકટેશ્વરાચાર્યને પ્રણામ કરી તેની ચરણરજ મસ્તકે ચઢાવી પચાસ રૂપિયા લઇને ઘેર ચાલી ગઈ, તથા માતાને સઘળી હકીકત સમજાવી તેની પણ સંમતિ મેળવીને બીજે દિવસે તેઓ અમદાવાદ ચાલી ગઇ. ત્યાં જઇ તેઓ પ્રથમ તો પોતાના એક સગાને ત્યાં ઉતરી તથા એ સગાને તેમણે ખરી હકીકત નહિ કહેતાં એવું કહ્યું કે, તેઓ બે ત્રણ દિવસ અમદાવાદ રહીને શ્રી રણછોડજીનાં દર્શન કરવા માટે ડાકોર જવાની છે. આવી રીતે અમદાવાદમાં પેલા સગાને ત્યાં બે દિવસ રહી તેમણે વ્યંકટેશ્વરાચાર્યની સૂચના પ્રમાણે મ્યુનિસિપાલિટીની સ્હામેની લાઇનમાં એક મેડો માસિક ચાર રૂપિયાના ભાડાથી રાખી, પોતાનો સરસામાન લઈ આવીને તેમણે ત્યાં રહેવા માંડ્યું. યથા સમયે વ્યંકટેશ્વરાચાર્ય પણ દ્વારકાંના પ્રવાસેથી પાછો આવી પહોંચ્યો. તેણે પ્રથમથી જ પોતાના મંદિરનું નામઠામ યશોદા તેમ જ નર્મદાને લખી આપ્યું હતું; તેથી સહેલાઇથી એ મહાત્માનું આગમન થતાં બન્ને બ્હેનોનો તેની સાથે મેળાપ થયો. અમે પ્રથમથી જ જણાવી ચુક્યા છીએ કે, રાજકોટમાં પણ યશોદા તેમજ નર્મદાનું ચરિત્ર સારું નહોતું; તેથી તેમને અધર્મના માર્ગે લઇ જઇ દ્રવ્ય કમાવાની-પૈસા મેળવવાની મહાત્મા વ્યંકટેશ્વરાચાર્યની આંતરિક ઇચ્છા સહેલાઇથી સફળ થઇ. અમે અત્રે માત્ર આ એક જ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે; પરંતુ કળ, બળ, છળ, કપટ વગેરેથી વ્યંકટેશ્વરાચાર્યે

બીજી પણ કેટલીક યુવતી સધવાઓ અને વિધવાઓને પોતાની જાળમાં ફસાવી હતી તથા તેઓ વ્યંકટેશ્વરાચાર્યના મંદિરમાં જઇ, આશકો સાથે જારકર્મ કરી પોતાના વિકારને શાન્ત કરતી હતી. મહાત્માના મંદિરમાં આવી સુંદરીઓના સૌન્દર્યનું લીલામ થતું હોવાથી કેટલાક બાપની મુડી પર તાગડધીના કરનારા વિષયલંપટ લાલાઓ મંદિરમાં આવતા જતા હતા અને વારંવાર વ્યંકટેશ્વરાચાર્યને દ્રવ્યદાનથી સંતોષી પોતાની વિષયવાસના શાન્ત કરતા હતા. મહાત્મા વ્યંકટેશ્વરાચાર્યના મંદિરમાં આવી અનીતિનો વ્યવસાય લગભગ ચાર પાંચ વર્ષથી ચાલતો હોવા છતાં એ સંબંધીનું રહસ્ય અદ્યાપિ બ્હારના કોઇ માણસના જાણવામાં આવ્યું નહોતું. આપણી આ નવલકથાનાં એક બે પાત્રોનો સંબંધ વ્યંકટેશ્વરાચાર્યના આ મંદિર સાથે હોવાથી જ અમારે નિરુપાયે આ હકીકત લખવી પડી છે, અને હજી પણ લખવી પડશે; કેમ કે સત્યતાનું રક્ષણ કરવું એ પ્રત્યેક ગ્રંથકારનું પ્રથમ કર્ત્તવ્ય છે. નર્મદાના મંદિરમાં આવ્યા પછી શું બન્યું તે હવે પછી લખવામાં આવશે. હાલ તો અમે અમારા વાંચકબંધુઓને એટલો જ પ્રશ્ન પૂછીએ છીએ કે, આ તે **દેવમંદિર કે વિલાસમંદિર ?**



# પ્રકરણ ૯ મું.

## મોહિની મેરીએમની જીવનકથા.

" મોરકો હોને લગી અફસોસ ઉલ્ફત મારકી;
નૂર હો કર રખતી હય જલને કો રગબત નારકી;
જોરવાલી કો પસંદ આઇ હય સૂરત જારકી;
હો જને મક્કાર તુઝપર માર ઉસ દાદારકી! "

કાન્તિપ્રસાદનું રમાસુંદરી સાથે સુધારક લગ્ન થઇ ગયું તથા એ વિષય વર્તમાનપત્રોદ્વારા જ્યારે કાન્તિપ્રસાદના જ્ઞાતિજનોના જાણવામાં આવ્યો ત્યારે તેમણે એક પંચ ભરી તેને જ્ઞાતિબહિષ્કૃત કર્યો. આ પ્રકારથી કાન્તિપ્રસાદના ભાઇ વિહારીપ્રસાદને તથા તેનાં શ્વસુરપક્ષનાં માણસોને પણ અપાર શોક થયો. તેઓ આધુનિક પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિપર ટીકા કરી કાન્તિપ્રસાદને અપરાધી ગણવા લાગ્યાં; આમ છતાં કાન્તિપ્રસાદે તે તરફ બિલ્કુલ લક્ષ્ય આપ્યું નહિ. રમા સાથે લગ્ન થયા પછી પાશ્ચાત્ય લોકો કિંવા સુધારક સમાજના રીવાજ અનુસાર તે નવીન પત્ની સાથે હનીમૂનનો આનન્દ ભોગવવા માથેરાન ચાલ્યો ગયો. માથેરાનથી મુંબાઈ પાછા આવ્યા પછી પોતાના પ્રથમના સ્થળે નહિ રહેતાં તે કોલાબાપર આવેલા એક ધનાઢ્ય મેમણના બંગલામાં એ રૂમનું માસિક ભાડું રૂપિયા પોણોસો ઠરાવીને રમા સાથે ત્યાં રહેવા ગયો. આ બંગલાનો માલિક મેમણજાતિમાં ઘણો અગ્રેસર, પ્રતિષ્ઠાસંપન્ન અને લક્ષ્મીવાન્ હતો. તેને એક ન્હાનો ભાઇ પણ હતો, તથા તે ઘણો કર્ત્તવ્યપરાયણ તેમજ વ્યવસાયમાં ચાલાક હતો. બન્ને ભાઇઓ એ બંગલામાં એકઠા જ રહેતા હતા.

મ્હોટો ભાઇ મુંબાઇમાં ધમધોકાર ચાલતી એક મીલનો માલિક હોઈ તેની વાર્ષિક આવક લગભગ અડધો લાખ રૂપિયા જેટલી હતી. તે સિવાય તેની સ્થાવર અને જંગમ મિલકત લગભગ એક કરોડ રૂપિયાને આશરે હતી. આમ હોવા છતાં જગતમાં સર્વ પ્રકારના સુખનો સંયોગ થયેલો ભાગ્યે જ જોવામાં આવે છે. ચંદ્રનું રૂપસૌન્દર્ય અતુલનીય હોવા છતાં તથા તે જગતના અંધકારને દૂર કરતો હોવા છતાં ઇશ્વરે તેનામાં કલંક રાખ્યું છે, જે મોતી અમૂલ્ય ગણાય છે—જેની કિમ્મત હજાર તથા લાખના હિસાબે ગણાય છે એ મોતીનું ઉત્પત્તિસ્થાન ઇશ્વરે ખારો સમુદ્ર કર્યું છે, સુવાસિત ગુલાબમાં કાંટા ઉત્પન્ન કરવામાં આવ્યા છે; અર્થાત્ વિશ્વમાં સર્વત્ર એક પ્રકારનું વૈચિત્ર્ય જોવામાં આવે છે. ઉપરોક્ત બન્ને ભાઇઓ શારીરિક, અને સંપત્તિના વિષયમાં ઘણા સુખી હતા; છતાં તેમના કુટુંબનું જે અધઃપતન તેમના શોકના કારણરૂપ હતું તેનું વર્ણન અત્રે કરવામાં આવે છે; કેમ કે એ વર્ણન સાથે આપણા કાન્તિપ્રસાદ અને રમાસુંદરીનો વિશેષ સંબંધ છે.

ઉપરોક્ત બન્ને ભાઇઓમાં જે મ્હોટો હતો તેનું ટૂંક નામ યુસફ હતું. અમુક કારણવશાત્ અમે એ ગૃહસ્થનું સંપૂર્ણ નામ અત્રે આપી શકતા નથી. યુસફને પહેલી વખતના સંસારથી એક પુત્રી થઈ હતી. એ છોકરીનું નામ ગમે તે હો; પરંતુ તે પોતાનો આજકાલની વીસમીસદીની સભ્યતાનુસાર મેરીએમ નામથી પરિચય આપતી. મેરીએમના જન્મ પછી તેની બાલ્યાવસ્થામાં જ તેની જન્મદાયિની માતા જન્નતનશીન થઈ હતી, અને ગૃહિણીના જન્નતનશીન થયા પછી યુસફ શેઠે નવો સંસાર માંડી બીજી એક રૂપસુંદરીનો પત્ની તરીકે સ્વીકાર કર્યો હતો. આ કથાનક પ્રસંગે તેમની એ નવીન પત્ની હયાત હતી. હમણાં મેરીએમની ઉમ્મર લગભગ બાવીસેક વર્ષની હોવા છતાં તે

સત્તર અઢાર વર્ષની નવયૌવના જેવી લાગતી હતી. જો તેના આચાર વિચાર તેમ જ વ્યવહાર તરફ ધ્યાન નહિ આપતાં માત્ર આપણે તેના દેવદુર્લભ, ચિત્તરંજક અને મનને મુગ્ધ બનાવી દે એવા સૌન્દર્યનું જ દર્શન કરીએ તો એ સૌન્દર્ય માટે સ્વાભાવિક રીતે જ એવા ઉદ્‌ગાર મુખમાંથી બ્હાર નીકળી પડ્યા સિવાય રહે નહિ કે:—

"ગુલસે આરજ પુર સુખ નર્ગેસ તેરે,
તિરછી નજરેં ઔર નૈનાં મદભરે;
નાજ દિલ છીને અદા બિસમિલ કરે,
ક્યોં ન ઐસી શકલપર આશક મરે?
મન ન દીદમ ચું તુ હરગિજ દિલબરે,
સર કસે આશક કસે ગારત ગરે."

વળી તે જ પ્રમાણે એક શાયરના શબ્દોનું અત્રે સ્મરણ થઈ આવે છે કે,

"હર અદા મસ્તાના સરસે પાઉં તક છાયી હુઇ;
ઉફ્ તેરી કાફિર જવાની જોશપર આઈ હુઇ!"

જવાનીના મદથી મદોન્મત્ત બનેલી, સુંદરતાના અદ્વિતીય નમુના રૂપ મેરીએમ સાક્ષાત કામદેવની રતિસુંદરીના સૌન્દર્યને પણ ક્ષીણતેજ બનાવી દે એવી હતી. તેનો સુગંધિમય કૃષ્ણકેશપાશ જાણે કે, કામી લોકોનાં અંતઃકરણરૂપી માછલાંઓને પકડવા કામદેવે નાખેલી જાળ હોય એવો લાગતો હતો. એનું લલાટ કામદેવને બિરાજવાનું સ્ફટિકમય પીઠ હોય એવું જણાતું હતું. તેની ભમરો જાણે કે કામી લોકોપર કટાક્ષરૂપ બાણ ફેંકવા કામદેવે ગોઠવેલી કમાનો હોય, એનાં નેત્રો પોતાના કટાક્ષોની વૃષ્ટિથી યોગીઓનાં ચિત્તોને પણ ચલાયમાન કરે તેમ હોય, તેની નાસિકા કામદેવની વાંસળી હોય, એના કાન

લાવણ્યનો સમાવેશ કરવા માટે વિધાતાએ બનાવેલા કૂવાઓ હોય એમ લાગતું હતું. તેનો ઓષ્ઠ પરવાળા જેવા હતા તથા પોતે રાતા હોવા છતાં વિરક્ત લોકોનાં અંતઃકરણોને પણ મલિન કરી નાખે એવા હતા. તેની દંતપંક્તિ મુખરૂપી ચંદ્રમાંથી ઝરેલાં અમૃતનાં બિંદુઓ જેવી દેખાતી હતી. તેનું મુખ દિવસે ચંદ્રથી ભ્રષ્ટ થતી અને રાત્રે કમળથી ભ્રષ્ટ થતી લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ હતું. તેનો કંઠ સરસ્વતીની વીણાના સ્વરોને પણ લજાવે એવો હતો. તેના હાથ કામદેવના ધનુષ્યની દોરીઓ હોય એવા હતા તથા તે સુવર્ણકંકણોથી શોભતા હતા. તેના સ્તન કામદેવે દિગ્વિજય કરવા જવા માટે વચ્ચે ઉભા કરેલા તંબૂઓ હોય એવી કલ્પના ઉપજાવતા હતા. તેના નિતંબ કામદેવને બિરાજવાનું સિંહાસન હોય, તેનો કટિપ્રદેશ કામદેવના સર્વસ્વનો ગુપ્ત ખજાનો હોય કિંવા મહાદેવથી ત્રાસ પામતા કામદેવને ગુપ્ત રીતે ભરાઈ બેસવાનું મુખ્ય સ્થાન હોય, તેના ચરણો યુવાનોનાં રજોગુણથી ભરેલાં અંતઃકરણોને કચરીને રાતા થઇ ગયા હોય એમ લાગતું હતું. ટૂંકમાં એટલુંજ સુરસુંદરી અપ્સરા તુલ્ય સ્વરૂપવતી બિહસ્તની હુરીનાં સૌંદર્યનું વર્ણન તો રતિપતિ પોતે જ કવિ થાય તો જ બરાબર થઈ શકે તેમ હતું.

મેરીએમ જ્યારે સત્તર વર્ષની હતી ત્યારે તેનું સિવિલ મેરેઇજ બેંગલોરમાં રહેતા તેમની કોમના જ એક વ્યાપારી તથા શ્રીમંત યુવક સાથે કરવામાં આવ્યું હતું! પરંતુ પતિ–પત્ની વચ્ચે જે માનસિક મિલન થવું જોઇએ તે નહિ થયેલું હોવાથી બન્ને જણાં એકબીજાપર વિરક્ત રહેતાં હતાં. જે સુધારકો કોર્ટશિપની પ્રથાથી કિંવા પ્રણયવ્યાપારનો આરંભ થઈ ગયા પછી લગ્ન થવું જોઇએ એવી દલિલો રજૂ કરે છે તેમણે પોતાનાં નેત્રો પરથી મોહનાં ચશ્માં અને

વિલાસનો સુરમો દૂર કરી આંતર્દષ્ટિથી જોવાની જરૂર છે કે, તેમના સુધારક સમાજમાં કેટલાં દંપતિઓ માનસિક મિલનનું સ્વર્ગીય સુખ ભોગવે છે ?! આ પ્રશ્નનો ઉત્તર તેમણે પોતે જ પોતાના અંતરાત્મા પાસેથી મેળવી લેવો. પતિ ખાઇ-પીને ઑફિસ તરફ કે પેઢી તરફ ચાલ્યા એટલે પછી તેમનાં મિસિસ વિલાસિનીનો વેશ ધારણ કરી તેમની બ્હેનપણીઓને મળવા જવાનાં કે પછી પાલવા, ચોપાટી, બૅન્ડસ્ટેન્ડ, મહાલક્ષ્મી વગેરે સ્થળે ફરવા જઈ પોતાના સૌંદર્ય અને ટાપટીપની પ્રશંસા સાંભળવાના પ્રયત્નો કરવાનાં ! પતિની ગેરહાજરીમાં તેમનો કોઇ મિત્ર આવ્યો તો તેનો પ્રથમ હસ્તધૂનનથી સત્કાર કરી, તેને ચ્હા પાઈ, તેની સાથે વાર્ત્તાવિનોદ કરવા બેસવાનાં !! આ સઘળું તેમને પોતાના પતિની હાજરીમાં જ કરવાની ટેવ પડી ગયેલી હોવાથી એ માટે તેમના મનમાં સહજ પણ ક્ષોભ ઉત્પન્ન થતો નથી, તથા તેમની આવી નિર્લજ્જતાના પરિણામ અંતે કેવાં પ્રાણહારક આવે છે એનું વર્ણન આ વીસમીસદીના વિશ્વદર્શનમાં આવવાનું હોવાથી આ સ્થળે અમે તેનો વિશેષ ઉલ્લેખ કરવાને ઇચ્છતા નથી. મેરીએમની માતા તેની બાલ્યાવસ્થામાં જ જન્નતનશીન થયેલી હોવાથી એક આયા પાસે તે ઉછરી હતી. તેની નવી માતાની ઉમ્મર પણ બહુ મ્હોટી નહિ હોવાથી તથા તે સાવકી માતા હોવાથી લોકલજ્જાના ભયથી મેરીએમને કાંઇ કહી શકતી નહિ. મેરીએમ બાર વર્ષની ઉમ્મરમાં માતૃભાષાનું શિક્ષણ મેળવી ચૌદમા વર્ષે અંગ્રેજી ત્રીજા ધોરણમાં પાસ થઇ હાઇસ્કૂલમાં જતી હતી. આવી રીતે અભ્યાસ કરતાં તે જે વર્ષે એનું લગ્ન થયું તે વર્ષે જ મેટ્રિકની પરીક્ષામાં પસાર થઇ હતી. વળી તેના કુટુંબનાં સઘળાં માણસો સુધરેલાં હોવાથી મેરીએમના અંતઃકરણપર તેની બાલ્યાવસ્થાથી જ સ્વેચ્છાચારના સંસ્કાર પડ્યા હતા. અમે

તે સ્થળે એકલાં ફરવા જવું, ગમે તે સ્ત્રી કિંવા પુરુષ સાથે નાટક કિંવા સીનેમા જોવા જવું, ગમે તેની મુલાકાત કરવા જવું વગેરે તેનાં નિત્યનાં કાર્યો થઇ પડ્યાં હતાં. એ ઉપરાંત કેટલીક ખરાબ સોબતથી તેને સુરાપાન કરવાથી તથા ધૂમ્રપાન કરવાની ટેવ પણ છેલ્લાં બે વર્ષેથી પડી હતી. તે જ્યારે અંગ્રેજી અભ્યાસ કરતી હતી ત્યારે તેને ખાનગી શિક્ષણ આપવા માટે બી. એ. થયેલો એક રમણિકરાય નામનો તરુણ તેને ઘેર આવતો હતો. રમણિકરાય નાગર બ્રાહ્મણ હોઈ તે જે વિદ્યાલયમાં મેરીએમ અભ્યાસ કરતી હતી એ વિદ્યાલયમાં જ શિક્ષકનું કામ કરતો હતો. તે ઉપરાંત બે ટ્યુશનો આપી તે સારી રીતે પોતાનો નિર્વાહ કરી શકતો હતો. મહિને તે દોઢસો બસો રૂપિયા જેટલી રકમ પેદા કરતો હોવા છતાં માસ આખરે તેની પાસે કાંઇ પણ બચત રહેતી નહિ. આનું કારણ એ હતું કે, કપડાંલત્તાં અને હૉટેલોનાં બીલો તેને જરૂર કરતાં વધારે ચુકવવા પડતાં હતાં. બીજે કે ત્રીજે દિવસે કપડાં બદલ્યા સિવાય તેને ચાલતું નહોતું. પિતાની કેટલીક સંપત્તિ હોવાથી પોતાની આવકમાંથી કાંઈ પણ રકમ બચાવવાની તે ચિંતા રાખતો નહોતો. ધીમે ધીમે મેરીએમના મનમાં પોતાના ગૃહશિક્ષક માટે મોહ ઉપજ્યો. તે અભ્યાસ કરતાં કરતાં કેટલાક નહિ પૂછવા જેવા પ્રશ્નો પૂછવા લાગી. કોઈ કોઈ વખતે શિક્ષકને એવાં અશ્લીલ ચિત્રો બતાવવા લાગી કે તેનો વિચાર સહેલાઈથી તેના જાણવામાં આવી ગયો. રમણિકરાય સાધુ પુરુષ હતો કે કેમ એ માટે ચોક્કસ રીતે અમે કાંઇ કહી શકતા નથી; પરંતુ કોણ જાણે કે શા વિચારથી તેણે મેરીએમની ઇચ્છા પરિપૂર્ણ કરી નહિ. મેરીએમે તેનાપર એક પ્રણયપત્ર લખી તેના પ્રેમની યાચના કરી; છતાં રમણિકરાયે જ્યારે તેની યાચનાનો સ્પષ્ટ અસ્વીકાર કર્યો ત્યારે મેરીએમે તેના

વર્તનનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. એક દિવસે સ્હાંજે રમણિકરાય જ્યારે મેરીએમને શિક્ષણ આપી ઘેર ગયો ત્યારે મેરીએમે પોતાનો કંઠહાર ચોરાયાની વાત ઘરમાં ફેલાવી. તેને કોના ઉપર શંકા છે એવો પ્રશ્ન પૂછવામાં આવતાં થોડા સમય સુધી ગંભીર ભાવ ધારણ કરી મૌન રહ્યા પછી તેણે બીચારા શિક્ષકનું નામ દીધું. આ વિશે પોલિસને ખબર આપવામાં આવી એટલે પોલિસે બીચારા રમણિક-રાયને ત્યાં જઇ તેની જડતી લીધી. જડતી લેતાં તેના કોટના અંદરના ખીસ્સામાંથી મેરીએમનો કંઠહાર નીકળ્યો! આવો પ્રકાર જોઇ તે વિસ્મિત તેમ જ ભયભીત બની ગયો; છતાં આ પ્રકારનું ખરું કારણ શું હોવું જોઇએ તેનો તે તત્કાળ નિશ્ચય કરી શક્યો. અંતે તેને જ્યારે પોલિસ ગેટપર લઈ જવામાં આવ્યો ત્યારે મેરીએમે તેના ઉપર જે બે પ્રણયપત્રો લખ્યા હતા તે પોતાની સાથે લઈ લીધા, તથા પોલિસ અધિકારી પાસે તેણે સઘળી સત્ય હકીકત કહી પેલા પ્રણયપત્રો તેને સ્વાધીન કરી પોતે આ વિષયપરત્વે કાંઇ જાણતો નથી તથા આ સઘળું મેરીએમની પ્રણયનિરાશાનું જ પરિણામ છે એમ તેણે જણા-વ્યું. અંતે રત્નહાર તેમ જ પેલા પત્રો લઇ પોલિસ અધિકારીએ રમણિકરાયને નિર્દોષ ઠરાવી છોડી દીધો, તથા મેરીએમના પિતા પાસે જઈ તેણે એકાન્તમાં તેની મુલાકાત કરીને કહ્યું:—“શેઠ સાહેબ! તપાસ કરતાં ગરીબ બીચારો શિક્ષક નિરપરાધી માલૂમ પડ્યો છે. આ ચોરીનું મૂળ કારણ આપની પુત્રી મેરીએમ જ છે, તથા એ શિક્ષક પોતાની માનહાનિની આપના પર ફરિયાદ કરવાની ઇચ્છા ધરાવે છે.” આમ કહી મેરીએમના પ્રણય વ્યાપારની સઘળી હકીકત તેના પિતાને કહી, પેલા પત્રો બતાવી તેની ખાત્રી કરી આપી તથા વિશેષમાં તેણે એમ પણ કહ્યું કે, “આ કંઠહાર આપની પુત્રીએ જ

કિંવા તેના કોઇ વિશ્વાસુ માણસે રમણિકરાયના કોટના ખીસ્સામાં પ્રસંગ પ્રાપ્ત થતાં મૂકી દીધેલો હોવો જોઇએ એમ હું ધારૂં છું; પરંતુ એ સંબંધીની વિશેષ તપાસ કરવા જતાં આપની કુમારિકા કન્યા કલંકિત ઠરશે એવો મ્હને ભય રહે છે!" આ વાક્યો સાંભળતાં અને સઘળો ખરો બનાવ જાણવામાં આવતાં મેરીએમના પિતાને ઘણો ખેદ થયો, તથા તેણે પોલિસ અધિકારીને સર્વ પ્રકારે સંતુષ્ટ કરી પોતાની પુત્રીનું કલંક ખુલ્લું ન પડે એ માટે પેલા પત્રો પોતાની પાસે લઇ, ફાડીને બાળી નાખ્યા. રમણિકરાય તો આ બનાવથી એટલો બધો ભયભીત બની ગયો હતો કે તે પોતાનો ચઢેલો પગાર સુદ્ધાં લેવા માટે મેરીએમને ઘેર ગયો નહિ. મેરીએમનું બાલ્ય-જીવન કેવું હતું એની કલ્પના આ બનાવપરથી વાંચકો સારી રીતે કરી શકશે.

સ્વભાવતઃ એવો નિયમ જ છે હરેક મનુષ્યના ચારિત્ર્યનો આધાર તેની બાલ્યાવસ્થાપર અવલંબીને રહેલો છે. કેટલાક પાશ્ચાત્ય તેમ જ સ્વદેશીય વિદ્વાનોનો મત તો એવો છે કે, બાળક જ્યારથી ગર્ભમાં હોય છે ત્યારથી જ તેનું ચારિત્ર્ય ઘડાવા માંડે છે. બાળકને શારીરિક સંપત્તિનો જેવી રીતે તેનાં માતાપિતા તરફથી વારસો મળે છે તેવી જ રીતે સૌન્દર્ય અને માનસિક શક્તિ પણ તે માતાપિતા તરફથી વારસામાં જ મેળવે છે. આ નિયમ કેટલા અંશે ખરો છે એ દર્શાવવા માટે અમે એક બે પાશ્ચાત્ય વિદ્વાનોનાં વચનો અત્રે ટાંકીએ છીએ. ડૉક્ટર ટ્રાલ (Trall) લખે છે કે, "Parents who are in comparatively good condition, when they cohibit for reproduction, will frequently have children more beautyfull than themselves; while on othe

hand parents who are in their worst condition when they beget children are represented in the next generation by specimens of the *genue homo* more ill-looking than they are themselves." આ વાક્યોનો ભાવાર્થ એવો છે કે, માબાપ જ્યારે સંતાનોપ્તત્તિ કરતી વખતે શારીરિક અને માનસિક સારી સ્થિતિમાં હોય છે ત્યારે ઘણી વખતે ખૂબસુરત–સૌન્દર્યસંપન્ન સંતાનો ઉત્પન્ન થાય છે, એથી ઉલટું તેઓ જ્યારે સંતાનોત્પત્તિ કરતી વખતે ખરાબ સ્થિતિમાં હોય છે ત્યારે તેમનાં સંતાનો એમના કરતાં પણ વિશેષ કદરૂપાં થાય છે. આ તો જાણે કે સુંદરતા સંબંધીનું પ્રમાણ થયું. હવે માબાપોના આચાર વિચાર અને દુર્ગુણોની સંતાનોપર કેવી પ્રબળ અસર થાય છે એ સંબંધી અમે વિશ્વવિખ્યાત વિદ્વાન્ પ્લુટાર્કનાં વચનો અત્રે ઉતારીએ છીએ. તે જણાવે છે કે, " I give this advise, given by my predecessors, that no man should unit with his wife for issue except when sober, for those begotten while their parents are drunk more usually prove bibbers and drunkards." અર્થાત્ 'મ્હને મ્હારા બાપદાદા તરફથી જે શીખામણ મળી છે તે હું અત્રે દર્શાવું છું, કે કોઇ પણ પુરુષનું મન જ્યાં સુધી સ્વસ્થ અથવા સાવધાન હોય નહિ ત્યાં સુધી તેણે સંતાનોત્પત્તિ કરવા માટે સ્ત્રીસંગ કરવો નહિ; કેમ કે, જો માબાપે દારુ પીધો હોય છે અને એવા સમયે જો તેઓ સંતાનોત્પત્તિનો પ્રયત્ન કરે છે તો ઉત્પન્ન થનાર સંતાનો મદ્યપાન કરનાર કિંવા છાકટાં થાય છે. તાત્પર્ય એ છે કે, બાળકોના શરીર, ચારિત્ર્ય અને જીવનની ઉન્નતિ અવનતિનો

આધાર તેમનાં માબાપો ઉપર અવલંબીને રહેલો છે. જે બાળકોને તેમની બાલ્યાવસ્થાથી જ ધર્મ અને નીતિનું સારું શિક્ષણ આપવામાં આવતું નથી, જેમના બાળ મગજ પર સદાચાર તથા તેનાથી ઉપજતા ઉત્તમ પરિણામના સંસ્કારોની છાપ બેસાડવામાં આવતી નથી, જેમના વર્તન અને કર્મ તરફ પ્રથમથી જ સૂક્ષ્મદૃષ્ટિ રાખવામાં આવતી નથી તેઓ સહેલાઇથી દુરાચારના માર્ગમાં પ્રવેશ કરે છે અને ક્રમે ક્રમે દુરાચાર, અધર્મ, અનીતિ અને સ્વેચ્છાચારના સંસ્કારની તેમનાં કુમળાં મગજોપર એવી સજ્જડ છાપ પડી જાય છે કે, તેથી મ્હોટી ઉમ્મરે અનેક પ્રકારનાં કષ્ટો આવી પડવા છતાં તેમના એ સંસ્કારો દૂર થતા નથી તેમ જ પશ્ચાત્તાપથી તેમનું મન શુદ્ધ થતું નથી. બાળકનું મન એ એક ડાઘ વગરનો સ્વચ્છ આયનો છે. એ આયના-પર તેનાં સોબતીઓના ચારિત્ર્યની જેવી છાપ પડશે તેવી જ છાપ આબેહુબ પડી રહેશે; માટે પ્રત્યેક સંસારી મનુષ્યે આ પ્રકાર હમ્મેશાં ધ્યાનમાં રાખવો જોઇએ.

મેરીએમના મનપર તેની બાલ્યાવસ્થાથી જે કુસંસ્કારો પડયા હતા તે ધીમે ધીમે ઉમ્મર વધવાની સાથે વિશેષ દૃઢ થતા ગયા હતા. તેનું લગ્ન થઈ ગયું તથા તે શ્વસુરપક્ષમાં ગઇ છતાં તેના ચરિત્ર તેમ જ વર્તનમાં બિલ્કુલ સુધારો થયો નહિ. આમ હોવાથી તેનો પતિ દિવસે દિવસે તેના પર વિશેષ વિરક્ત થતો હતો. તે ક્વચિત્ મેરીએમનો કાંઇ ઉપદેશ આપતો તો મેરીએમ તિરસ્કાર દર્શાવી એવો ઉત્તર આપતી હતી કે, “ જ્યારે આવી રીતે વર્તવાનો અને મ્હારા-પર સંશય રાખવાનો જ વિચાર હતો ત્યારે પછી એક અગ્રેસર સુધા-રકની કન્યા સાથે શા માટે પરણ્યા? વળી હું શું ખોટું કરું છું? સ્ત્રીઓ કાંઈ ગુલામડીઓ નથી. હવે આ વીસમીસદીના સુધારકોનાં

જ્ઞાનચક્ષુઓ ઉઘડયાં છે તથા સુધરેલી સ્ત્રીઓ પણ પોતાના હક્ક સમજવા લાગી છે તેથી તેઓ તમારા જેવા પતિની ગુલામડીઓ થઇને રહે એ સર્વથા અશક્ય છે! તમે મ્હારૂં માન નહિ સાચવતાં મ્હારા તરફ જે અપમાન દર્શાવો છો તેથી ખરેખર હું દિલગીર છું!! જેવી રીતે પુરુષો સર્વ પ્રકારે સ્વતંત્ર છે તેવી રીતે સ્ત્રીઓ પણ સ્વતંત્ર છે. સંસારમાં બન્નેના હક્ક સરખા છે. જો વારંવાર તમે આવી રીતે મ્હારૂં ભયંકર અપમાન કરશો તો હું મ્હારા પિતાજી પાસે ચાલી જઇશ. તમે કદાપિ એમ ન સમજતા કે, તમારા વિના મ્હને નહિ ચાલી શકે!" વારંવાર આવા પ્રકારનાં વચનો સાંભળી મેરીએમનો પતિ કંટાળી ગયો હતો. એવામાં દૈવયોગે મેરીએમે એક પુત્રને જન્મ આપ્યો. પુત્રનો જન્મ થયા પછી એક વર્ષ સુધી પતિ પત્ની વચ્ચે વારંવાર તકરારો થવાથી મેરીએમે સુધારક સમાજના નિયમાનુસાર પોતાના પતિ પાસેથી છૂટા છેડા કરી લીધા તથા તે મુંબાઇમાં તેના પિતા પાસે આવીને રહી, તેનો બાળક પુત્ર તેના પતિની પાસે જ રહ્યો.

મેરીએમે પતિ સાથે છૂટા છેડા કર્યા તેને આજકાલ કરતાં બે વર્ષ થઈ ગયાં હતાં તથા તેના પતિએ આ સમય દરમ્યાન એક બીજી કન્યા સાથે લગ્ન કરી નાખેલું હતું. બે વર્ષથી મેરીએમ મુંબાઇમાં પોતાના પિતાના કોલાબાના દરિયા પર આવેલા બંગલામાં જ રહેતી. તેના પિતાએ તેને ઘણો ઉપદેશ આપ્યો હતો; છતાં તે તરફ તેણે સહજ પણ ધ્યાન નહિ આપેલું હોવાથી તે કંટાળી જઇને હવે તેને કાંઇ કહેતો નહિ. મેરીએમને હવે કોઈ રોકનાર ટોકનાર રહ્યું નહોતું. વળી ધીમે ધીમે તેનું મદ્યપાનતું વ્યવસન પણ વધી ગયેલું હતું. હમ્મેશાં તેને એક્સો નંબર વનની એક બૉટલ તથા સો સિગા-

રેટસ વિના ચાલતું નહિ. સ્હવારથી સ્હાંજ સુધી તે નશામાં જ રહેતી હતી. તેની આવી પ્રકૃતિને લીધે સ્વાભાવિક રીતે જ તેની વિકારવૃત્તિ વિશેષ પ્રબળ થઈ પડી હતી. મુંબાઇમાં તેના આશકોની પણ ખોટ નહોતી. વળી મેરીએમ જે દુર્ભાગી પુરુષ સાથે પ્યાર કરતી તેની ખાનાખરાબી અને પાયમાલી થઇ જતી ! ખરું જ કહ્યું છે કે,

રંડીકા યાર સદા ખુવાર,
કાંટોકા બિછાના ઔર જુતીકા માર.

પ્રથમ તો એ નખરાબાજ નાજનીન અમુક આશક સાથે પ્યાર કરી થોડા દિવસ સુધી તેના અંતરને તૃપ્ત કર્યા પછી તેને તેની આબરુ ખુલ્લી પાડવાનો ભય દર્શાવતી હતી, તથા આવી રીતે તેણે પોતાના કેટલાક આશકો પાસેથી પૈસા સુદ્ધાં પડાવ્યા હતા. આ ઉપરાંત એક હિન્દુ બૅરિસ્ટર અને એક મુસલ્માન બૅરિસ્ટર તો તેના કાયમના આશક હતા. યૂસફ શેઠના બંગલાની પાસે જ આવેલા એક બીજી બંગલામાં રહેતા લેવિસ નામના એક યુરોપીઅને પણ મેરીએમના સૌન્દર્યનો ઉપભોગ થોડા દિવસ માટે ભોગવ્યો હતો; અર્થાત્ પિતાને ત્યાં આવીને રહ્યા પછી મેરીએમના દુર્ગુણો જેમ વધી ગયા હતા તેમ તેના આશકો તથા તેની વિષયલંપટતા પણ વધી ગઇ હતી. મેરીએમના પાપપૂર્ણ ચારિત્રનું હવે વર્ણન નહિ કરતાં આપણે વાર્ત્તાપ્રવાહમાં આગળ વધીશું. રમાસુંદરી અને કાન્તિસાદ મેરીએમના બંગલામાં આવીને ભાડુત તરીકે રહ્યાં તેનું વર્ણન હવે પછી કરવામાં આવશે; છતાં અત્રે અમે એટલું જણાવવાની જરૂર ધારીએ છીએ કે, તેઓ બન્ને આ બંગલામાં આવીને રહ્યાં ત્યાર પછી એક એવો બનાવ બન્યો કે જેથી બન્ને જણાંનો અનુરાગ વધવાને બદલે ઓછો થવા લાગ્યો !

---

## પ્રકરણ ૧૦ મું.

### સંકટનો સાથી.

આખો દિવસ રખડી રઝળીને લિલિયન અને જૅનીએ હાફટોન સ્ટ્રીટમાં એક રૂમ ભાડે લીધી. એ રૂમનું દર અઠવાડીઆનું ભાડું સાડાસાત પેન્સ ઠરાવવામાં આવ્યું હતું. ગૃહના માલિકને અગાઉથી તેમણે જ્યારે અઢી શિલિંગ આપ્યા ત્યારે જ તેમને ત્યાં આશ્રય મળ્યો હતો. લિલિયનની સિલકમાંથી આવી રીતે અઢી શિલિંગ ખરચાઇ ગયા; પરંતુ એ ખરચ કર્યા સિવાય તેમનો છુટકો નહોતો. લિલિયન પાસે બીજી જે રકમ હતી એ ભોજનની વસ્તુઓ ખરીદ કરવામાં ખરચાઇ ગઇ.

બીજે દિવસે પ્રભાતકાળે બન્ને જણીઓ ઉઠીને કામ મેળવવા માટે બ્હાર નીકળી પડી. મુશળધાર વૃષ્ટિ પડતી હતી. બન્ને સખીઓ વૃષ્ટિમાં ભીંજાતી, આશાતુર અંતઃકરણથી પ્રત્યેક સ્થળે જઇને કામ મેળવવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ કોઈ પણ ઠેકાણે તેમને કામ મળ્યું નહિ. છેવટે સંધ્યાકાળે બન્ને જણીઓ નિરાશ ચિત્તે ઘેર પાછી આવી. વૃષ્ટિથી તેમનાં વસ્ત્રો ભીંજાઇ ગયેલાં હોવાથી તેમનું શરીર ટાઢથી કંપતું હતું.

હજી એમની દુર્દશાનો અંત આવ્યો નહોતો! આખો દિવસ વૃષ્ટિના જળમાં ભીંજાવું પડેલું હોવાથી લિલિયનને ભયંકર જ્વર આવ્યો. તેનામાં ઉઠી બેઠી થવા જેટલી શક્તિ પણ નહોતી. ઉઠવાનો પ્રયત્ન કરતાં તેનું મસ્તક ભમતું હતું. તેણે અત્યંત ગભરાઈ જઇને જૅનીને કહ્યું:—“આપણી સઘળી આશાનો અંત આવી ગયો છે. હવે

જીવનરક્ષણનો એક પણ માર્ગ હોય એમ મ્હને લાગતું નથી! માત્ર એક જ ઉપાય અવશિષ્ટ રહ્યો છે. તેમાં જો સફળતા મળે તો કદાચ જીવનનું રક્ષણ થઇ શકે!"

ફ્રૅનીએ અધીરતાથી પૂછ્યું:—"શો ઉપાય બાકી રહ્યો છે તે કહે જોઇએ ?"

લિલિયન કહેવા લાગી:—"બ્હેન! એક વખત તું રૉયલ વિક્ટોરિયા થીએટરના સુવિખ્યાત અભિનેતા મિ૦ સ્મિથ પાસે જઇને મ્હારી વર્ત્તમાન સ્થિતિની સઘળી હકીકત તેમને કહે. શું કરવું? દુઃખી હાલતમાં ગમે તે માર્ગ સ્વીકારવો પડે છે! હે જગદીશ્વર! છેવટે મ્હારે સ્મિથ પાસે હાથ લંબાવવો પડ્યો કે?!" આટલું બોલતાં બોલતામાં લિલિયનનાં બન્ને નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તે જોઇને ફ્રૅની સ્થિરતા ધારણ કરી શકી નહિ.—તે પણ રુદન કરવા લાગી. રુંધાઇ ગયેલા કંઠે અને ભગ્ન સ્વરે ફ્રૅની કહેવા લાગી:—"બ્હેન! મ્હારું ભાગ્ય કેવું છે તેનો એક વખત વિચાર તો કરી જો. હું જ્યારે સન્માર્ગપર રહેવાનો પ્રયત્ન કરું છું ત્યારે સેંકડો સંકટો મ્હાપર આવી પડે છે; શું હું પાપમાર્ગનો ત્યાગ કરું એવી ઇશ્વરની ઇચ્છા જ નથી કે? અરેરે! મ્હારું મૃત્યુ પણ કેમ નીપજતું નથી?" આટલું બોલતાં બોલતાંમાં એક અબોધ બાળિકાની માફક દુઃખિની ફ્રૅની છૂટે મ્હોંડે રડી પડી.

લિલિયને સહજ સ્વસ્થ થઇને ફ્રૅનીનું સાંત્વન કરતાં કહ્યું:—"બ્હેન! આવી રીતે વિલાપ કરવાથી શો લાભ થાય તેમ છે? તું ઇશ્વરપર દૃઢ વિશ્વાસ રાખ; એ દયાળુ દેવતાની દયાથી સઘળાં સંકટો દૂર થઇ જશે અને પુનઃ ત્હારો ભાગ્યોદય થશે."

ફ્રૅનીએ અશ્રુજળ સ્વચ્છ કરતાં કરતાં કહ્યું:—"બ્હેન! ત્હારા આ શબ્દો સાંભળવામાં આવતાં મ્હારા અંતરમાં આશા તેમજ સાહસ

ઉત્પન્ન થાય છે. હું અત્યંત મૂર્ખ છું; નહિ તો ત્હારી આવી રોગી સ્થિતિમાં તને આશ્વાસન નહિ આપતાં અધીર બની જાઉં એ ઉચિત છે કે? હમણાં જ હું મિ૦ સ્મિથ પાસે જાઉં છું. તેમને હું અત્રે મ્હારી સાથે લઇ આવી ત્હારી શોચનીય સ્થિતિનું દર્શન કરાવીશ. હમણાં તું આ એક પ્યાલો ચ્હા પી જઈ નિદ્રાધીન થવાનો પ્રયત્ન કર.”

ફ્રૅનીના કહેવા પ્રમાણે લિલિયન ચ્હા પીને સૂઈ ગઇ, અને ફ્રૅની વસ્ત્રો પહેરી મિ૦ સ્મિથને મળવા માટે ચાલી ગઈ.

અડધા કલાક પછી લિલિયન જ્યારે જાગ્રત થઇ ત્યારે તેણે ફ્રૅનીને મિ૦ સ્મિથ સાથે પોતાની શય્યા પાસે બેસી રહેલી જોઇ. મિ૦ સ્મિથ લિલિયનની દુર્દશાનું દર્શન કરીને કહેવા લાગ્યો:-“ લિલિયન! ત્હારી આવી શોચનીય સ્થિતિ જોવામાં આવતાં મ્હને જે દુઃખ થાય છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. મિ૦ લૅમિંગ્ટને તમારી સાથે જે નિષ્ઠુર વ્યવહાર ચલાવ્યો છે તેથી મ્હને ઘણો ખેદ થયો છે. હવે મ્હારે શું કરવું તે તમે જ કહો?”

લિલિયને સજળનયને કહ્યું:-“ હવે તમને શું કહેવાનું બાકી રહ્યું છે? હું એટલું સારી રીતે જાણું છું કે, સમસ્ત જગતમાં તમારા સિવાય બીજું કોઇ મ્હારું હિતાકાંક્ષી નથી?”

ફ્રૅનીએ કહ્યું:-“ લિલિયન! મિ૦ સ્મિથને હવે ત્હારે વિશેષ કાંઈ કહેવું પડે તેમ નથી. રસ્તે આવતાં આવતાં મ્હેં મ્હારી તેમ જ ત્હારી સઘળી હકીકત વિસ્તારથી તેમને કહી સંભળાવી છે. મ્હને તેમણે થીએટરમાં નોકરી અપાવી છે. જ્યાં સુધી તને આરામ નહિ થાય ત્યાં સુધી તેઓ તને એક સારા સ્થળે લઇ જઇને રાખશે. એ સ્થળે ત્હારી સેવા શુશ્રુષા ઘણી સારી રીતે થઈ શકશે.”

ફ્રૅનીનાં આ વચનો સાંભળી દયાજનક દૃષ્ટિથી મિ૦ સ્મિથ તરફ

જોઇને લિલિયને કહ્યું:–"મહાનુભાવ! આપના ઉપકારનું વિસ્મરણ મ્હારા અંતરમાંથી કદાપિ નહિ જ થાય. ક્યા શબ્દોથી મ્હારે કૃતજ્ઞતા દર્શાવવી એ પણ હું સમજી શકતી નથી."

"ના ના–કૃતજ્ઞતા દર્શાવવાની બિલ્કુલ જરૂર નથી. લિલિયન! મ્હેં માત્ર મ્હારૂં એક મનુષ્ય તરીકેનું કર્ત્તવ્ય બજાવ્યું છે. જે માણસ દીન–દુઃખી તથા નિરાધારને શક્તિ પ્રમાણે સહાયતા કરવામાં પાછી પ્હાની કરે છે તે મહાપાપી છે. વળી આપણો પરિચય કેટલા બધા વખતથી છે એ તું સારી રીતે જાણે છે. જ્યારે આપણે થીએટરમાં એકબીજાની સાથે આપણો પાર્ટ ભજવતાં ત્યારે સ્ટેજપર આપણે કેવી વાતચિત કરતાં હતાં એ તું ભૂલી ગઇ કે શું?"

"ના ના–એ સઘળી હકીકત મ્હારા સ્મરણમાં છે." આમ કહી ક્ષણ કાળ માટે લિલિયન ચુપ રહી. એકાએક લજ્જાતિશયથી તેનું સુંદર મુખમંડળ લાલચોળ થઈ ગયું. તેના ગુલાબી ગાલપર વિશેષ લાલાશ તરી આવી. આ ભાવાન્તરનું કાંઈ કારણ મિ૦ સ્મિથના સમજવામાં આવ્યું નહિ. તેણે કહ્યું:–"લિલિયન! હવે ત્હારે વિના કારણ દુઃખી થવાની જરૂર નથી. રાત્રિ દિવસ રુદન કરી બન્ને નેત્રોના સૌન્દર્યનો નાશ નહિ કરવાની હું તને વિનંતિ કરું છું!"

દુઃખયુક્ત હાસ્ય કરી લિલિયને કહ્યું:–"મિ૦ સ્મિથ! માત્ર વચનોની મૌખિક સાંત્વનાથી કોઈની ક્ષુધા શાન્ત થતી નથી! હજી સુધી અમારી સ્થિતિ તમારા સમજવામાં આવી નથી એ માટે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે!" આ વખતે લિલિયનનાં નયનયુગલમાંથી પુનઃ અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી.

મિ૦ સ્મિથે કહ્યું:–"શાન્ત થા–આવી રીતે અધીર બની જઇ આક્રંદ ન કર. કહે જોઇએ કે ત્હારે શું જોઈએ છે? તું ઇચ્છે તે રીતે હું તની સહાયતા કરવાને પ્રત્યેક ક્ષણે તત્પર છું."

"જો તેમ ન કરો તો હવે મ્હારા જીવનનું રક્ષણ થવું મુશ્કિલ છે. તમારા સિવાય બીજું કોણ મ્હને સહાયતા કરે તેમ છે?"

"હું જ તને સહાયતા કરીશ તથા આશ્રય આપીશ. તું બિલ્કુલ ભય રાખીશ નહિ. કહે જોઇએ કે, તને શું જોઇએ છીએ? મ્હેં ત્હારે માટે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવાનો વિચાર રાખ્યો છે. એથી ત્હારી મર્યાદાનું સર્વાંશે રક્ષણ થશે. તને હું મ્હારી ભગિનીની પાસે રાખવાને ઇચ્છું છું—ત્યાં જવાને તું સંમત થા."

લિલિયને કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે મુર્છિતા થઇને એકાએક શય્યાપર ઢળી પડી. ભયથી મિ૦ સ્મિથે એક હાય પોકારી.

જૅનીએ કહ્યું:—"મહાશય! આપ આમ ભયભીત ન બની જાઓ. લિલિયનનું શરીર રોગી છે. ચિંતાની વિશેષતાથી તે ઘણી દુર્બળ તથા અવસન્ન બની ગઇ છે; તેથી જ તેને મુર્ચ્છા આવી છે. કૃપા કરી આપ એક ભાડાની ગાડી લઈ આવો. ત્યાં સુધીમાં હું લિલિયનને શુદ્ધિમાં લાવું છું."

મિ૦ સ્મિથ તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો, તથા થોડા સમયમાં જ તે એક ગાડી ભાડે કરી લાવ્યો. પછી તેણે જૅનીની સહાયતાથી લિલિયનને ગાડીમાં બેસાડી, તથા હાલ તરત તો જૅની પાસેથી વિદાય લઇને તે લિલિયનની સાથે વિદાય થયો.

લગભગ અડધા કલાક પછી ગાડી એક મ્હોટા રસ્તાપર આવેલા બંગલા પાસે જઈને ઉભી રહી. મિ૦ સ્મિથ ગાડીમાંથી ઉતરી એ બંગલાના બંધ દ્વારપર ધીમે ધીમે આઘાત કરવા લાગ્યો. વિના વિલંબે એક યુવતી દાસીએ આવીને દ્વાર ઉઘાડ્યું. મિ૦ સ્મિથે તેને પૂછ્યું:—"મ્હારાં બ્હેન અંદર છે કે?"

"જી હા."

મિ૦ સ્મિથે લિલિયનને ઉદ્દેશીને કહ્યું:—"હવે તમારે ભય

પામવાનું કારણુ નથી. તમે યોગ્ય સ્થળે કોઈ પણ પ્રકારની અડચણ સિવાય રહી શકશો." આમ કહીને મિ૦ સ્મિથે લિલિયનની સાથે એ બંગલાના એક ઓરડામાં પ્રવેશ કર્યો. એ ઓરડો ઘણો સુસજ્જિત હોઈ ત્યાં એક યુવતી ખુરસીપર બેઠી બેઠી પુસ્તક વાંચ્યા કરતી હતી. મિ૦ સ્મિથને એક નવયુવતીસહ પોતાની પાસે ઉપસ્થિત થએલો જોઇને એ સુંદરી ઉઠી ઉભી થઇ, તથા વિસ્મયસહ તે મિ૦ સ્મિથના મુખમંડળ તરફ જોઈ રહી.

મિ૦ સ્મિથે કહ્યું:—"બ્હેન ફિલિપા! તું ભય પામીશ નહિ. આ અન્ય કોઈ નહિ; પરંતુ ત્હારી ભગિની છે!"

લિલિયને ફિલિપા તરફ કરુણાપૂર્ણ દૃષ્ટિથી જોઇને કહ્યું:— "બ્હેન! મ્હેં એમ સાંભળ્યું છે કે, તમે ઘણાં દયાવતી છો; તમારું મન અત્યંત ઉદાર છે. એ વિશ્વાસથી જ હું તમારી પાસે આવી છું. મ્હારી સઘળી કર્મકથા હું તમારી પાસે પ્રકટ કરીશ; છતાં તે સાથે તમારે એવી શર્ત્ત કરવી પડશે કે, મ્હારી કથા કોઇ ત્રીજા માણસના કાને જશે નહિ."

ફિલિપાએ લિલિયનની શર્ત્તનો સ્વીકાર કર્યો એટલે લિલિયને પોતાની સઘળી કર્મકથા સજળનયને તેને કહી સંભળાવી. એ કથા સાંભળી રહ્યા પછી ફિલિપાએ સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યું:—"લિલિયન! તું નિશ્ચિંત રહે. મ્હારી માર્ફત ત્હારી કોઇ પણ હકીકત પ્રકાશમાં આવશે નહિ કિંવા તેથી ત્હારું કાંઇ અનિષ્ટ થશે નહિ."

"જો મ્હારા મનમાં કોઈ પણ પ્રકારની શંકા હોત તો હું અહીં આવત જ શા માટે?" લિલિયને નિશ્ચિંતતાથી કહ્યું.

પછીથી મિ૦ સ્મિથ લિલિયન તેમ જ ફિલિપા પાસેથી વિદાય થીએટર તરફ ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૧ મું.

## કપટીઓનું કારસ્થાન.

ફિલિપાની સેવા શુશ્રૂષાથી થોડા દિવસમાં જ લિલિયનની તબિયત સારી થઇ ગઇ. હવે કોઇ પણ રીતે તેણે એક નોકરી મેળવવાનો વિચાર કર્યો, તથા તેણે થીએટરના (એક એજન્ટ પ્રતિનિધિ) સાથે મુલાકાત કરી. એ એજન્ટ બો સ્ટ્રીટમાં આવેલા એક મકાનમાં રહેતો હતો. તે પોતાની પાંચ શિલિંગની દક્ષિણા લેવાને જેટલો તત્પર હતો તેટલો કાર્ય કરવામાં તત્પર નહોતો; તેથી તેની મદદથી લિલિયનનો વિચાર સફળ થયો નહિ. તે હવે પોતાની જાતે જ નોકરી મેળવવાનો પ્રયત્ન કરવા લાગી.

એક ગાડી ભાડે કરીને લિલિયન રૉયલ ગ્રાન્ડ સેલુનમાં ઉપસ્થિત થઈ. લંડનમાં એના જેવી ઉચ્ચ પ્રકારની નાટયશાળા બીજી એકે નહોતી. એ નાટયશાળાનો અધ્યક્ષ અને માલિક મિ૦ ક્લિફોર્ડ પૂર્વે એક કુંભકાર હતો; પરંતુ સ્થિતિનું પરિવર્તન થવાથી હમણાં તેણે 'પાર્સિવેલ ડિ ક્લિફોર્ડ' નો ખિતાબ મેળવ્યો હતો. લિલિયનને નોકરી આપવા માટે પ્રથમ તો મિ૦ ક્લિફોર્ડ કબૂલ થયો નયો નહિ; પરંતુ જૂદાં જૂદાં કારણોને લીધે છેવટે તેનો મત બદલાયો હતો.

એ સમયે ભયંકર વૃષ્ટિ થતી હતી—રસ્તે ઘણો કાદવ કીચ્ચડ થયો હતો. ક્લિફોર્ડ પાસે નોકરી નહિ મળવાથી પોતાનાં કપડાં ભીંજાય નહિ એવી રીતે લિલિયન સેલુનમાંથી વિદાય થવા લાગી. આ સમયે તેની ગજગામિનીના જેવી ચાલ જોઇને ક્લિફોર્ડ મુગ્ધ બની ગયો. તે સુંદર રમણીઓના સૌન્દર્યને જોઇ મુગ્ધ થઈ જતો હતો!

તેણે આ સમયે લિલિયનના હાવભાવ તથા ચાલનું મંત્રમુગ્ધ દૃષ્ટિથી દર્શન કર્યું. તત્કાળ તેણે એક નોકરને મોકલી લિલિયનને ફરીથી પોતાની પાસે બોલાવી.

લિલિયન સાથેની વાતચિત પછી એવો નિર્ણય થયો કે, તે પ્રત્યેક રાત્રે ગાયિકા અને નર્તકીનું કાર્ય કરશે, તથા એ કાર્ય બદલ તેને સારો પગાર આપવામાં આવશે.

ઘણા થોડા દિવસમાં જ લિલિયને સઘળા પ્રેક્ષકોની દૃષ્ટિનું આકર્ષણ કર્યું. માત્ર એકલા રૂપથી જ નહિ; પરંતુ તે સાથે પોતાના સદ્‌ગુણોથી લિલિયને બીજી સઘળી અભિનેત્રીઓનો પરાજય કર્યો હતો. આમ હોવાથી લિલિયન તેમની સર્વેની ઈર્ષ્યાનું પાત્ર થઈ હતી. નાટયશાળાના સ્ટેજપરે કોઇ પણ અભિનેત્રી સાથે લિલિયનનો સદ્‌ભાવ નહોતો. કોઈ તેની સાથે વાતચિત પણ કરતું નહિ. સર્વે તેનો ઉપહાસ કરતાં હતાં !

નાટયશાળાના પ્રેક્ષકો પાસેથી લિલિયનને ઘણું માન મળતું હતું. સંગીત ગાતાં ગાતાં લિલિયનનો સુર કદાચ બેસુરો થઇ જતો તો એ માટે દર્શકો તેનો કાંઇ દોષ ગણતા નહિ. સર્વે એકવાક્યે લિલિયનની પ્રશંસા કરતાં હતાં. તેઓ એમ જ કહેતાં હતાં કે, આવી અભિનેત્રી અત્યાર પૂર્વે કદાપિ જોવામાં આવી નથી !

હવે જો કે લિલિયનની સ્થિતિ ઉન્નત થઇ હતી; પરંતુ તેના પ્રાણમાં સુખ અને શાન્તિ નહોતાં; કેમ કે તેને એકલીને ઘણાં માણસોનું મન સાચવવું પડતું હતું.

પ્રથમતઃ મિ. ક્લિફોર્ડને લીધે લિલિયન હમ્મેશાં ભયભીત રહેતી હતી. ક્લિફોર્ડ નજરે પડતાં જ તે વીસ હાથ દૂર જતી રહેતી; કેમ કે,

ક્લિફર્ડની આધીનતામાં જેટલી અભિનેત્રીઓ હતી તેમની પ્રત્યેકની સાથે તે પ્રણય કરતો હતો. તેના આ કાર્ય પ્રતિ જો કોઇ અભિનેત્રી વિરુદ્ધતા દર્શાવતી તો મિ. ક્લિફર્ડ તત્કાળ તેને નોકરીપરથી કાઢી મૂકતો હતો..

સ્ટેજ મેનેજરનો સ્વભાવ પણ અત્યંત ઉગ્ર કિંવા ક્રોધી હતો. એની ભયંકર મૂર્તિ નજરે પડતાં શક્તિશાળી અભિનેતાઓ સુદ્ધાં ભયભીત બની જતા હતા; એટલે પછી અબળા અભિનેત્રીઓ તેના ઉગ્ર દર્શનથી કંપી ઉઠે એમાં શું આશ્ચર્ય ?! જો કોઇની સામાન્ય ભૂલ તેના જોવામાં આવતી તો તે ભૂલ કરનારનો ઘણો તિરસ્કાર કરતો હતો. આમ હોવાથી લિલિયન પણ તેનાથી હમ્મેશાં ભયભીત રહેતી હતી.

ત્રીજો ડ્રેસિંગ રૂમનો મેનેજર પણ વિચિત્ર પ્રકૃતિનો હતો. વાતમાં ને વાતમાં જ તે પ્રહાર કરવાને અગ્રેસર થતો હતો. અસાવધાનતાથી પોષાક ખરાબ કર્યો છે એમ કહીને તે વારંવાર અભિનેતા તથા અભિનેત્રીઓનો દંડ કરતો હતો !

હવે સર્વથી વધારે ઉપાધિ પ્રેક્ષકોની હતી. અનેક યુવક યુવતી, વૃદ્ધ-વૃદ્ધા, ધની-દરિદ્ર વગેરે આવી લિલિયનની સાથે આલાપ કરતાં હતાં, તથા તેઓ સર્વ લિલિયનની મુક્તકંઠે પ્રશંસા કરતાં હતાં. અભિનયનો અત્યંત શારીરિક શ્રમ સહન કર્યા પછી લિલિયન તેમને સર્વને યથોચિત સંમાન આપી તથા વાર્તાવિનોદ કરી કેવી રીતે સંતોષ આપી શકે? આમ છતાં તેમને સંતોષ આપવામાં જો તેનાથી સહજ પણ ભૂલ થતી તો મિ. ક્લિફર્ડ તેનો તિરસ્કાર કર્યા સિવાય શાન્ત થતો નહિ. અરેરે! લિલિયનની સ્થિતિ સુધરી તો પણ તે માનસિક શાન્તિ મેળવી શકી નહિ !

થોડા માસ પછી નિમ્નલિખિત જાહિરખબર સાધારણ જન-સમાજમાં પ્રકાશિત થઇ.



ઉપરની જાહિર ખબરનો દરેક અક્ષર એકેક હાથ કરતાં પણ મ્હોટો હતો. આ જાહિર ખબરનાં વૉલબિલ્સ નાટયશાળાની દિવાલ-પર અને સમસ્ત નગરીમાં વિવિધ સ્થળોએ ચોંટાડવામાં આવ્યાં હતાં. લિલિયનને લીધે આ થોડા માસમાં જ મિ. ક્લિફોર્ડનો ભાગ્યો-દય થયો હતો. લિલિયનની ગેરહાજરીમાં તે જેટલી રકમ એક અઠ-વાડીઆમાં મેળવતો હતો તેટલી રકમ લિલિયનને લીધે તે હવે માત્ર એક જ રાતમાં મેળવી શકતો હતો. આમ હોવાથી મિ. ક્લિફોર્ડને ઘણો આનંદ થતો હતો. એક પ્રસંગે સુરાપાનથી ઉત્તેજિત બની ગયા પછી તેણે મિસ લિલિયનને એક બેનિફિટ નાઇટ આપવાની પ્રતિજ્ઞા કરી દીધી હતી; તેથી લિલિયનના હર્ષનો પણ પાર રહ્યો નહોતો.

બેનિફિટ નાઇટને દિવસે થીએટરમાં પુષ્કળ ગિર્દી થઈ! સુભ-

ધર વાદ્યયંત્રોના કર્ણપ્રિય સુર વાગવા લાગ્યા; છતાં લોકોના કોલાહલથી એ સુર બેસુરા બની ગયા.

યથા સમયે સુંદરીશિરોમણિ લિલિયન ધીમે ધીમે ગંભિરભાવથી સ્ટેજપર આવી! એ સમયે સઘળા પ્રેક્ષકોએ તાળીઓના ગડગડાટથી તેને વધાવી લીધી. લિલિયને પણ મસ્તક નમાવી પોતાને ઉત્સાહ આપનાર મનુષ્યોનું અભિવાદન કર્યું! બેનિફિટની રાત્રે પહેરવાને માટે લિલિયને સર્વથા નવીન પ્રકારનો મનપસંદ પોષાક તૈયાર કરાવ્યો હતો, તથા એ રાત્રે ગાવાને માટે તે કેટલાક નવાં ગાન પણ શીખી હતી!

જે પોષાક પહેરીને લિલિયન સ્ટેજપર ઉપસ્થિત થઈ એ પોષાક વિચિત્ર પ્રકારનો હતો. એ પોષાક કયા દેશનો, કયા સમયનો અથવા કયી જાતિ (સ્ત્રી અથવા પુરુષ) નો છે તેનો નિર્ણય કોઇથી થઇ શક્યો નહિ. લિલિયને વિચિત્ર પરંતુ સુંદર પોષાકથી સુસજ્જિતા બની સ્ટેજપર આવી એક સંગીતનો આરંભ કર્યો. એ સંગીતનો-ગાનનો કાંઈ અર્થ નહોતો, ભાવ નહોતો, નાટ્યાભિનય સાથે તેનો બિલ્કુલ સંબંધ નહોતો; છતાં પ્રેક્ષકમંડળે વારંવાર વન્સ મોર કરીને એ સંગીત સાંભળ્યું. પછીથી લિલિયને બીજું ગાન ગાયું. આ ગાનમાં પણ તેણે ઘણું સંમાન મેળવ્યું; છતાં આ વખતે દર્શકવર્ગે માનનું પ્રમાણ વધારી દીધું હતું; કેમ કે નૃત્યગીતનિપુણા લિલિયન હવે સંગીતની સાથે હાવભાવ તથા કટાક્ષમિશ્રિત નેત્રરંજક નૃત્ય કરતી હતી!

દર્શકવર્ગની ઘેર નહિ જતાં આખી રાત્રિ થીએટરમાં જ પસાર કરવાની ઇચ્છા હોય એમ લાગતું હતું!

પછીથી ગીત નૃત્યાદિ કરીને લિલિયન ઘણી થાકી થઇ ગઈ ત્યારે દર્શકમંડળી પાસેથી વિદાય લઇને તે નેપથ્યમાં ચાલી ગઈ. અન્ય અભિનયનો આરંભ થયો. લિલિયન નેપથ્યમાં ચાલી ગઈ એટલે

અધ્યક્ષ મિ. ક્લિફર્ડે તેના હાથમાં એક પત્ર આપ્યો, અને ગંભીર-ભાવથી તેણે કહ્યું:—"લિલિયન! મિ૦ સ્મિથ ઉપર કોઇ આકસ્મિક સંકટ આવી પડ્યું હોય એમ મ્હને લાગે છે. બ્હાર ત્હારે માટે એક ગાડી ઉભી રહી છે!"

ભયભીત બની જઇને કંપતા હાથે એ પત્ર લિલિયને ઝડપથી વાંચી જોયો. એ પત્રમાં એવી હકીકત લખેલી હતી કે:—

**"પ્રિય લિલિયન!**

આજે વિક્ટોરિયા થીએટરમાં મ્હારા ભાઇપર મ્હોટું સંકટ આવી પડ્યું છે. એક ભારે દશ્યપટપરથી તેઓ પડી ગયા છે. તેમના માથાને ઘણી ગંભીર ઇજા થઇ છે. આ પત્ર વાંચી તું સત્વર આવજે. મ્હેં ડૉક્ટરની ગાડી જ તેમનાં માણસ સાથે મોકલી છે; તેથી તું તેમાં બેસીને આવજે.

લિ. ત્હારી સ્નેહમયી ભગિની **ફિલિપા.**"

ક્ષણમાત્રનો પણ વિલંબ નહિ કરતાં લિલિયને ડ્રેસિંગ રૂમમાં પ્રવેશ કર્યો, તથા ત્વરાથી પોષાક બદલી તે બ્હાર આવી એટલે એક માણસને ગાડી લઈ પોતાની રાહ જોઈ ઉભો રહેલો તેણે જોયો. એ માણસનું મ્હોં ઉતરી ગયેલું હોવાથી વાસ્તવિક રીતે મિ૦ સ્મિથ-પર આવી પડેલા દુઃખથી તે દુઃખિત બની ગયો હોય એમ લાગતું હતું! તેની ઉમ્મર ચાળીસેક વર્ષની હોય એમ લાગતું હતું. લિલિયન ભોળી બાળિકા હતી. વિશ્વસંસારના છળપ્રપંચોનો તેને બિલ્કુલ અનુભવ નહોતો. જો તેને કપટ કિંવા પ્રપંચનો થોડો પણ અનુભવ હોત તો તે કદાપિ આવા એક અપરિચિત માણસ ઉપર એકાએક વિશ્વાસ મૂકત નહિ. તેણે એ માણસને ઉદ્દેશી વ્યાકુળતાથી કહ્યું:—"ચાલો, હું આપની સાથે આવું છું."

જો લિલિયન અત્યંત અસ્વસ્થ ન બની ગઇ હોત તો તે સમજી શકત કે, જે ગાડીમાં તે બેઠી હતી એવી ગાડી સુખ્યત્વે કરીને ડૉક્ટરો વાપરતા નથી. વળી ગાડીની પાછળના પાટીઆપર કાળા ઝભ્ભામાં શરીર છુપાવી એક માણસ ભરાઈ બેઠેલો હતો એ પ્રકાર પણ લિલિયનના જાણવામાં આવ્યો નહોતો. એ અભાગિની એ અંતરના આવેગથી અંધ બની જઇ કોઈ પણ પ્રકારની તપાસ કરી નહિ. પોતાની સાથે બેઠેલા માણસ તરફ દયાજનક દૃષ્ટિથી જોઇ તેણે કહ્યું:—"કૃપા કરી આપ કોચમેનને ગાડી ઝડપથી ચલાવવાની સૂચના કરો!"

"મિસ! એ માટે હવે સૂચના કરવાની કાંઇ જરૂર નથી. હમણાં જ અમે ગાડીને વાયુવેગે ચલાવીશું!" આમ કરીને એ માણસ કોચબૉક્ષપર જઇ બેઠો, તથા ગાડીને ઘણી જ ઝડપથી ચલાવવા લાગ્યો!

વાંચકબંધુઓ! ગાડીની પાછળના પાટીઆપર પોતાનું સર્વાંગ કાળા ઝભ્ભામાં છુપાવી કોણ બેસી રહ્યું હતું તે તમે જાણો છો કે? એ માણસ બીજો કોઇ નહિ પરંતુ મૅડમ રૉઝિનીનો વિષયલંપટ ભ્રાતા મિ. વિલ્બર હતો.

રસ્તો પૂર્ણ થતો નહોતો! હવે લિલિયનની ઉત્કંઠા ક્ષણે ક્ષણે વધતી જતી હતી. તેના અંતરમાં એક પ્રકારનો ભય ઉપજવા લાગ્યો હતો! પોતે કોઈ લુચ્ચાના સપાટામાં સપડાઇ હોય એવો તેને ભાસ થયો!

લગભગ એક કલાક પછી ગાડી એક જુની પુરાણી હૉટેલ પાસે જઇને ઉભી રહી. ગાડી ઉભી રહેતાની સાથે જ હૉટેલમાંથી એક માણસ બ્હાર આવ્યો. આ સમયે મધ્યરાત્રિ વીતી ગઇ હતી.

# પ્રકરણ ૧૨ મું.

## અબળોન્નતિમંદિર.

યારમહમ્મદના તથા કૃષ્ણલાલના પંઝામાંથી મુક્ત થઇ મધુ પોતાની બે આંખો જે તરફ લઇ જાય તે તરફ જવા લાગી. રસ્તે જતાં જતાં તે સ્વગત વિચારવા લાગી કેઃ– "અરેરે! હવે હું ક્યાં જાઉં અને શું કરું? આ મુંબાઇ શહેરથી હું સર્વાંશે અપરિચિતા છું. ઘર તરફ જવાનો રસ્તો પણ મ્હારી જાણમાં નથી; છતાં પૂછતી પૂછતી હું ઘેર જઇ શકું ખરી; પરંતુ આવા મધ્યરાત્રિના સમયે ઘર તરફ એકલી જાઉં અને માર્ગમાં જ વળી બીજું કોઇ સંકટ આવી પડે તો મ્હારી કેવી સ્થિતિ થાય? વળી ઘેર જવાથી પણ શો લાભ છે? વિશ્વસંસારમાં સ્ત્રી જાતિના સકળ સુખનો સમાવેશ તેના પતિ પ્રત્યેના પ્રેમમાં જ થયેલો છે; પરંતુ દુર્ભાગ્યને લીધે હું પતિપ્રેમ પ્રાપ્ત કરી શકી નથી. ઉલટી હું તેમના સુખના માર્ગમાં તેમને અડચણકર્ત્તા લાગું છું; તેથી તેઓ પોતાનું ઇચ્છિત સુખ ભોગવે એમ કરવું એ જ મ્હારું મુખ્ય કર્તવ્ય છે. આ વિશ્વસંસારમાં જેનું રક્ષક કોઇ નથી તેના જગદાધાર કિરતાર છે. પાપી પ્રપંચીઓના અમાનુષિક અત્યાચારમાંથી તેમણે જ મ્હારું રક્ષણ કરેલું છે; તેથી મ્હારે ભય રાખવાની જરૂર નથી. સતીના સહાયક શ્રીકૃષ્ણ છે. જે મહાપ્રભુએ દુરાચારીઓનું દલન અને સદાચારીઓનું સંરક્ષણ કર્યું છે તે મહાપ્રભુ મ્હારું પણ સદૈવ રક્ષણ કરશે."

આવો વિચાર કરી થોડા સમય સુધી ચુપ રહીને વળી પાછી વિચારવા લાગીઃ–"આજની રાત્રિ કોઇ એકાન્ત સ્થળે પસાર કરી

સ્હવારે આત્મા જ્યાં જવાની પ્રેરણા કરશે ત્યાં હું ચાલી જઇશ. જગતની દૃષ્ટિએ હવે હું મરણ પામેલી જાણવાને જ ઇચ્છું છું. સાંસારિક માયાજાળમાંથી છૂટી હું મ્હારા મહદ્ કર્ત્તવ્યના માર્ગે અગ્રેસર થવાને ચ્હાઉં છું. મ્હારો આ વિચાર શ્રી કિરતાર કૃપાભાવે પાર ઉતારે એવી જ મ્હારી અનન્ય ભાવથી તેને પ્રાર્થના છે."

સ્વગત આવો વિચાર કરી મધુરી માર્ગક્રમણ કરવા લાગી. એક કલાક સુધી અથડાયા કૂટાયા પછી તે પ્રચંડ સાગરના કિનારાપર જઇ પહોંચી. સમુદ્રદેવતા ગંભીર અવાજ સાથે કિનારાના પત્થરો સાથે અથડાઇ ઘુઘવાટ કરી પોતાનું અપાર પ્રાબલ્ય પ્રદર્શિત કરતા હતા. ચંદ્રનાં કિરણો સમુદ્રજળમાં પ્રતિબિંબિત થયેલાં હતાં. કોઇ પણ સ્થળે જનમાનવનો શબ્દ સંભળાતો નહોતો. મોહમયી મુંબાઈ નગરીનાં નિવાસીઓ સમસ્ત દિવસના પરિશ્રમનો પરિહાર કરવા માટે નિદ્રાધીન થઇ ગયાં હતાં. કેટલાંક કંગાલ, ગરીબ, દીન દુઃખી નિરાધાર માણસો સમુદ્ર તટપર સૂઇ રહી નિદ્રાધીન થઇ ગયેલાં હતાં. ભાગ્યયોગે આપણી નવલનાયિકા મધુની સ્થિતિ પણ તેમના જેવી જ હતી. પુષ્કળ વખત સુધી ચાલવામાં આવ્યાથી તે અત્યંત શ્રમિતા બની ગયેલી હોવાથી સમુદ્ર તટપર બેસી પડી. પુનઃ તેના અંતરમાં અનેક વિધ વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. એવામાં રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરતો સુમધુર કર્ણપ્રિય સંગીતધ્વનિ તેના સાંભળવામાં આવ્યો કે:—

"તપ કરના અબ જંગલ જાકે તપ કરના,
પ્યારે હરદમ રબસે ડરના.........તપ કરના.
બાર બાર નહી આવે જનમ નર કામ ભલે કુચ્છ કરના,
પાક બન દિલ સાફ રખ ઔર યાદ કર ગફ્ફારકી,
ખાક હય બેબાક હય યહ જીન્દગી દિન ચારકી."

આ શબ્દો સાંભળતાં મધુ વિચારવા લાગીઃ—"ખરું છે. આ જીંદગી ચાર દિવસની ચાંદની છે; આમ હોવા છતાં ઈશ્વરનું વિસ્મરણ કરી પાપી માણસો પાપમાં જ રચ્યાંપચ્યાં રહે છે. હરિ હરિ! કેવું ઉપદેશાત્મક સંગીત છે?!........."

વળી પાછો સંગીતધ્વનિ સાંભળવામાં આવ્યો કેઃ—

"દિલપે જબ્ર કર, ખો ન સબ્ર, નહી આફતસે ગભરાના,
રખ ભરોસા તું ખુદાપર રાહબર ઇનસાનકા,
ટાલ દેગા સબ મુસીબત ધ્યાન ધર રહેમાનકા.
દિલકો થામ, બચ, કુચ્છ ખિયાલ કર ધોકેમેં નહી આના,
ફંદા હય યેહ તુજપે બન્દે, જાલ હય શયતાનકા;
મત ઉલઝ તુ ઇસમે પ્યારે, હએ જરૂર ઇમાનકા...તપ કરના."

સંગીત ગાનાર વ્યક્તિ ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઇ. મધુ એ સંગીતના ભાવનો પોતાના અંતરમા વિચાર કરવા લાગીઃ—"ખરેખર! જ્યારે મનુષ્યનું મન તેના કબ્જામાં હોતું નથી ત્યારે તે સ્વતઃ માનવને બદલે શયતાન બને છે અને કુટિલ કાર્યો કરવામાં જ આનંદ માને છે. ઇશ્વરના અસ્તિત્વની પણ તેને બિલ્કુલ ચિંતા રહેતી નથી. ઉપરથી મોહમયી દેખાતી, વ્યાપાર અને લક્ષ્મીના કેન્દ્રસ્થાન સ્વરૂપિણી આ મુંબાઇ નગરીમાં જ કેટલી બધી અધમતા, પાપાચાર અને વિષયલંપટતાનો વ્યવસાય ચાલે છે? જે નગરીના શ્રીમંતો ગાડી, વાડી અને લાડીમાં મુલતાન રહી પોતાના બાહ્ય સુખ માટે મુક્ત હસ્તે દ્રવ્યનો ઉપયોગ કરે છે તે જ નગરીનાં ભિક્ષુક, અનાથ અને કંગાલ મનુષ્યોને રાત્રે આ સમુદ્રતટપર આવી શયન કરવું પડે છે. તેમની દુર્દશા માટે કોઇના અંતરમાં સહજ પણ અનુકંપા ઉપજતી નથી."

આવા વિચારોમાં ને વિચારોમાં જ મધુએ રાત્રિનો અવશિષ્ટ સમય સમુદ્રતટપર પસાર કર્યો. પછી તે ઉઠી સમુદ્રજળથી હાથ મ્હોં ધોઇ, સૂર્યદેવતાને ભક્તિપૂર્વક પ્રણામ કરી પાછી ચાલવા લાગી. ક્યાં જવું એ સંબંધી તેણે હજી સુધી પોતાના મન સાથે કોઇ પણ પ્રકારનો નિર્ણય કર્યો નહોતો. તે રેલ્વે ક્રૉસિંગ ઓળંગીને શહેરના માર્ગે જવા લાગી. આવી રીતે અડધા કલાક સુધી માર્ગ કાપ્યા પછી તે એક મકાન પાસે ઉભી રહી. એ મકાનની આસપાસ ન્હાનો બગીચો આવેલો હોઇ, બગીચાને ફરતું કંપાઉન્ડ હતું. એ કંપાઉન્ડના પ્રવેશદ્વારપર એક સાઇન બોર્ડ હતું તથા તેનાપર સોનેરી અક્ષરોમાં 'અબળોન્નતિમંદિર' નામ લખેલું હતું. બગીચામાં બે ત્રણ સુંદરીઓ, ફર્યા કરતી હતી. તેઓમાંની એક જણીએ મધુને કંપાઉન્ડના દ્વાર પાસે ઉભી રહેલી જોઇ તેની પાસે આવીને પૂછ્યું:—"બ્હેન! શા હેતુથી તમે અત્રે ઉભાં રહ્યાં છો? તમારું મુખ શા માટે ચિંતાતુર જોવામાં આવે છે?"

થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરીને મધુએ એ સુંદરીના ઉપરોક્ત પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:—"બ્હેન! મ્હારી—આ અભાગિની અબળાની કર્મકથા ઘણી લાંબી છે. હું તમને માત્ર એટલું જ પુછું છું કે, આ 'અબળોન્નતિમંદિર' સંસ્થા કેવા પ્રકારની છે, તથા એ સંસ્થા આર્ય અબળાઓની ઉન્નતિ કેવી રીતે કરે છે?"

પેલી સુંદરીએ કહ્યું:—"બ્હેન! તમારા આ પ્રશ્નનો ઉત્તર એક બે વાક્યમાં આપી શકાય તેમ નથી; તેથી જો તમને કોઈ પણ પ્રકારની અડચણ ન હોય તો તમે અંદર આવો. બગીચામાં શાન્તિથી બેઠા પછી હું તમને આ મંદિરના કાર્યક્રમની માહિતી આપીશ."

મધુ સંકોચ રાખ્યા સિવાય એ સુંદરીની સાથે બગીચામાં જવા લાગી. જતાં જતાં તેણે તેને પૂછ્યું:—"બ્હેન! તમારું નામ શું છે?"

"મ્હારું નામ મોહિની છે." એ સુંદરીએ ઉત્તર આપ્યો, અને તે મધુને બગીચાના પાછળના ભાગમાં લઈ જઇ એક બેન્ચપર બેઠી, તથા કહેવા લાગી:—"જુઓ બ્હેન! આજકાલ આર્ય અબળાઓની સ્થિતિ ઘણી શોચનીય થઈ ગયેલી છે એ પ્રકાર સર્વ કોઇ જાણે છે. સનાતન વિચાર ધરાવનાર મનુષ્યો સ્ત્રીસમાજને શિક્ષણ આપવા તરફ સર્વથા વિરુદ્ધ ભાવ દર્શાવે છે; પરંતુ તેમને એવું જ્ઞાન હોતું નથી કે, જે સ્ત્રીસમાજને તેઓ અજ્ઞાનાંધકારમાં રાખવાને ઇચ્છે છે તેજ સ્ત્રીજાતિના પર સમસ્ત દેશની ઉન્નતિનો આધાર છે. વળી આપણી હિન્દુ રમણીઓને પ્રસંગાનુસાર જ્યારે પોતાની જાતે પોતાનું ભરણપોષણ કરવું પડે છે ત્યારે તેમની અજ્ઞાનતાને લીધે જ એ કાર્યમાં તેમને ઘણી મુસ્કેલીઓ વેઠવી પડે છે. ધારો કે એક અશિક્ષિત નવયુવતી અકાળે દૈવયોગે વિધવા થઇ હોય અને તેના પિયરપક્ષ તેમજ શ્વસુર પક્ષમાં એનું પ્રતિપાલન કરે એવું કોઇ સગું વ્હાલું ન હોય તો એવી સ્થિતિમાં શિક્ષણના અભાવે તેને પુનર્લગ્ન કરવાની કિંવા વ્યભિચાર કરવાની નિરુપાયે ફરજ પડે છે; પરંતુ જો તે યોગ્ય શિક્ષણથી સુશિક્ષિતા હોય તો ઘણી સહેલાઇથી નીતિમાર્ગપર રહી પોતાની આજીવિકા ચલાવી શકે. વસ્તુસ્થિતિ આવી હોવાથી કેટલાક સુધારક વિદ્વાનોએ અથાગ પરિશ્રમ વેઠી, પુષ્કળ દ્રવ્ય એકઠું કરીને આ 'અબળોન્નતિમંદિર' નામક સંસ્થાની સ્થાપના કરી છે. આ સંસ્થાની શાખાઓ, સુરત, અમદાવાદ, વડોદરા આદિ બીજાં કેટલાંક મ્હોટાં શહેરોમાં પણ અસ્તિત્વ ધરાવે છે. અહીં નિરાધાર વિધવા તેમજ સધવાઓને આશ્રય આપી તેમને યોગ્ય ધર્મ, નીતિ અને સંસાર વ્યવહારનું, કળા તેમ જ હુન્નરનું અને સાહિત્ય વગેરે ઉપયોગી વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે પ્રત્યેક રવિવારે સ્ત્રીઓની સભા મળી તેમાં

સ્ત્રીહિતવિષયક વ્યાખ્યાનો અપાય છે.”

આ સઘળી હકીકત સાંભળી થોડા સમય સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને મધુએ પૂછયું:–“ મોહિની બ્હેન ! આ ‘અબળોન્નતિમંદિર’ નો પ્રયાસ તો ઘણો પ્રશંસાપાત્ર છે. હવે કહો જોઇએ કે, કદાચ મ્હારી અહીં રહેવાની ઇચ્છા હોય તો મ્હને અત્રે આશ્રય મળી શકે ખરો કે ? ”

મોહિનીએ સહજ વિચારમાં પડી જઇને કહ્યું:–“ અહીં આશ્રય મેળવવાને માટે પ્રથમ પોતાના ગામના ચાર પ્રતિષ્ઠિત માણસોની, પ્રામાણિકતા અને ધર્મપ્રિયતાની ખાત્રી માટે સહીઓ સાથે અરજી કરવી પડે છે. ‘ અબળોન્નતિમંદિર ’ ના અધ્યક્ષ શ્રીમાન્ કૃપારામ એક પ્રતિષ્ઠિત પુરુષ છે. તેમનું અંતર અત્યંત દયાર્દ્ર છે; તેથી તમે પણ જો મ્હેં કહ્યું તે પ્રમાણે અરજી કરશો તો તમને પણ આ મંદિરમાં સહેલાઇથી આશ્રય મળી શકશે; પરંતુ બ્હેન ! તમારા કરમાં કંકણ તેમ જ કપાળમાં કુમકુમ હોવાથી તમે સધવા હો એમ હું ધારું છું; છતાં તમે શા માટે અત્રે રહેવાની ઇચ્છા રાખો છો ? ”

બ્હેન ! મ્હારી કર્મકથા અત્યંત કરુણાજનક છે. સંસારપર અમુક ચોક્કસ કારણોને લીધે મ્હને વિરાગભાવ ઉપજ્યો છે; છતાં દિલગીર છું કે, મ્હારી હકીકત હાલ કોઇને જણાવવાને હું ઇચ્છતી નથી. તે સાથે હું એમ જણાવું છું કે, આજ સુધીના મ્હારા જીવનમાં મ્હેં કોઇ પણ પ્રકારનું ધર્મવિરુદ્ધ આચરણ આચર્યું નથી. વળી તમે જણાવો છો તેવી રીતે હું અરજી કરી શકું તેમ નથી.” આટલું બોલતાં બોલતાંમાં મધુનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું.

મોહિનીએ કહ્યું:–“ બ્હેન ! આવી રીતે શોક કિંવા દુઃખ કરશો

નહિ. ઇશ્વર સર્વ સારું જ કરશે. તમે જ્યારે તમારા જીવનની હકીકત કહેવાને ઇચ્છતાં નથી ત્યારે પછી એ જાણવાનો મ્હારો વિચાર નથી. તમે તમારા ચારિત્ર્ય સંબંધી જે શબ્દો કહો છો તે ઉપર હું પૂર્ણ વિશ્વાસ મૂકું છું. તમે ઘણાં દુઃખી હો એમ હું તમારા વિષાદમય મુખમંડળને જોઇ કહી શકું છું. બ્હેન! મ્હારી આત્મકથા પણ અત્યંત કરુણાજનક છે. યથાવકાશે, હું મ્હારી આત્મકથા તમને કહી સંભળાવીશ. હમણાં તો સ્નાનાદિ કરવાનો સમય થઇ ગયેલો હોવાથી આપણે અત્રે વિશેષ સમય સુધી રોકાઈ શકીએ તેમ નથી. તમે પણ મ્હારી સાથે મંદિરમાં ચાલો. તમારા મનમાં તમે બિલ્કુલ સંકોચ રાખશો નહિ.”

તરત જ મધુ મોહિનીની સાથે ઉન્નતિમંદિરમાં ગઇ. મોહિની મધુની સાથે સ્નાન કરવાના સ્થળે ગઈ. ત્યાં ચાર પાંચ નળ આવેલા હોઇ કેટલીક સુંદરીઓ સ્નાન કરતી હતી. ઘણી ખરી સુંદરીઓનાં મ્હોં પર એક પ્રકારની નિશ્ચિંતતા જોવામાં આવતી હતી. તેઓ સ્નાન કરતી કરતી એક બીજીની સાથે ઠઠ્ઠા મશ્કરી તથા હાસ્યવિનોદ કરતી હતી. એ હાસ્યવિનોદમાં શ્રૃંગારિક ચેષ્ટાઓ વિશેષ જોવામાં આવતી હતી. મધુને એવી ચેષ્ટા પસંદ નહિ હોવાથી તે એક બાજૂએ ઉભી રહી. મોહિની સ્નાન કરી રહી એટલે મધુએ પણ સ્નાન કરી લીધું, અને પછીથી બન્ને જણીઓ પાછી ઉન્નતિમંદિરમાં ગઇ. હવે અમે આ ઉન્નતિમંદિરના મકાન અને કાર્યવાહકોનું અત્રે થોડું વર્ણન કરવાની જરૂર ધારીએ છીએ.

‘અબળોન્નતિમંદિર’ લગભગ સો ચોરસવારમાં આવેલું બે મજલાનું મકાન હતું. એ મકાનના નીચેના ભાગમાં વચ્ચે મ્હોટો વિશાળ ચૉક હતો. એ ચૉકની આસપાસ ચાર મ્હોટા ઓરડાઓ

હતા. એ ઓરડાઓમાં ઉપયોગી સરસામાન રાખવામાં આવ્યો હતો. ઉપરના મજલાપર લગભગ વીસેક ઓરડીઓ હતી. એ પ્રત્યેક ઓરડીમાં એક એક સુંદરી રહેતી હતી. અબળોન્નતિમંદિરમાં એકંદર પંદર સ્ત્રીઓએ આશ્રય મેળવ્યો હતો; જેથી પંદર ઓરડીઓ તેમના ઉપયોગમાં રોકાયલી હોઈ બાકીની પાંચ ઓરડીઓ ખાલી પડેલી હતી. એ સઘળી સુંદરીઓની દેખરેખ રાખવા માટે અબળોન્નતિમંદિરના કાર્યવાહકોએ એક લેડી સુપ્રિન્ટેન્ડેન્ટની નિમણુંક કરેલી હતી. એ લેડી સુપ્રિન્ટેન્ડેન્ટનું નામ મિસ ઉર્મિલા હતું. ઉર્મિલાના પિતા નૃસિંહપ્રસાદ એક ચુસ્ત સંસારસુધારક, વિધવાવિવાહના હિમાયતી અને આર્યન બ્રધરહૂડના ઉપપ્રમુખ હતા. તેમણે ઘણાં વર્ષ સુધી સરકારની નોકરી કરી હતી તથા હમણાં તેમને પ્રતિ માસે રૂપિયા અઢીસોનું પેન્શન મળતું હતું. તેઓ એક ગ્રંથકાર તરીકે ગુર્જર વાંચકવૃંદમાં પ્રખ્યાત થઇ પડેલા હતા. આ કથાનક પ્રસંગે તેમની ઉમ્મર સાઠ વર્ષની હતી તથા તેઓ મુંબાઈ નજીક આવેલા વાંદરામાં રહેતા હતા. તેઓ એક બે વખત વિલાયત જઈ આવ્યા હતા તથા પોતાના ઘરસંસારમાં તેમણે પાશ્ચિમાત્ય નિયમાનુસાર વર્તવા માંડ્યું હતું. તેમણે પોતાની પુત્રી ઉર્મિલાને ગુજરાતી, મરાઠી તથા અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપ્યું હતું. આ કથાનક પ્રસંગે ઉર્મિલાની ઉમ્મર પચીસેક વર્ષની હતી; તો પણ તે મિસ અર્થાત્ કુમારિકા હતી. તેના પિતાને હજી સુધી યોગ્ય પાત્ર મળી આવેલું નહિ હોવાથી જ તેમણે ઊર્મિલાને કુમારિકા રાખી હતી. એ સમય દરયાન અબળોન્નતિમંદિરના કાર્યવાહકોએ ઉર્મિલાને મંદિરની લેડી સુપ્રિન્ટેન્ડેન્ટની જગ્યાએ રાખવાનો નૃસિંહપ્રસાદને આગ્રહ કર્યો. એ આગ્રહને માન આપી તેમણે ઉર્મિલાને ઉન્નતિમંદિરમાં રાખી હતી.

ઉર્મિલા બાલ્યાવસ્થાથી સ્વચ્છંદતા શીખી હતી. માબાપ તરફથી તેનાપર કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ નહોતો. સુધારક સમાજોમાં તે વારંવાર પોતાનાં માતાપિતા સાથે જતી, નવાં નવાં સ્ત્રી પુરુષો સાથે પરિચય કરતી તથા ત્યાં થતાં ભાષણો સાંભળતી હતી. આવી રીતે વિવિધ સ્થળોએ જવા આવવાથી અને વિવિધ વ્યક્તિઓના પરિચયથી વયના પ્રમાણમાં તેના વિચારોનું પણ પરિવર્તન થયું હતું. એ પરિવર્તના પરિણામે તેનું ચારિત્ર્ય કેવી રીતે દુષિત થયું હતું તે યથા સમયે જણાવવામાં આવશે. ઉર્મિલાનો કંઠ અત્યંત મધુર હતો. તે મધુર કંઠે ગાઈ શકતી હતી. આમ હોવાથી સ્વાભાવિક રીતે જ તે અન્ય વ્યક્તિના અંતરનું પોતાના તરફ આકર્ષણ કરી શકતી હતી.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો. ઉન્નતિમંદિરની આશ્રિતા સુંદરીઓ બગીચામાં ફરવા ગયેલી હતી. ઉર્મિલા એકલી પોતાની રૂમમાં બેસી કોમળ કંઠે નિમ્નલિખિત સંગીત હારમૉનિયમ સાથે ગાતી હતીઃ—

"લગની લાલા ત્હેં લગાડી, લગની લાલા ત્હેં લગાડી;
સ્વપ્નમહીંથી જાગી ઉઠી હું, નિદ્રા મ્હારી બગાડી.
ભોળી બાળાને ભરમાવીને મોહની જાળ બિછાવી;
સ્મરણ કરે છે નિશદિન ત્હારું સુરત સ્મરણે લાવી.
રતિપતિ રંગે હું રંગાઇ, ભાન ગઇ છું ભૂલી;
મોહનમંત્રથી મુગ્ધ બનીને પ્રણય ઝુલાપર ઝુલી.
ઇશ્ક તણો ત્હેં પ્યાલો પાઇ શુદ્ધિ બુદ્ધિ ગુમાવી;
ભવસાગરમાં ડુબતી નારીને કોણ બચાવે આવી ?

ગાયિકા સંગીત ગાવામાં તન્મય બની ગઈ હતી. તેની દેહલતા અનંગરાજ આધિપત્યથી અપૂર્વ શોભામય ભાસતી હતી. તેનું શરીર ગૌરવર્ણનું હોઇ એ વર્ણમાં ખીલતી ગુલાબ કળીના વર્ણનું સંમિશ્રણ

થયેલું હતું. તેના શરીરનો બાંધો મજબૂત હતો; છતાં તેને કોમળાંગી કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નહોતો. સંગીત ગાઈ રહ્યા પછી તે કોઇની માર્ગપ્રતિક્ષા કરતી હોય એવો તેની અધીર દૃષ્ટિપરથી ભાસ થતો હતો. આવી સ્થિતિમાં થોડો કાળ પસાર થઇ ગયા પછી અબળોન્નતિમંદિરનો અધ્યક્ષ કૃપારામ ઉર્મિલા પાસે આવી પહોંચ્યો. તેણે મિસ ઉર્મિલા પાસે આવી ઉર્મિલાના કોમળ કર સાથે હસ્ત-ધુનન કરી કહ્યું:—“ આજે તમે વિચારમાં પડી ગયેલાં જણાઓ છો. તમારા વિચારનો મુખ્ય વિષય તમે મ્હને જણાવશો કે ? ”

ઉર્મિલાએ કૃપારામ તરફ સલજ્જ દૃષ્ટિથી જોઇ એક ભેદક કટાક્ષ ફેંકીને કહ્યું:–“ નિષ્ઠુર કામદેવની જ્વાળાથી અસ્થિર બની ગયેલી કુમારિકાના વિચારનો વિષય શો હોવો જોઇએ તે આપ પ્રૌઢ અને અનુભવી હોવા છતાં સમજી શકતા નથી કે ?

પંચશર પીડા થકી આ અંગના રીબાય છે;
યૌવન થકી મદમાતી મહિલા દુઃખિની દેખાય છે.
દિલ દર્દની પીડા અરે ના કોઇને કહેવાય છે;
જે ભાવ મનમાં ઉપજતા તે મનમહીં જ સમાય છે.
સંગી નહિ કો સ્નેહનું આ વ્યર્થ આયુ જાય છે;
વારિ નહિ જ્યાં પ્રણયનું ત્યાં વેલડી સુકાય છે.

કેમ, હવે તો મ્હારા અંતરની વ્યથાનું કારણ સમજી શકાય છે ને ? ”

“ હા–તમારી આવી અનુકંપાજનક સ્થિતિ તરફ સહાનુભૂતિ દર્શાવવી એ હું મ્હારું પરમ કર્તવ્ય સમજું છું. મિસ ઉર્મિલા ! તમે જાણી જોઇને દુઃખી થાઓ એ ઇચ્છવા યોગ્ય નથી. આપણા સુધારક સમાજમાં તમારે લાયક પતિઓની કાંઈ ખોટ નથી. જો તમારા પિતાજી

ધારે તો તમને કોઇ સુધરેલા બૅરિસ્ટર, સૉલિસિટર અથવા તો ઍડ-વૉકેટ સાથે સહેલાઇથી પરણાવી શકે તેમ છે. સુધારક સમાજની દીર્ઘદૃષ્ટિ જ્ઞાતિભેદ તરફ નજર સુદ્ધાં કરતી નહિ હોવાથી ગમે તે જાતિના યોગ્ય પાત્ર સાથે વિવાહ કરી તમે સુખી થાઓ એવી જ મ્હારી ઇચ્છા છે. ”

“ મહાશય કૃપારામ ! આપનું કહેવું સર્વથા સત્ય છે; પરંતુ આપની ઇચ્છા પ્રમાણે બનવું અશક્ય છે. પિતાજીના માથાપર હમણાં પુષ્કળ ઋણ થયેલું છે; છતાં માન અને પ્રતિષ્ઠાને ખાતર તેઓને વારંવાર પાર્ટીઓ આપવી પડે છે, જલસાઓ કરાવવા પડે છે. અને સમાજ-સુધારક મંડળોમાં પણ મ્હોટી રકમો ભરવી પડે છે. લેણદારોનો ત્રાસ હમણાં એટલો બધો વધી ગયો છે કે, આવી સ્થિતિ વિશેષ સમય સુધી નભી શકે તેમ નથી. એથી તેઓ કોઇ શ્રીમંત ગૃહસ્થને મ્હારા પતિ તરીકે પસંદ કરી ઋણમુક્ત થવાનો વિચાર રાખે છે. તેમનો આ વિચાર પાર પડશે નહિ ત્યાં સુધી મ્હારે મ્હારા દિવસો આવી દુઃખમય સ્થિતિમાં જ પસાર કરવા પડશે. બ્હારથી આપણે સુધારક સમાજમાં ન્હાની ઉમ્મરની કન્યાઓનાં લગ્ન નહિ કરવા વિશે ભાષણો આપીએ છીએ; પરંતુ એવાં ભાષણો આપતી વખતે આર્ય સુધારકોએ પ્રાચીન વિવાહપદ્ધતિનું સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરવાની જરૂર છે. એ સમયે ધર્મશિક્ષણનું એટલું બધું પ્રાબલ્ય હતું કે, મ્હોટી ઉમ્મરની કન્યાઓ પણ પોતાની મતિ ગતિને ધર્મમાં સ્થિર રાખી શકતી હતી. વર્તમાન સુધારકસમાજની માફક જો કે તેઓ સ્વયંવરા થઈ શકતી હતી; પરંતુ તે સાથે જ તેમની ઇચ્છા વિરુદ્ધ તેમનાં વડિલોથી વર્તી શકાતું નહિ. આપણા સુધારક સમાજમાં ધર્મનો સર્વથા અભાવ છે. આપણે માત્ર ઐહિક સુખને જ ઇચ્છીએ છીએ. સ્વેચ્છા-

ચારિત્રા અને સ્વતંત્રતા સિવાય સુધારકોને ક્ષણ માત્ર પણ ચાલી શકતું નથી. વસ્તુસ્થિતિ આવી હોવાથી સમાજમાં જે ધર્મબંધન કિંવા વાસનાઓને કાબૂમાં રાખવાનું સાધન હોવું જોઇએ તે શિથિલ થઇ ગયું છે. ગમે તે પુરુષની સાથે ગમે તે સુધારક સ્ત્રીએ, કુમારિકાએ કિંવા વિધવાએ હરવું ફરવું, ધર્મનાં સૂત્રોને પોથીમાંનાં રીંગણાં ગણી કાઢી સ્વેચ્છાનુસાર વર્તવું, વિધવાવિવાહનો પ્રતિકાર નહિ કરતાં તેને ઉત્તેજન આપવું, વિલાસવાસનાને ઉત્તેજિત કરે એવા સાહિત્યનું નિરંતર મનન કરવું, અખાદ્ય અને અપેય પદાર્થોનું ખાન પાન. કરવું વગેરે પ્રકારની કુટેવોથી આધુનિક આર્યસુધારકોની સ્થિતિ એવી અનુકંપાજનક થઇ પડી છે કે તેના નિવારણનો કોઇ પણ ઉપાય સૂઝતો નથી. હમ્મેશાં સંસારસુધારકોએ બીજા માણસોપર નીતિ, ધર્મ, સુશિક્ષણ વગેરેની છાપ પાડવી જોઇએ. જ્યાં સુધી તેઓ પોતાના આચાર વિચાર, વ્યવહાર તેમ જ નીતિ રીતિને સુધારશે નહિ. ત્યાં સુધી તેમના ઉપદેશની સારી છાપ જનસમાજપર પડશે નહિ. ” ઉર્મિલાએ કહ્યું.

“ મિસ ઉર્મિલા ! આ વીસમીસદીનો સમય જ એવો છે કે, ધર્મનું પૂંછડું પકડીને બેસી રહેવાથી કોઇ પણ પ્રકારનો લાભ નથી. વળી જ્યાં સુધી હિન્દુ સંસારમાં સ્ત્રીજાતિ ઇચ્છિત પતિ મેળવી શકશે નહિ ત્યાં સુધી નીતિના નિયમો પાળવાનું કાર્ય હિન્દુ સંસાર અથવા હિન્દુ સ્ત્રી પુરુષોને માટે અશક્ય નીવડશે. કેટલીક ઉચ્ચ ગણાતી હિન્દુ કોમમાં પુરુષ વિધુર થાય છે તો તે પોતાની ગમે તેટલી ઉમ્મરે પુનર્લગ્ન કરી શકે છે; પરંતુ એ ઉચ્ચ કોમમાં પુરુષની માફક સ્ત્રીથી પુનર્લગ્ન કરી શકાતું નથી. તેને જીવનપર્યંત વૈધવ્યનું દારુણ દુઃખ ભોગવવું પડે છે; અર્થાત પુરુષો કરતાં સ્ત્રીઓને માટે સામાજિક શાસન

ઘણું કઠોર છે એ વર્તમાન હિન્દુ સમાજને શોભતું નથી. સ્ત્રી તેમ જ પુરુષને એક જ સૃષ્ટિકર્તા ઉત્પન્ન કરે છે, એટલે પછી તેમને બન્નેને સંસારમાં સમાન હક્ક મળવા જોઇએ. જ્યાં સુધી આવા પ્રકારની સમાનતાનો ઉપયોગ નહિ કરવામાં આવે ત્યાં સુધી આપણી ઉન્નતિ થઇ શકશે નહિ. વળી વિધવાવિવાહનો વિષય એટલો બધો ગંભીર થઈ પડયો છે કે, એ માટે આપણા દેશના મહાન્ પુરુષો પણ એકબીજાથી વિરુદ્ધ મત ધરાવે છે. એક તરફથી દયાનંદ સરસ્વતી, ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર અને અન્યાન્ય સંસારસુધારકો વિધવાવિવાહ શાસ્ત્ર અને વેદસંમત છે એવું પ્રતિપાદન કરે છે ત્યારે બીજી તરફથી સનાતન ધર્મના અગ્રેસરો વિધવાવિવાહનું નામ સાંભળતાં જ ભડકી ઉઠી અગ્નિશર્મા બની જાય છે. આપણા સુધારક મંડળે આ ચર્ચાયુક્ત વિષયનું મૂળ તપાસી બાળલગ્નની બદીનો નાશ કરવો જોઇએ. એમ કરવાથી હમણાં વિધવાઓની જે ઘણી મ્હોટી સંખ્યા જોવામાં આવે છે તેમાં ઘટાડો થશે; પરંતુ તે સાથે જ કુમારિકા ઋતુધર્મમાં આવે કે તરત તેનું યોગ્ય પાત્ર સાથે લગ્ન કરી નાખવું જોઇએ. લગ્ન માટે કુમારિકાનું વય પંદર વર્ષથી વધારે તો ન જ હોવું જોઇએ. આપણું સુધારક મંડળ પ્રત્યેક વિષયમાં પાશ્ચાત્ય લોકોના રીત રીવાજોનું અનુકરણ કરે છે; પરંતુ પાશ્ચાત્ય દેશના આચાર વિચારોને આપણે આપણા આદર્શ બનાવવાથી એકંદરે આપણને લાભ કરતાં નુકશાન વિશેષ છે. વળી યૂરોપ શીતપ્રધાન પ્રદેશ હોવાથી ત્યાંનાં નરનારીઓમાં મ્હોટી ઉમ્મરે વિકારોત્પત્તિ થાય છે, અને આપણો દેશ ઉષ્ણપ્રધાન હોવાથી આપણા દેશનાં નરનારીઓમાં ન્હાની ઉમ્મરે વિકારોત્પત્તિ થાય છે; માટે એ વિકારનું પ્રાબલ્ય આપણને અનીતિના માર્ગે તરફ ઘસડી જાય નહિ એ લક્ષ્યમાં રાખીને આપણે

આપણા સામાજિક નિયમોનું બંધારણ કરવું જોઇએ. કોર્ટશિપ કિંવા સ્વાધીન પ્રેમની પ્રથા આપણે માટે આવકારદાયક નથી. એ પ્રથાથી નીતિ અને ધર્મનો નાશ થઇ વિકારનું પ્રાબલ્ય વધે છે. પ્રાચીન કાળમાં હિન્દુ નારી એક વખત પોતાના મન સાથે જેને પતિ સમજતી હતી તેને જ પોતાના સ્ત્રીજીવનનું સર્વસ્વ સમર્પણ કરતી હતી, ત્યારે હમણાં સુધારક સુંદરીઓ અનેક યુવકો સાથે કોર્ટશિપ કરી, કેટલાકને નિરાશ બનાવી દઇ અંતે ગમે તે એકને વરે છે. આ સ્વયંવરા થવાનો માર્ગ નથી; પરંતુ એક પ્રકારનો ગુપ્ત વ્યભિચાર છે—યુવાવસ્થાનું લીલામ છે. મ્હારી તમને ખાનગી રીતે એવી સલાહ છે કે, જો તમારા પિતા પોતાની સ્વાર્થસિદ્ધિ માટે તમને હજી કુમારિકા રાખવાને ઇચ્છતા હોય તો તમારે પોતે જ તમારા પતિની પસંદગી કરી લઇ સુખી થવાનો પ્રયત્ન કરવો. તમારે લાયક પાત્ર શોધી કાઢવાનો હું પણ બનતો પ્રયત્ન કરીશ, વળી તમે તમારા મનને કાબૂમાં રાખજો. ભૂલે ચુકે પણ જો તમે આડે રસ્તે દોરવાઇ જશો તો આ ‘ અબળોન્નતિ-મંદિર ’નું નામ કલંકિત થશે અને સુધારકોને જનસમાજનો તિરસ્કાર સહન કરવો પડશે. તમે સર્વ પ્રકારે સમજુ અને સુશિક્ષિતા છો એટલે તમને વિશેષ કહેવાની કિંવા ઉપદેશ આપવાની આવશ્યકતા નથી. ” ઉર્મિલાને આ પ્રમાણે કહી અબળોન્નતિમંદિરનો અધ્યક્ષ કૃપારામ ત્યાંથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૩ મું.

## પરસ્ત્રીહરણ.

કપટી કૃષ્ણલાલે અમદાવાદમાં આવી કેવાં કુટિલ કારસ્થાનો કર્યા એ તરફ હવે આપણે દૃષ્ટિ ફેરવીએ. તેણે એક હિન્દુ ફકીરનો વેશ ધારણ કરી ભદ્રમાં જે સ્થળે શાન્તિપ્રસાદ રહેતો હતો ત્યાં વારંવાર આવવા જવા માંડયું, તથા થોડા દિવસમાં જ તેણે શાન્તિપ્રસાદના કુટુંબનો ઇતિહાસ યુક્તિ પ્રયુક્તિથી જાણી લીધો. શાન્તિપ્રસાદ સાણંદ ગામનો રહેવાસી છે એવું જાણવામાં આવતાં કૃષ્ણલાલે સાણંદ જઇને તેની સઘળી હકીકત જાણવાનો નિશ્ચય કર્યો. પોતાના નિશ્ચય પ્રમાણે હરિયાને અમદાવાદની સ્ટેશનપરની ધર્મશાળામાં જ રાખીને તે સાણંદ જઇ પહોંચ્યો, તથા સાણંદમાં ત્રણ ચાર દિવસ રહીને તેણે ગામના બે ચાર માણસો સાથે પરિચય કર્યો. પછીથી એ માણસોદ્વારા તે એવું જાણી શક્યો કે, શાન્તિપ્રસાદનો પિતા જગદીશપ્રસાદ સાણંદમાં રહેતો હોઈ તેની પુત્રી માલતી પણ તેની સાથે રહે છે છ માસ ઉપર વૉર લોનની લૉટરીમાં ભાગ્યદેવીની કૃપાથી જગદીશપ્રસાદને પચાસહજાર રૂપિયાનું ઇનામ મળ્યું છે. એ રકમના વ્યાજમાંથી તે હવે સારી રીતે પોતાની આજીવિકા ચલાવી શકે છે. તેનો પુત્ર શાન્તિપ્રસાદ અમદાવાદની કૉલેજમાં અધ્યાપકનું કાર્ય કરે છે. આ સઘળી માહિતી મેળવવા ઉપરાંત માલતી ઉપર સ્યામગઢના ઠાકોરે કેવો જુલ્મ ગુજાર્યો હતો, તેના પતિનો અકાળે કેવી રીતે પ્રાણ નાશ કરવામાં આવ્યો હતો વગેરે માહિતી પણ કૃષ્ણલાલે મેળવી લીધી. તેણે છુપી રીતે એક બે વખત માલતીનું દર્શન પણ કર્યું.

આટલું કાર્ય કર્યા પછી તે પાછો અમદાવાદ આવ્યો તથા માલતીના સ્વર્ગસ્થ થયેલા પતિ પ્રમોદકુમારના જેવો વેશ ધારણ કરી તે થોડા દિવસ વીત્યા પછી પાછો સાણંદ ગયો.

સંધ્યાકાળનો સમય હતો. જગદીશપ્રસાદ પોતાના બેઠકખાનામાં બેસીને તમાકુનું સેવન કરતો હતો. માલતી ઘરમાં રસોઈ બનાવતી હતી. જગદીશપ્રસાદનો ભાગ્યોદય થયા પછી તેણે એક નવું આલીશાન મકાન તૈયાર કરાવી તેમાં પોતાના કુટુંબ સાથે નિવાસ કર્યો હતો. માલતીની માતાનું શરીર સારું નહિ હોવાથી તે શય્યામાં સૂઈ રહેલી હતી. તેને દમનો રોગ લાગુ પડેલો હોવાથી દિનપ્રતિદિન તેનું શરીર વિશેષ દુર્બળ બની જતું હતું; છતાં ગૃહકાર્યમાં માલતી નિપુણા હોવાથી એ સંબંધી તેની રોગિણી માતાને ચિંતા રાખવી પડતી નહિ. જગદીશપ્રસાદ તથા તેની સહધર્મિણીને હમણાં જો કોઇ પણ પ્રકારનું દુઃખ હોય તો તે પોતાની પુત્રીના અકાળ વૈધવ્યનું હતું. ઠાકોર જાલિમસિંહ ઉપર તેમને ઘણો ક્રોધ તથા તિરસ્કાર ઉપજ્યો હતો; પરંતુ સાક્ષીના અભાવે ન્યાયમંદિરમાં જઇને તેને યથોચિત શાસન કરાવવાનું કામ અશક્ય હતું. લગભગ છ માસથી માલતીના પતિ પ્રમોદકુમારનો પત્તો નહોતો તેથી સર્વના અંતરમાં એવો જ નિશ્ચય થઇ ગયો હતો કે, ઠાકોર જાલિમસિંહે તેને અકાળે પરલોકમાં પહોંચાડી દીધેલો હોવો જોઇએ. પ્રમોદકુમાર જીવતો હોય તો પોતાની પાસે આવ્યા સિવાય રહે નહિ એવી તેમની સર્વની માન્યતા હતી તથા એ માન્યતા કાંઇ ખોટી નહોતી; છતાં પોતાની શંકાનું સમાધાન કરવા માટે જ માલતીના ભાઇ શાન્તિપ્રસાદે ગુજરાતી તેમજ અંગ્રેજી વર્તમાનપત્રોમાં અમે આગળ દર્શાવી ચુક્યા છીએ એવી જાહિરખબર પ્રમોદકુમારના ફોટા સાથે છપાવી હતી. એ જાહિરખબર

વાંચવામાં આવતાં જ કપટી કૃષ્ણલાલ પોતાનો નીચ ઉદ્દેશ પાર પાડવાને તૈયાર થયો હતો. પુત્રના ચિરવિયોગના શોકથી પ્રમોદકુમારની મમતામયી માતા પરલોકવાસિની થઈ હતી; અર્થાત્ પ્રમોદકુમારના પિતૃકુળમાં કોઇ તેની શોધ કરે તેમ નહોતું. બદમાશ કૃષ્ણલાલે એક વખત પ્રમોદકુમારના ગામમાં જઈ આવી તેના જીવનનો પણ આવશ્યકીય ઇતિહાસ મેળવી લીધો હતો. પહેલી વખતે સાણંદ જઇને તેણે માલતીનું દર્શન કર્યું ત્યારે તે તેના દેવદુર્લભ રૂપસૌન્દર્યને જોઇ મોહાંધ બની ગયો હતો. કૃષ્ણલાલના જીવનનું બાલ્યાવસ્થાથી યુવાવસ્થા સુધીનું અમે જે વર્ણન આ દ્વિતીય ભાગમાં કરેલું છે તે પરથી વાંચકો તેના સ્વભાવની સારી રીતે કલ્પના કરી શકે તેમ છે. બાલ્યાવસ્થાથી જેને ધર્મનું શિક્ષણ મળેલું હોતું નથી—જેણે સ્વચ્છંદતા અને સ્વેચ્છાચારમાં જ પોતાનું આયુષ્ય પસાર કર્યું હોય છે તથા જે વ્યસનની આધીનતામાં હોય છે તેનામાં ચિત્તને કાબૂમાં રાખવાની શક્તિ હોતી નથી. વળી ચિત્તજય એ કાંઇ સામાન્ય વિષય નથી. હજારો શત્રુઓનો સંહાર કરી તેમના ઉપર વિજય મેળવવો તેના કરતાં ચિત્તપર જય મેળવવાનું કાર્ય મહા મુશ્કિલ છે. વળી જ્યાં સુધી કેળવણીમાં નીતિને મુખ્ય સ્થાન આપવામાં નહિ આવે, ચારિત્ર્યને કેળવણી કરતાં ઉચ્ચ નહિ ગણવામાં આવે ત્યાં સુધી ભારતીય યુવકોની વર્ત્તમાનકાળમાં નૈતિક વિષયમાં જે અધોગતિ થયેલી છે તે દૂર થનાર નથી. કેળવણી ઉપર જ મનુષ્યના જીવનની ઉન્નતિ અવનતિનો આધાર રહેલો છે. કેળવણીથી જ મનુષ્યનું ચારિત્ર્ય બંધાય છે. પ્રાચીનકાળમાં ભારતવર્ષ નીતિતત્વમાં સકળ દેશો કરતાં ઉન્નત હતો તેનું કારણ એ જ છે કે તે વખતની કેળવણી નીતિમય હતી. ઉપદેશકો અને આચાર્યોનું ચારિત્ર્ય આદર્શ હતું; અસ્તુ.

સંધ્યાકાળના અંધકારનો વસુંધરાપર વિસ્તાર થતો હતો અને આકાશમાં ધીમે ધીમે તારાઓ પ્રકાશવા લાગ્યા હતા એવા સમયે વેશધારી કૃષ્ણલાલે જગદીશપ્રસાદના મકાનમાં પ્રવેશ કર્યો. બેઠકખાનામાં દીવેલનો દીવો સળગતો હતો. એ દીવાના ક્ષીણ પ્રકાશમાં આગંતુકને જોઈ જગદીશપ્રસાદે પૂછ્યું:–" કોણ છો ? ક્યાંથી આવો છો?"

કૃષ્ણલાલે આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:–" મહાનુભાવ ! આટલા અલ્પકાળમાં આપ મ્હને ભૂલી જશો એમ હું ધારતો નથી. હું આપનો પુત્રતુલ્ય પ્રમોદકુમાર છું. ભાગ્યદેવીની ભયંકરતાનો અનુભવ કરી સદ્ભાગ્યનો ઉદય થયાં આજે અત્રે આપની પાસે ઉપસ્થિત થઇ શક્યો છું. "

જગદીશપ્રસાદે આ ઉત્તર સાંભળી અત્યંત આશ્ચર્યચકિત બની જઇને તીક્ષ્ણ દૃષ્ટિથી કૃષ્ણલાલના આપાદ મસ્તકનું દર્શન કર્યું; કિન્તુ તેના મનમાં કોઈ પણ પ્રકારનો સંશય ઉપજ્યો નહિ. તેણે હર્ષાવેશમાં જ કહ્યું:–" પધારો–પધારો–પરમકૃપાળુ પરમાત્માનો આજે હું મ્હારાપર અત્યંત અનુગ્રહ થયેલો સમજું છું. ઇશ્વરે છેવટે અમારા સ્હામું જોયું છે એ માટે એનો જેટલો આભાર માનવામાં આવે તેટલો થોડો જ છે."

કૃષ્ણલાલે જગદીશપ્રસાદથી થોડા અંતરે બેસીને કહ્યું:–" ખરું છે. જો દયાળુ દીનાનાથે દયા ન કરી હોત તો પુનઃ આપણું મિલન થાત નહિ. ઠાકોર જાલિમસિંહે કપટતંત્ર કરી મ્હારાપર જે જાલિમ જુલ્મ ગુજાર્યો છે તેનું બ્યાન હું કરી શકું તેમ નથી. રામ રાખે તેને કોણ ચાખે ? એ સૂત્રની કિંવા મહાવાક્યની સત્યતાનો મ્હને સંપૂર્ણ પરિચય પ્રાપ્ત થયો છે. નીચવૃત્તિનો ઠાકોર છળ પ્રપંચથી ઉતરાને મ્હને પોતાની સાથે મુંબાઇ લઇ ગયો હતો; પરંતુ દૈવયોગે

તે પોતાનો હેતુ પાર પાડે તે પહેલાં જ હું એના પ્રપંચને સમજી ગયો તથા ગુપચુપ તેનો ત્યાગ કરીને ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યો. જ્યારે તેને એવી ખબર પડી કે, હું તેનો ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે કડક દેખરેખ નીચે મ્હને કેદ કરી રાખ્યો અને પોતાની વિષયતૃપ્તિ કરવાના નીચ વિચારથી તે મુંબાઇમાં મ્હને પોતાના બંગલામાં તેના વિશ્વાસુ પહેરેગીરોના પહેરા નીચે કેદ કરી રાખી શ્યામગઢ તરફ પાછો ફર્યો. શ્યામગઢ પાછા ફર્યા પછી તેણે જે કાંઈ અત્યાચાર કર્યો છે તેની હકીકત આપ મહાનુભાવના જાણવામાં આવી હશે. હવે એ દુષ્ટની કેદમાંથી હું કેવી રીતે મુક્ત થઇ શક્યો એ આપને જણાવું છું. એક માસ સુધી તો મ્હારા કષ્ટનો પાર રહ્યો નહિ. મ્હને જે ખોરાક આપવામાં આવતો હતો તેમાં કદાચ મ્હારા જીવનનો અકાળે અંત લાવવા માટે વિષ તો નહિ ભેળવવામા આવ્યું હોય એવી મ્હને હમ્મેશાં શંકા ઉપજતી હતી; પરંતુ એક બિલાડી મ્હારી સાથે ઘણી હળી ગયેલી હોઈ રાત્રિ દિવસ તે જે ઓરડીમાં મ્હને કેદ કરી રાખવામાં આવ્યો હતો એ ઓરડીમાં જ પડી રહેતી હતી. મ્હારા ખોરાકનો કેટલોક ભાગ પ્રથમ એ બિલાડીને ખવડાવીને તેમાં વિષ ભેળવવામાં આવ્યું નથી એવી ખાત્રી કર્યા પછી જ હું ખોરાક ખાતો હતો. રાત્રિ દિવસ એ ઓરડીમાં રહેવું પડતું હોવાથી હું વિશેષ અસ્થિર બની ગયો હતો. મ્હારા ચિરવિયોગના વિચારથી તમને કેટલું બધું કષ્ટ થતું હશે એ વિશે હું કાંઈ કલ્પના કરી શકતો નહોતો. અંતે યુક્તિ પ્રયુક્તિથી મ્હેં કેદમાંથી મુક્ત થવાનો વિચાર કર્યો. જે રસોઇઓ મ્હારો ખોરાક પહોંચાડવાને મ્હારી પાસે આવતો હતો તેને મ્હેં પાંચસો રૂપિયા આપવાને તથા તેના બદલામાં મ્હને મુક્ત કરવાને જણાવ્યું. એ રસોઇઆને

ઠાકોર તરફથી ઘણો જુજ પગાર મળતો હોવાથી કેટલીક આના કાની કર્યા પછી તેણે મ્હારો પ્રસ્તાવ સ્વીકાર્યો. મ્હેં મ્હારું સોનાનું ઘડીઆળ, અછોડો, સોનાનાં બટન તથા મ્હારા કંઠમાં જે અઢીસો રૂપિયાની કિમ્મતની સુવર્ણમાળા હતી તે સઘળું કાઢી આપ્યું એટલે તેણે મ્હને રાત્રિના સમયે મુક્ત કર્યો. એ બંગલામાં રસોઇઆ સિવાય ઠાકોરના બીજા બે નોકરો રહેતા હતા; પરંતુ મ્હને જે રાત્રે મુક્ત કરવામાં આવ્યો તે રાત્રે મ્હારા સદ્ભાગ્યે તેઓ નાટક જોવા ગયા હતા, એથી મ્હને મુક્ત કરવામાં રસોઇઆને કોઇ પણ પ્રકારની અડચણ વેઠવી પડી નહિ. કેદમાંથી મુક્ત થયા પછી મ્હને મુક્ત કરવા માટે બિચારા ગરીબ રસોઇઆને દુઃખી થવું પડશે એમ વિચારી મ્હેં તેને પણ ત્યાંથી પલાયન કરી જવાની સલાહ આપી. તેણે મ્હારી સલાહ પ્રમાણે વર્તવાનીહા પાડી એટલે પછી હું તેના માટે નિશ્ચિત થઇ ઠાકોર જાલિમસિંહના બંગલાનો ત્યાગ કરી ચાલી નીકળ્યો. જ્યારે ભાગ્યનો ઉદય થાય છે ત્યારે માણસને એક સાથે સર્વ પ્રકારનું સુખ મળે છે. આ સૂત્રની સત્યતાનો આપને પણ પરિચય થયેલો હોવાથી એ વિશે વિશેષ વિવેચન કરવાની જરૂર રહેતી નથી. અંતે એ રાત્રે એક શ્રીમંત ઝવેરી સાથે ચોપાટીપર મ્હારી મુલાકાત થઇ, તથા તેણે હારી સઘળી કર્મકથા સાંભળી માસિક દોઢસો રૂપિયાના પગારથી મ્હેને પોતાની દુકાનમાં રાખવાની ઇચ્છા દર્શાવી. મ્હેં એ ઝવેરીની ઇચ્છાનો કૃતજ્ઞતા દર્શાવી ઉપકારસહ સ્વીકાર કર્યો. આ સઘળો પ્રકાર બન્યાને બે ત્રણ દિવસ થયા છે. જે દિવસે આ તરફ આવવાનો મ્હેં વિચાર કર્યો તે દિવસે ગુજરાતી પત્રમાં શાન્તિપ્રસાદના નામથી મ્હારા ફોટા સાથે પ્રસિદ્ધ થયેલી જાહિરખબર મ્હારા વાંચવામાં આવી. એ જાહિરખબર વાંચી આપની

અંતર્વ્યથાની કલ્પના કાંઇક અંશે હું કરી શક્યો અને તત્કાળ આ તરફ આવવા નીકળ્યો......"

આ સમયે જગદીશપ્રસાદે હર્ષાતિશયથી કહ્યું:–"તમારું પુનર્મિલન થવાથી આજે મ્હને જે આનન્દ થયો છે તેનું વર્ણન મ્હારાથી થઈ શકે તેમ નથી. મ્હારી માલતીના દુર્દૈવ માટે હું તેમ જ તમારાં સાસૂ અત્યંત ચિંતાતુર રહેતાં હતાં; પરંતુ પૂર્વ જન્મના પુણ્યપ્રભાવથી એ ચિંતા હવે દૂર થઇ છે. હું અત્યારે જ શાન્તિપ્રસાદને અત્રે આવવાનો સંદેશો તાર માર્ફત મોકલું છું. અત્યારે એક પણ ટ્રેઇન નહિ હોવાથી સ્હવારે તે અત્રે આવશે. સ્હવારની પહેલી ટ્રેઇન અહીં દશ વાગે આવે છે. એ ચાર દિવસ સર્વેની સાથે અત્રે રહી આનંદ વિનોદ કરો; પછી જ્યાં જવું હોય ત્યાં બેલાશક જજો. તમારાં સાસૂની પ્રકૃતિ હમણાં બીમાર છે તેથી તમારે થોડા દિવસ અત્રે રહેવું જોઇએ. તમારા વિયોગશોકની વ્યથાથી તેની બીમારીમાં ત્રણો વધારો થયો છે. લ્યો, હું ઘરમાં જઇને સર્વને તમારા સુખરૂપ આવી પહોંચવાના શુભ સમાચાર જણાવું છું. તમે નિશ્ચિંતતાથી અત્રે બેસો......"

આમ કહી ઉત્તરની રાહ જોયા સિવાય જગદીશપ્રસાદ પ્રસન્ન મુખે ઘરમાં ચાલ્યો ગયો. વાસ્તવિક રીતે જોવા જતાં પ્રમોદકુમારનો વેશ ધારણ કરી આવેલા કૃષ્ણલાલના આગમનના સમાચાર પ્રથમથી જ માલતીના જાણવામાં આવી ગયા હતા અને તે સાથે જ તેના હૃદયનો હર્ષ ઉભરાઈ જવા લાગ્યો હતો. જગદીશપ્રસાદે ઘરમાં પ્રવેશ કરી માલતી સાંભળી શકે એવી રીતે ગૃહિણીને આ સમાચાર જણાવ્યા અને ગૃહિણીએ આ સમાચાર સાંભળી રોગ શોકની વ્યથાનું વિસ્મરણ કરી તત્કાળ કૃષ્ણલાલ પાસે જઇ સ્નેહાતિશયથી તેના કુશળ વર્તમાન

પૂછ્યા. કૃષ્ણુલાલે ટૂંકમાં જ બે ચાર શબ્દો બોલી તેના અંતરાત્માનું સમાધાન કર્યું, તથા આવી રીતે કૃષ્ણુલાલના કપટ નાટકનો પ્રથમ અંક નિર્વિઘ્ને પાર પડયો.

ભોજનાદિથી નિવૃત્ત થયા પછી કૃષ્ણુલાલે જગદીશપ્રસાદને કહ્યું: " મહાનુભાવ ! જે ઝવેરીને ત્યાં મ્હને નોકરી મળેલી છે એ ઝવેરીનો સ્વભાવ ઘણો ઉદાર છે. હમણાં દુકાનમાં માણસોની તંગી હોવાથી હું વિશેષ સમય સૂધી અત્રે રોકાઈ શકું તેમ નથી. આપની ઇચ્છા હશે તો પંદરેક દિવસ પછી હું પાંચ સાત દિવસની રજા લઇને અત્રે આવી જઈશ; પરંતુ હાલ તરત મ્હારાથી એક પણ દિવસ અત્રે રહી શકાશે નહિ. મ્હારે આવતી કાલે સ્હવારે જ ફાસ્ટમાં અહીંથી જવું જોઇએ. વળી મ્હેં રિટર્ન ટિકીટ લીધેલી હોઈ ટિકીટની મુદત આવતી કાલે પૂરી થાય છે. જો કે આવતી કાલે વિદાય થવાથી મ્હારાથી શાન્તિપ્રસાદને મળી શકાશે નહિ; પરંતુ શું કરવું ? સ્હવારે વિદાય થયા સિવાય છુટકો નથી—ફરી આવીશ ત્યારે આપ કહેશો તેટલો વખત રોકાઇશ; માટે કૃપાપૂર્વક હું આવતી કાલે સ્હવારે વિદાય થઈ શકું એવી વ્યવસ્થા કરશો."

કૃષ્ણુલાલનાં આ વચનો સાંભળી ગૃહિણીએ કહ્યું:—" જમાઈ ! આમ ઉતાવળ કરો તે કેવી રીતે ચાલી શકે ? કન્યાને સાસરે વળાવતાં માબાપને કેટલી બધી તૈયારીઓ કરવી પડે છે એનો જરા વિચાર તો કરી જુઓ ! જો તમને ઘણી ઉતાવળ હોય અને કાલે સ્હવારે વિદાય થયા સિવાય ન ચાલી શકે તેમ હોય તો પાછા પંદરેક દિવસ પછી આવો ત્યારે ઘરમાંથી બેલાશક સાથે તેડી જજો. અમે પણ સમજીએ છીએ કે, મ્હોટી કન્યા સાસરે જ શોભે છે."

જગદીશપ્રસાદ બોલી ઉઠયો:–"બરાબર છે; કન્યા એ પારકું ધન છે."

**अर्थाहि कन्या परकीय एव । तमद्य निक्षिप्य करे गृहीतु ॥**
**जातः प्रकामं विषदो ममायं । प्रत्यर्पितन्यास ईवान्तरात्मा ॥**

કૃષ્ણલાલે પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને કહ્યું:–"મહાનુભાવ! આ વિષય પરત્વે લજ્જાનો ત્યાગ કરી અથવા તો વડિલ જનોની મર્યાદાનું વિસ્મરણ કરી કાંઇ બોલવું એ મ્હને ઉચિત લાગતું નથી; છતાં નિરુપાયે મ્હારે એ શબ્દ બોલવા પડે છે એ માટે ક્ષમા યાચું છું. મુંબાઇ જેવા શહેરમાં કુટુંબ વગર એકલા રહેવું એ અકાળે રોગને નિમંત્રણ કરવા જેવું છે. મુંબાઇની વીશીઓ, હૉટેલો અથવા અન્નપૂર્ણાગૃહોમાં એવી નિકૃષ્ટ પ્રકારની રસોઈ બનાવવામાં આવે છે કે, એ ખાવાથી શરીરને નુકસાન પહોંચ્યા સિવાય રહેતું નથી. એક રીતે જોવા જતાં અધમાધમ ઠાકોર જાલિમસિંહના રાક્ષસી અત્યાચારથી મ્હારી શારીરિક સ્થિતિ ઘણી ખરાબ થઇ ગયેલી છે અને આવી સ્થિતિમાં જો શરીરરક્ષણના મહદ્ કર્ત્તવ્ય તરફ હું દુર્લક્ષ કરું તો તેનું અંતિમ પરિણામ કેવું શોચનીય આવે એ આપ વિચારી શકો તેમ છો. આમ હોવાથી કુટુંબ સાથે રહેવામાં કોઈ પણ પ્રકારે અડચણ ભોગવવી પડે નહિ એવી વ્યવસ્થા કર્યા પછી જ હું અત્રે આવ્યો છું. હવે આપ આપને ઠીક લાગે તેમ કરો."

આ વચનો સાંભળવામાં આવતા ગૃહિણીના અંતરમાં દયા ઉપજી. તેણે કહ્યું:–"ત્યારે તો અમે અમારું લાગ્યું ભોગવી લઇશું. તમે સર્વ પ્રકારે સુખી થાઓ એવી જ અમારી ઇચ્છા છે. તમારી ઇચ્છા પ્રમાણે અમે માલતીને સ્હવારે તમારી સાથે વળાવીશું."

કૃષ્ણુલાલની આશા કિંવા તેનો પ્રયત્ન સફળ થયો. યથા સમયે તે સૂઇ રહેવા ગયો. ગૃહિણી પુત્રીનાં કપડાં લત્તાં બાંધવાના કાર્યમાં રોકાઇ અને જગદીશપ્રસાદ હાથમાં માળા લઈ હરિસ્મરણ કરવા લાગ્યો. રાત્રે લગભગ અગીઆરેક વાગ્યે ઘરમાં સર્વ નિદ્રાધીન થયાં.

જે ઓરડામાં કૃષ્ણુલાલ સૂઈ રહ્યો હતો એ ઓરડાનાં બારી બારણાં બંધ હતાં. સર્વના નિદ્રાધીન થઈ ગયા પછી કૃષ્ણુલાલે શય્યામાંથી ઉઠી ઉભા થઇ દીપકને કિંચિત્ સતેજ કરી પોતાની બૅગ ઉઘાડી તથા તેમાંથી તેણે બ્રૅન્ડીની બૉટલ બ્હાર કાઢી એક પ્યાલામાં જળ સાથે થોડી બ્રૅન્ડીનું મિશ્રણ કરીને તે પી ગયો. હવે જાણે કે તેના શરીરમાં વિશેષ સ્ફુર્તિ આવી હોય એવો તેને ભાસ થયો. બ્રૅન્ડીની બૉટલ તેમજ ગ્લાસને યથાસ્થળે મૂકી દીધા પછી તેણે પોતાની બૅગમાંથી કુંચીઓનું એક મ્હોટું ઝુમખું બ્હાર કાઢ્યું. એ ઓરડામાં બે કબાટ ભીંત સાથે આવેલાં હોઇ તેમાંના એકમાં જગદીશપ્રસાદ પોતાના લેણદેણના ચોપડાઓ રાખતો હતો, અને બીજા કબાટમાં સઘળી માલમિલકત રાખતો હતો. કૃષ્ણુલાલે બેત્રણ કુંચીઓ લગાડ્યા પછી એક કુંચીથી એ બન્ને કબાટ ઉઘાડ્યાં. જે કબાટમાં રોકડ સિલ્લક હતી તે કબાટમાંથી કૃષ્ણુલાલે પાંચેક હજારનો માલ ઉચાપત કરી પોતાની બૅગમાં મૂકી દીધો, અને પછી બન્ને કબાટ બંધ કરી દઇ, પુનઃ થોડી બ્રૅન્ડી પી દીપકના પ્રકાશને ઝાંખો પાડીને તે શય્યાવશ થયો.

બીજે દિવસે સ્હવારે માલતીની સાથે કૃષ્ણુલાલ સ્ટેશનપર ગયો. બે મજુરોએ તેમનો સર સામાન ઉંચકી લીધો હતો, જગદીશપ્રસાદ તેમને સ્ટેશન સુધી વળાવા ગયો હતો. કૃષ્ણુલાલે એકલાએ ટિકીટ ઑફિસમાં જઈ હરિયાને એક તાર કરી તેને પોતાની સાથે

સઘળા સામાન સાથે કોઇ જાણે નહિ તેવી રીતે મુંબાઇ આવવા જણાવ્યું, તથા તેણે ગ્રાન્ટરોડની બે ટિકીટ કરાવી લીધી. યથા સમયે ટ્રેઇન આવી પહોંચી એટલે માલતીને તેના બચકા સાથે લેડિઝ કમ્પાર્ટમેન્ટમાં બેસાડી દઈ ધુર્ત્ત કૃષ્ણલાલ જગદીશપ્રસાદની વિદાય લઇ ટ્રેનમાં ચઢી બેઠો. વખત થતાં ટ્રેઇન ઉપડી, તથા જગદીશપ્રસાદ ઘર તરફ પાછો ફર્યો.

## પ્રકરણ ૧૪ મું.

### માલતી મુંબાઈમાં.

અત્રે વાંચકોના અંતરમાં એવા પ્રકારની શંકા ઉત્પન્ન થવાનો સંભવ છે કે, માલતી પોતાના પતિ પ્રમોદકુમારના સહવાસમાં થોડો કાળ રહેલી હોવા છતાં તે કપટી કૃષ્ણલાલને ઓળખી શકી નહિ કે? આ શંકાનું નિરાકરણ કરવા માટે અમારે કહેવું જોઇએ કે, સી. આઈ. ડી. ખાતાના અધિકારીઓ જેવી રીતે વેશાંતર કરવામાં પ્રવીણ હોય છે તેવી જ રીતે ધૂર્ત્ત કૃષ્ણલાલે પણ એ વિષયમાં સંપૂર્ણ પ્રવીણતા મેળવી હતી. પ્રમોદકુમારનો જાહિર વર્ત્તમાનપત્રોમાં જે ફોટો પ્રસિદ્ધ થયો હતો તેની તેણે આબેહુબ નકલ કરીને વેશ ધારણ કર્યો હતો. વળી પ્રથમ દર્શને માલતીના મનમાં સહજ સંદેહ ઉત્પન્ન થયો હતો; પરંતુ તેણે જ્યારે કૃષ્ણલાલને મુખે વૃદ્ધ હરિપ્રસાદની વિષયલાલસાની, શ્યામગઢના ઠાકોરના અત્યાચારની તેમ જ પોતાના પૂર્વ જીવન સંબંધની કેટલીક હકીકત સાંભળી ત્યારે તેનો સંદેહ દૂર થઈ ગયો. તેને એમ જ લાગ્યું કે, પાણી-

ફેરથી તથા જાલિમસિંહે દીધેલા દુઃખથી જ પોતાના પતિના કંઠ-સ્વરમાં અને મુખમંડળમાં થોડો ફેરફાર થયો હશે. આવી રીતે તેણે પોતાના મનનું સમાધાન કર્યું હતું.

ટ્રેઈન અમદાવાદ જઇ પહોંચી એટલે હરિયો આવીને જે કમ્પાર્ટમેન્ટમાં કૃષ્ણલાલ બેઠો હતો તે જ કમ્પાર્ટમેન્ટમાં ચઢી બેઠો. સ્ટેશન-પર ચ્હાપાણી પીધા પછી બુકસ્ટોલપરથી બે ગુજરાતી દૈનિકપત્રો ખરીદ કરી આવી, માલતીને એક વખત મળી આવી કૃષ્ણલાલ પોતાની જગ્યાએ બેસી ગયો. અડધા કલાક પછી ટ્રેઇન સ્ટેશનના પ્લૅટફૉર્મનો ત્યાગ કરી ભીષણ ગર્જના કરતી કરતી ચાલી નીકળી. માર્ગમાં પોતાની સઘળી હકીકત કૃષ્ણલાલે હરિયાને કહી સંભળાવી તથા ગ્રાન્ટરોડ ઉતર્યા પછી હરિયાએ શું કરવું એ વિશે પણ તેણે તેને યથોચિત ઉપદેશ આપી દીધો. માર્ગમાં કોઇ જાણવા જેવો જરૂરી બનાવ બન્યો નહિ.

રાત્રે આઠ વાગ્યે ટ્રેઇન ગ્રાન્ટરોડ સ્ટેશને જઈ પહોંચી. હરિયો ત્વરાથી પ્લૅટફૉર્મપર ઉતરી પડયો. કૃષ્ણલાલે એક મજૂર પાસે પોતાનો સઘળો સરસામાન નીચે ઉતરાવ્યો. માલતી પણ પોતાનો બચકો લઇ ટ્રેઈનમાંથી ઉતરી કૃષ્ણલાલ પાસે આવી પહોંચી, એટલે કૃષ્ણલાલે તેને કહ્યું:–"શેઠનો નોકર સ્હામો આવેલો હોવો જોઇએ; કેમ કે મ્હેં તેને આજે આ વખતે ટ્રેઈનપર આવવાની સૂચના કરી રાખેલી છે." આમ કહી આસપાસ દૃષ્ટિ ફેરવ્યાનો ઢોંગ કરી હરિયા તરફ નજર કરીને તેણે કહ્યું:–"કેમ હરિયા! તું આવ્યો છે કે?"

"હા જી. હું આવી પહોંચ્યો છું." હરિયાએ જાણે કે ચિંતાતુર મુખે કહ્યું.

"અહીંના શા સમાચાર છે?" કૃષ્ણલાલે પૂછ્યું.

"સાહેબ! ગજબ થઇ ગયો છે. હવે તો ઇશ્વર રક્ષણ કરે તો જ બચાય તેમ છે!" હરિયાએ વિશેષ ચિંતાતુર મુખે ઉત્તર આપ્યો.

"કેમ શું થયું છે?"

"પ્રથમ આપ બ્હાર ચાલો. વિકટોરિયામાં બેઠા પછી હું આપને સઘળી હકીકત કહી સંભળાવીશ."

કૃષ્ણલાલ તથા હરિયાની આ વાતચિત માલતીના સાંભળવામાં આવી. સ્વભાવિક રીતે જ તેના અંતરમાં પોતાના પતિપર કોઇ પ્રકારનું સંકટ તો નહિ આવી પડ્યું હોય! એવી આશંકા ઉપજી. કૃષ્ણલાલ અને હરિયાની સાથે તે સ્ટેશનની બ્હાર નીકળી. મજૂર પાસેનો સરસામાન એક ભાડુતી વિકટોરિયામાં મૂકાવી તેને મજુરી આપી વિદાય કર્યા પછી માલતીને વિકટોરિયામાં બેસાડી કૃષ્ણલાલ તથા હરિયો પણ વિકટોરિયામાં બેઠા. હરિયાએ કોચમેનને નૃસિંહ હિન્દુ લૉજ તરફ લઈ જવાની આજ્ઞા કરી. રસ્તે કૃષ્ણલાલે હરિયાને શું બન્યું છે એ માટે પૂછ્યું; પરંતુ હરિયાએ એ હકીકત ઘણી ગુપ્ત હોવાથી માર્ગમાં કહી શકાય તેમ નથી. લૉજમાં ગયા પછી કહેવામાં આવશે એમ જણાવવાથી કૃષ્ણલાલે મૌન ધારણ કર્યું.

પા કલાકમાં જ વિકટોરિયા લૉજ પાસે ઉપસ્થિત થઈ. લૉજનો માલિક તત્કાળ નવીન ઘરાક આવેલું જાણી નીચે આવ્યો. કૃષ્ણલાલે પોતાને બે એકાન્ત રૂમની જરૂર છે એવું જણાવ્યું એટલે તેણે કહ્યું:—"મહાશય! ત્રીજે માળે બે રૂમ ખાલી છે. એ જગ્યાએ આપને કુટુંબ સાથે રહેવામાં તકલીફ વેઠવી પડશે નહિ. એ જગ્યા એકાન્ત હોઇ ત્યાં હવા પણ પુષ્કળ આવે છે. આપ મ્હારી સાથે પધારો. સામાન લઇ આવવા માટે હું માણસને મોકલું છું." આમ કહી લૉજનો માલિક ઉપર જવા લાગ્યો. કૃષ્ણલાલ પણ તેની પાછળ પાછળ

જવા લાગ્યો. ત્રીજે માળે જઈ તેણે બન્ને રૂમ જોઈ પસંદ કરી. લૉજના માલિકે પોતાના એક માણસને સરસામાન લઈ આવવા નીચે મોકલ્યો. હરિયો એ નોકર પાસે સરસામાન ઉંચકાતી માલતીની સાથે ઉપર આવ્યો, અને એ બન્ને રૂમોમાં સઘળો સામાન યથાસ્થિત ગોઠવવામાં આવ્યો. લૉજના માલિકને અડધા કલાક પછી ત્રણ ફર્સ્ટક્લાસનાં ભાણાં મોકલવાની આજ્ઞા કરી વિદાય કરવામાં આવ્યો. ત્યાર પછી કૃષ્ણલાલ, માલતી અને હરિયો એક મ્હોટી શેતરંજી બિછાવી તેના ઉપર બેઠાં એટલે હરિયાએ ગંભીરભાવ ધારણ કરીને કહ્યું:–" સાહેબ! આપ ગયા તે જ દિવસે સિલ્લકમાંથી દશહજાર રૂપિયા ચોરાયા છે. એ માટે શેઠને આપના ઉપર શંકા ગયેલી છે. હું સારી રીતે જાણું છું કે, એ ચોરી આપના કોઈ હિતદ્વેષીએ જ કરેલી હોવી જોઈએ. શેઠે આ ચોરીની ખબર પોલિસને આપેલી હોઈ તેમને આપનાપર શંકા છે એમ પણ તેમણે જણાવ્યું છે. આપ જો તે જ દિવસે કદાચ રજા ઉપર ન ગયા હોત તો શેઠના મનમાં આપને માટે શંકા ઉપજત નહિ; પરંતુ વિધાતાના લેખને–લલાટલિપિને કોણ મીથ્યા કરી શકે ? વળી મ્હારો પણ હવેથી એ દુકાનમાં નોકરી કરવાનો વિચાર નથી. આપ આવા વખતે અત્રે આવ્યા છો એ આપે ઠીક કર્યું નથી. પોલિસ આપની તપાસમાં છે. આપ નિરપરાધી હોવા છતાં સાક્ષીના અભાવે કદાચ આપ ગુન્હેગાર ઠરો તો એ બનવા જેવું છે; માટે મ્હારી નમ્ર સલાહ એવી છે કે, આપ અત્યારેને અત્યારે જ ગુપચુપ અહીંથી પલાયન કરી જાઓ—નહિ તો આવા પરદેશમાં જો આપના પર સંકટ આવી પડશે તો કોણ આપને મદદ કરશે ? ! "

હરિયાનાં આ વચનો સાંભળી કૃષ્ણલાલ જાણે કે ગંભીર ચિંતામાં નિમગ્ન થઈ ગયો હોય એવો ભાવ દર્શાવી, થોડા સમય સુધી ચુપ

રહ્યા પછી બોલ્યો:-" હરિ હરિ! જ્યાં જાય ત્યાં નસીબ ચાર ડગલાં આગળનું આગળ. અત્યાર સુધી ઠાકોર જાલિમસિંહનો રાક્ષસી જુલ્મ વેઠયો અને તેમાંથી મુક્ત થતાં જ આ વળી નવીન સંકટ ઉપસ્થિત થયું. છતાં આવા સમયે ગભરાઇ જવાથી ઉપસ્થિત થયેલું સંકટ કાંઇ દૂર થાય તેમ નથી. હું આ વિષયમાં સર્વથા નિરપરાધી છું એ પરમ-કૃપાળુ પરમાત્મા સારી રીતે જાણે છે; પરંતુ ભાગ્યના લેખ જ્યારે વાંકા હોય છે ત્યારે પરમાત્મા પણ વાંકા થઈ જાય છે. હરિયા! ત્હેં મ્હને વખતસર ચેતાવ્યો છે તે બહુ સારું કર્યું છે. ત્હારો ઉપકાર હું કાળાંતરે પણ ભૂલી જનાર નથી."

કૃષ્ણલાલનાં આ વચનો શ્રવણ કરી માલતી ઘણી દુઃખી થઈ. સ્ત્રીઓનું અંતઃકરણ સ્વાભાવિક રીતે જ વિશેષ કોમળ હોય છે. તેઓ સામાન્ય સંકટ આવી પડતાં જ ગભરાઈ જાય છે. માલતીનાં નેત્રોમાં પણ દુઃખાશ્રુજળ ભરાઈ આવ્યું. તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું:-" હવે શું થશે ?"

કૃષ્ણલાલ:—તું ચિંતા કરીશ નહિ. વિશ્વસંસારમાં જેનું રક્ષણ કરનાર કોઇ હોતું નથી તેનું રક્ષણ શ્રી કિરતાર કરે છે; પરંતુ માત્ર ઇશ્વિરપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી મનુષ્યે પોતાના પુરુષાર્થનો ત્યાગ કરવો જોઇએ નહિ. હાલ તરત આપણને પૈસાટકાની ચિંતા કરવી પડે તેમ નથી. વળી આ મુંબાઈ શહેર એટલું બધું મ્હોટું છે કે, તેમાં જો કોઈ માણસ છુપી રીતે રહેવા માગે તો સહેલાઇથી રહી શકે. જે જગ્યા મ્હેં આપણે માટે ભાડે રાખેલી છે એ જગ્યાએ રહેવા જવામાં હવે સાર નથી. આપણે બીજી કોઇ જગ્યાએ રહીશું અને પછી નામ તથા વેશ બદલીને હું ગમે તે પ્રકારના વ્યાપાર રોજગારમાં

મ્હારું ભાગ્ય અજમાવીશ. ચાર છ મહિના સુધી આપણે ઘણી સહેલાઈથી આપણા સંસારવ્યયનો નિર્વાહ કરી શકીશું.

માલતી કૃષ્ણુલાલનાં આ વચનોને સંમતા થઇ એટલે કૃષ્ણુલાલ પણ નિશ્ચિંત થયો. તેણે હરિયાને પોતાની પાસે જ રહેવાને જણાવ્યું. બીજે દિવસે માલતીને લૅાજમાં રાખી કૃષ્ણુલાલ હરિયાની સાથે બ્હાર નીકળી પડયો, તથા તેણે ગિરગામ બૅકરોડપર આવેલી એક ચાલીમાં નીચેના ભાગની એક દુકાન, તથા એ દુકાનની પાછળ ત્રણ ઓરડીઓ માસિક પચાસ રૂપિયાના ભાડાથી રાખી, અને તેણે એક મહિનાનું ભાડું અગાઉથી આપી તેની રીસીપ્ટ લીધી. ત્યાર પછી એક સાઇન બૅાર્ડ ચીતરનારને ત્યાં જઇ તેણે **શ્રી રતિવલ્લભ શર્મા વૈદ્યરાજ,** નામનું બૅાર્ડ તૈયાર કરવાનો ઑર્ડર આપ્યો. આટલું કાર્ય કરીને કૃષ્ણુલાલ લૅાજમાં ગયો તથા લૅાજના માલિકને તેનું બિલ ચુકવી દઇ તે માલતી અને હરિયાની સાથે ગિરગામ બૅકરોડ ઉપર તેણે રાખેલી જગ્યામાં આવીને રહ્યો. આવી રીતે વેશધારી કૃષ્ણુલાલે પોતાની પ્રપંચજાળમાં માલતીને ફસાવી નવીન નામ ધારણ કરી કેવાં કુટિલ કારસ્થાનો કર્યા તેનું વર્ણન યથાક્રમે કરવામાં આવશે.



# પ્રકરણ ૧૫ મું.

## મોહિનીની આત્મકથા.

મધુને અબળોન્નતિ મંદિરમાં આવ્યાને લગભગ એક અઠવાડીઉં થઇ ગયું હતું. આ સમય દરમ્યાન મોહિનીએ ઉર્મિલાને ભલામણ કરીને મધુને અબળોન્નતિમંદિરમાં આશ્રય અપાવ્યો હતો. ઉર્મિલા પણ મધુના જીવનનો ઇતિહાસ જાણવાની અત્યંત આતુરતા ધરાવતી હતી; પરંતુ મધુ એ સંબંધી કાંઈ પણ હકીકત કહેવાને નારાજ હોવાથી તેની આતુરતા દૂર થઇ નહોતી. વાસ્તવિક રીતે જોવા જતાં અબળોન્નતિમંદિરનો અધ્યક્ષ કૃપારામ પ્રત્યેક વિષયમાં મિસ ઉર્મિલાની સલાહ લઇને વર્તતો હતો તેથી મધુને અબળોન્નતિમંદિરમાં આશ્રય આપવાની મિસ ઉર્મિલાની ઇચ્છામાં તેણે કોઈ પણ પ્રકારની અડચણ કરી નહિ.

મધુ પણ હવે એક રીતે નિશ્ચિંત થઇ. તે પોતાનો અવકાશનો સમય વિવિધ પ્રકારના ધર્મગ્રંથોનો અને સતીચરિત્રવિષયક પુસ્તકોનો અભ્યાસ કરવામાં વીતાડવા લાગી. તેના શિરપર આજ સુધીમાં અનેક સંકટો આવી પડેલાં હોવાથી, તથા સ્વામી તરફનું સુખ મેળવવામાં નિરાશા મળવાથી સંસારપર સ્વાભાવિક રીતે જ તેને વિરાગભાવ ઉપજ્યો હતો. તેણે ગુજરાતી ભાષાનું જ્ઞાન પોતાની બાલ્યાવસ્થાથી મેળવેલું હોવાથી અને ન્હાનપણથી જ તેના મનપર ધાર્મિક સંસ્કારોનો પ્રભાવ પડેલો હોવાથી એ સંસ્કારો હવે સ્વભાવતઃ સવિશેષ દૃઢ થવા લાગ્યા.

એક દિવસે મધ્યાન્હકાળના અરસામાં મધુ અબળોન્નતિમંદિ-

રના પુસ્તકાલયમાં બેસી સુધારક મતોનું સમર્થન કરનાર 'આર્યપ્રભા' નામક વર્ત્તમાનપત્રની ફાઇલિ વાંચતી બેઠી હતી. એવામાં દૈવયોગે કાન્તિપ્રસાદનું રમાસુંદરી સાથે જે સિવિલ મેરેઈજ થયું હતું અને એ સુધારક લગ્ન વિશે આર્યપ્રભામાં જે અગ્રલેખ પ્રસિદ્ધ થયો હતો તે તેના વાંચવામાં આવ્યો. અભાગિની અબળાના મસ્તકપર એ લેખના વાંચનથી જાણે કે વજ્રાઘાત થયો. તેનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. સજળનયને તેણે એ હૃદયવિદારક લેખને બે ત્રણ વખત વાંચ્યો. સુધારકપક્ષના આચારવિચાર માટે તેના અંતરમાં અત્યંત તિરસ્કારભાવ ઉત્પન્ન થયો. જાતિબંધનનો ત્યાગ કરીને, પોતાનો ત્યાગ કરીને પોતાનો પતિ જાહિરમાં પરસ્ત્રી સાથે લગ્ન કરી પોતાની વિષયેચ્છા તૃપ્ત કરશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. વર્ત્તમાનકાળમાં આંગ્લશિક્ષણ મેળવી, અઢાર વર્ષની ઉમ્મરની કુમારિકા મનસા, વાચા અને કર્મણાથી બ્રહ્મચર્યનું પાલન કરી શકે એ તેને સર્વથા અશક્ય લાગ્યું. વર્ત્તમાનકાળનાં વિશ્વવિદ્યાલયોમાં છોકરા છોકરીઓને સાથે જ શિક્ષણ આપવામાં આવે છે, અને તેના પરિણામે યુવાવસ્થામાં સંચાર કરતી નવયુવતીઓ અનેક યુવકો તથા તરુણોના સહવાસમાં આવી પોતાના સ્ત્રીજીવનના સકળ સર્વસ્વનો, પોતાની પવિત્રતાનો અને પોતાના સતીત્વ ધર્મનો નાશ કરે છે. આ વિષયની સત્યતા સપ્રમાણ સાબિત કરવા માટે અમેરિકાના એક સુપ્રતિષ્ઠિત તેમ જ એ વિષયના સંપૂર્ણ અનુભવી ડૉક્ટર ઇ. બી. લોરીને False modesty નામક ગ્રંથ લખીને એમાં આ વિષયનો વિશિષ્ટતાથી સ્ફોટ કરેલો છે. એ વિદ્વાન્ સદાશય ગૃહસ્થ લખે છે કે:—

'The superintendent of the Bedford Reformetory for Women, in an address before the Women's Medical Association of New York city, said: "In a considerable

number of cases girls have confessed to me that while they were twelve or fourteen years old they had immoral relation with the boys or young men on their way to or from school. Of course their parents and teachers were ignorant of this. Afterwards when the temptation came, knowing that they had not been chaste, they felt it did not so much matter. A girl of ten or twelve knows enough to know thats he is doing wrong, but not enough to realize what the consequences of her actions may be."

"The majority of women would be indignant at the suggestion that their sons or daughters even thought of such things, but in many cases investigation would reveal unpleasant surprises. This condition seems to be about as prevalent in the country districts as it is in the cities. It is met with every-where. In a small farming community of California containing about forty children of school age, it was discovered that immoral practices had been carried on for years among the older children. The school house is situated between two hills and at noon and recess children dispersed at will on the hills The situation was revealed through a little girl, a new-camer to the neighborhood, who did not understand the things she saw and so inquired of her mother concerning them.

"A short time ago a certain aristocratic city neighborhood was aroused by the revelations made by the

investigations of the juvenile court. One undeveloped girl had immoral relations with eighteen boys in her neighborhood, and there were other girls involved. Nearly every neighborhood could reveal some instances of a like nature. Every year girls are taken out of the grammer and high schools because they soon are to became mothers.

"The extent of such practices can be realized, in a measure, by the great numbers who seek the various rescue homes. Nearly every city of any size has at least one of these homes and they almost always are full. On a recent visit to one of these homes I saw a girl of fourteen, wearing her dresses to her shoe tops and her hair in curls. That girl was to become a mother in a few weeks. In this same home were several girls not much elder."*

ડૉક્ટર લોરીની અંગ્રેજી વાક્યરચના ઘણી સરળ હોવા છતાં અત્રે તેનો અનુવાદ આપવાની આવશ્યકતા છે કે જેથી અંગ્રેજી નહિ જાણનાર વાંચકો પણ આ લખાણને સ્પષ્ટ રીતે સમજી શકે. તેનો અનુવાદ આ પ્રમાણે છેઃ—

'ધી બેડફર્ડ રિફ્રૉર્મેટરી ફૉર વિમેનના સુપ્રિન્ટેન્ડેન્ટે ન્યૂયોર્ક સીટીના ધી વિમેન્સ મેડિકલ એસોસીએશન સમક્ષ એક ભાષણ આપતાં વચ્ચે જણાવ્યું હતું કેઃ–" બાળાઓની એક સારી સંખ્યાએ મ્હારી પાસે એમ કબૂલ કર્યું છે કે, જ્યારે તેઓ બાર અથવા ચૌદ વર્ષની ઉમ્મરની હતી ત્યારે ઘેરથી વિદ્યાલયમાં જતી વખતે અને વિદ્યાલયમાંથી ઘેર આવતી વખતે તેમને વચ્ચે મળતા વખતમાં

તેમનો કેટલાક બાળકો અથવા યુવકો સાથે અધાર્મિક વ્યવહાર થયા કરતો હતો. બાળિકાઓનાં માબાપ તથા શિક્ષકો તેમની આ કુચેષ્ટાથી સર્વાંશે અજ્ઞાન હતાં. જ્યારે તેમના આકર્ષણનો યોગ્ય સમય આવી પહોંચ્યો ત્યારે તેમના જાણવામાં આવ્યું કે તેઓ અપવિત્ર હતી; છતાં તેમને એમ જ લાગ્યું કે, એ માટે કાંઇ પણ વિશેષ ચિંતા ધરાવવા જેવું નથી. એક દશ અથવા બાર વર્ષની ઉમ્મરની બાળિકા એવી ચેષ્ટાઓ કરે છે ત્યારે તે અયોગ્ય ચેષ્ટાઓ છે એમ જાણે છે, છતાં તેની એ કુચેષ્ટાઓનાં કેવાં અને કેટલાં અનિષ્ટ પરિણામો થવાની સંભાવના છે એ વિષયને સમજવા જેટલી વિચારશક્તિ તેનામાં હોતી નથી.

"સ્ત્રીઓની વિશેષ સંખ્યા તો તેમના પુત્રો અથવા તો તેમની પુત્રીઓ આવી કુચેષ્ટાઓના વિચાર માત્રને પણ પોતાના હૃદયમાં સ્થાન આપી શકે છે એટલી વાર્ત્તાથી જ ક્રોધાવિષ્ટ કિંવા સંતપ્ત થઇ જાય તેમ છે; પરંતુ જો તેઓ તપાસ કરે તો એ તપાસના પરિણામે અનેક આશ્ચર્યજનક અને તિરસ્કારજનક બનાવો તેમના જોવામાં તથા જાણવામાં આવી શકે. આવી સ્થિતિ માત્ર મ્હોટાં શહેરોની જ છે એવું નથી; પરંતુ ગામડાંમાં પણ એ સ્થિતિ તેટલા જ પ્રમાણમાં ફેલાઈ રહેલી જોવામાં આવે છે. કેલિફોર્નિયાની એક લઘુ કૃષિકાર જાતિ કે જે જાતિમાં શાળામાં અભ્યાસ કરવા જઇ શકે તેટલી અવસ્થાનાં લગભગ ચાળીસ બાળક બાળિકાઓ હતાં ત્યાં એવું રહસ્ય પ્રકાશિત થયું હતું કે, કેટલાંક મ્હોટી ઉમ્મરનાં બાળક બાળિકાઓમાં વર્ષોથી પરસ્પર ભ્રષ્ટ વ્યવહાર કિંવા પાપાચાર ચાલ્યા કરતો હતો. ત્યાંનું વિદ્યાલય બે ટેકરીઓના મધ્ય ભાગમાં આવેલું હોવાથી બપોરની વખતે અને છુટીના સમયે ટેકરીઓપર પોત પોતાની ઇચ્છા

પ્રમાણે છોકરા છોકરીઓ ગમે ત્યાં છુટાં પડી જતાં હતાં. એ છોકરા છોકરીઓના આ ભ્રષ્ટાચારનો ભેદ એક ન્હાની ઉમ્મરની બાળિકાદ્વારા પ્રકાશિત થયો હતો; અને તે એવી રીતે કે, એ બાળિકા ત્યાં નવી આવેલી હોવાથી ત્યાંનાં બાળક બાળિકાઓની જે કુચેષ્ટાઓ તેના જોવામાં આવી તે ચેષ્ટાઓના તારતમ્યને તે સમજી શકી નહિ અને તેના પરિણામે એ કુચેષ્ટાઓનું પોતાની માતા પાસે વર્ણન કરીને તેણે તે વિશે પૂછ્યું તથા અંતે એ બાળક બાળિકાઓના ભ્રષ્ટાચારના ભેદનો સ્ફોટ થઇ ગયો.

" થોડા સમય ઉપર અમુક એક મ્હોટા સંપન્ન નગરની આસપાસના અથવા નિકટના પ્રદેશમાં 'જુવેનાઇલ' કોર્ટની તપાસદ્વારા જાહિર થયેલા એક ભીષણ બનાવથી જાગ્રતિ આવી હતી. જે બનાવથી ત્યાંના લોકોનો અજ્ઞાનાંધકાર દૂર થયો હતો તે બનાવ એવો હતો કે, એક બાળિકા પોતાની પાડોશના અઢાર છોકરાઓ સાથે અનીતિનો સંબંધ ધરાવતી હતી, તથા તેની સાથે એ દુરાચારમાં બીજી પણ કેટલીક બાળિકાઓ સંડોવાયલી હતી. જો તપાસ કરવામાં આવે તો પ્રત્યેક શહેરના પાસેના ભાગમાં આવા જ પ્રકારના ઘણા બનાવો જોવામાં આવે તેમ છે. પ્રત્યેક વર્ષે ઘણી છોકરીઓને ગ્રામર સ્કૂલ્સ અને હાઇસ્કૂલ્સમાંથી ઉઠાડી લેવામાં આવે છે તેનું કારણ એ હોય છે કે તેઓ થોડાકાળમાં જ માતા થવાની તૈયારીમાં હોય છે.

" આ દુરાચારની પ્રવૃત્તિનો કેટલો બધો વિસ્તાર થયેલો છે તે જૂદાં જૂદાં ઉદ્ધારગૃહોના નિરીક્ષકો ઘણા વિશેષ પ્રમાણમાં જાણી શકે છે. મુખ્યત્વે કરીને ન્હાના કિંવા મ્હોટા પ્રત્યેક શહેરમાં ( યૂરોપ અને અમેરિકાના દરેક શહેરમાં ) આવું એક ઉદ્ધારગૃહ તો ઓછામાં ઓછું અવશ્ય હોય છે જ, તથા એવાં સર્વ ઉદ્ધારગૃહો જ્યારે જુઓ ત્યારે

ભરેલાં ને ભરેલાં જ નજરે પડે છે. થોડા સમય પૂર્વે એવા એક ઉદ્ધારગૃહની મુલાકાત લેતાં ચૌદ વર્ષની ઉમ્મરની એક બાળિકા મ્હારા જોવામાં આવી કે જેણે ગળાથી પગના બૂટના ઉપરના ભાગ સુધી લંબાતાં વસ્ત્રો પહેરેલાં હતાં. તેના વાળના ગુચ્છા વાળેલા હતા. થોડાં જ અઠવાડીઆંમાં એ બાળિકા માતા થવાની તૈયારીમાં હતી. એ જ ઉદ્ધારગૃહમાં બીજી પણ કેટલીક બાળિકાઓ હતી, અને તેઓ પણ અવસ્થામાં આ બાળિકા કરતાં કાંઇ વિશેષ મ્હોટી નહોતી."

આ સઘળી વસ્તુસ્થિતિનો વિચાર કરી જોતાં અનાથિની મધુ રમાસુંદરીનું ચારિત્ર્ય કેવું હશે એ વિશે કલ્પના કરી શકી; આમ છતાં એ સતી સાધ્વી રમણીના અંતરમાં પોતાના પતિપર ક્રોધ કિંવા તિરસ્કાર ઉપજ્યો નહિ. જો કે રમાસુંદરી માટે તેના મનમાં અપાર તિરસ્કાર ઉપજ્યો; પરંતુ પતિ માટે તિરસ્કાર ભરેલો વિચાર સુદ્ધાં કરવો એ તેના સ્વભાવ વિરુદ્ધ હતું. તેણે મહામુશિબતે હૃદયનો ભાર હૃદયમાં જ દબાવી રાખ્યો. તેણે સ્વગત વિચાર્યું:—" મ્હારે સ્વામીના સુખના માર્ગમાં શા માટે વિઘ્નકારિણી થવું જોઇએ ? જેથી સ્વામીને સુખ થતું હોય તેમાં જ હિન્દુ સ્ત્રીએ પોતાનું સુખ સમજવું જોઇએ. હું એ પતિની પવિત્ર પ્રતિમા હૃદયસિંહાસનપર પ્રતિષ્ઠિત કરી રાત્રિ દિવસ મનસા વાચા અને કર્મણાથી મ્હારો ધર્મ બજાવીશ. હું માત્ર તેમની સેવા કરવાની અધિકારિણી છું. ભવિષ્યમાં જો મ્હને તેમની સેવા કરવાનો પ્રસંગ મળશે તો તેથી પણ હું અત્યંત સંતુષ્ટ થઇશ."

મધુ સ્વગત આવા વિચારો કરતી હતી એવામાં મોહિની તેની પાસે આવી પહોંચી તથા મધુનું મ્હોં ઉદાસ બની ગયેલું જોઇને તેણે પૂછ્યું:—" કેમ બ્હેન ! આજે આટલાં બધાં ચિંતાતુર કેમ બની ગયાં છો ? "

મધુએ તત્કાળ આત્મસંવરણ કરીને કહ્યું:-" કાંઈ નહિ-હવે મ્હને શાની ચિંતા હોય ? તમારી કૃપાથી હું અત્રે આશ્રય મેળવી નિશ્ચિંત થઇ શકી છું."

મોહિનીઃ-બ્હેન ! તમે તમારા અંતરની વાત છુપાવવાનો પ્રયત્ન શા માટે કરો છો ? સ્ત્રીજાતિ એક બીજીના આંતરિક ભાવને સારી રીતે સમજી શકે છે. હમ્મેશાં તમને દિલગીર જોઇ હું કેટલી બધી દુઃખી થાઉં છું એ માત્ર મ્હારું મન જાણે છે. પોતાના દુઃખની વાત સ્નેહી જનને કહેવાથી પોતાનો દુઃખનો ભાર ઓછો થાય છે, એ તમે નથી જાણતાં કે શું ?

મધુઃ—ત્યારે તો પ્રથમ તમે જ મ્હને તમારી આત્મકથા કહી સંભળાવો; પછીથી હું મ્હારી જીવનકથા તમને કહી સંભળાવીશ.

મોહિનીએ કહ્યું:-" જેવી ઇચ્છા " આમ કહી તેણે પોતાની આત્મકથા કહેવાનો આરંભ કર્યો:-

" બ્હેન ! હું બ્રાહ્મણ કન્યા છું, મ્હારાં માતા પિતાનો મ્હારા પર અપાર પ્રેમ હતો; કેમ કે, હું તેમની એકની એક પુત્રી હતી, તથા તેમની વૃદ્ધાવસ્થામાં મ્હારો જન્મ થયો હતો. મ્હારું રૂપ અતુલનીય હતું. માતા પિતાએ મ્હારા રૂપનો વિચાર કરીને મ્હારું નામ સુંદર રાખ્યું હતું. જેવી રીતે મ્હારું રૂપ સુંદર હતું તેવી જ રીતે મ્હારા ગુણ સુંદર હતા, એવું મ્હારાં માતા પિતા હમ્મેશાં કહેતાં હતાં. મ્હારા પિતાજીએ સંસ્કૃત શાસ્ત્રોનો ઘણો સારો અભ્યાસ કરેલો હતો. તેમની કીર્ત્તિનો વિસ્તાર પ્રાંતમાં સર્વત્ર થઇ રહ્યો હતો. તેઓની એક રત્ન તરીકે જન સમાજમાં ગણના થતી હતી. વળી તેમને શાસ્ત્રાધિકારીની ઉપાધિ પ્રાપ્ત થયેલી હતી. તેમની પાસે અભ્યાસ કરવા માટે દૂર દૂરથી વિદ્યાર્થીઓ આવતા હતા. મ્હેં પણ એ વિદ્યાર્થીઓની સાથે પિતાજી

પાસેથી લેખન વાંચનનું જ્ઞાન મેળવ્યું. જેમ જેમ હું મ્હોટી થતી ગઈ તેમ તેમ મ્હારાં માતાજીના મનમાં કાળજીનો સંચાર થયો. તે વારંવાર મ્હારા પિતાને એમજ કહેતી કે, 'સુંદરને આપણા ગામમાં જ કોઇ સારે ઠેકાણે પરણાવો. જો આપણે તેને પરગામ પરણાવીશું તો તેને ક્યારે મળી શકાશે તેનો કાંઇ નિયમ રહેશે નહિ.' માતાનાં આ વાક્યોના ઉત્તરમાં પિતાજી એમ કહેતા કે, 'એને માટે તું બિલ્કુલ ચિંતા કરીશ નહિ. તે રૂપવાન્ છે, ગુણવાન્ છે તેવી જ ભાગ્યવાન્ પણ હશે જ. એની ચિંતા રાખવાની આપણને જરૂર નથી. હજી એ ત્રણ વર્ષ સુધી હું એના લગ્નની કાળજી કરવાનો નથી. આ કન્યા રત્ન '**कन्यारत्नमिदं प्रासूत्**' એવા પત્રિકામાંના લેખ જેવું નથી. ગમે તેની કન્યા ગમે તેવી અર્થાત્ કાળી, કદરૂપી, બ્હેરી અથવા બોબડી થાય છે તો પણ **कन्यारत्नमिदं प्रासूत्** લખાય છે, એવા પ્રકારની આપણી કન્યા નથી. આપણી કન્યા વાસ્તવિક રીતે રત્ન સમાન જ છે. તેને કોઇ રત્નભોક્તા લઇ જશે. તું એની ચિંતા શા માટે કરે છે?' જ્યારે આવાં વચનો મ્હારા સાંભળવામાં આવતાં ત્યારે મ્હારા રૂપ માટે સ્વાભાવિક રીતે જ મ્હને અભિમાન ઉપજતું હતું. એ પ્રસંગે મ્હારું વય સાત વર્ષનું હતું. એ વખતે મ્હારી બુદ્ધિ અત્યંત તીવ્ર હતી. મ્હારા પિતાની પાસે અભ્યાસ કરતા સઘળા વિદ્યાર્થીઓ કરતાં વિદ્યાભ્યાસ કરવામાં હું પ્રવીણ હતી. સકળ વિદ્યાર્થીઓને મ્હારી બુદ્ધિમત્તા માટે અતિશય આશ્ચર્ય લાગતું હતું. માત્ર એક જ વિદ્યાર્થી કે જે અમારા ગામથી થોડા અંતરે આવેલા એક ગામનો રહેવાસી હતો તે વિદ્યાભ્યાસમાં મ્હારી બરાબરી કરી શકતો હતો. એ વિદ્યાર્થીનું નામ પ્રિયકાન્ત હતું. આવી રીતે મ્હારો અભ્યાસ દશ વર્ષની મ્હારી ઉમ્મર થતાં સુધી ચાલ્યો. પછી મ્હારી માતાની અધીરતા

અત્યંત વધી ગઈ. કોઈ પણ રીતે મ્હારું લગ્ન સત્વર આટોપી નાખવાની ચિંતા તે કરવા લાગી. જે કોઈ અમારે ત્યાં આવતું જતું તે મ્હારાં માતા પિતાને મ્હારું લગ્ન ક્યારે કરવામાં આવશે તત્સંબંધી વિવિધ પ્રશ્નો પૂછતું હતું. છેવટે એક દિવસે પિતાજીએ મ્હારી માતાને કહ્યું, 'તું વારંવાર સુંદરનું લગ્ન કરી નાખવાની વાત કાઢે છે; પરંતુ તું જે જે સ્થળો મ્હને બતાવે છે તે સઘળાં સ્થળો માત્ર પૈસાથી જ સુખી છે. માત્ર પૈસા ટકાની અને મનોહર વસ્ત્રાલંકારોની પ્રાપ્તિથી સ્ત્રીજાતિને સંસારમાં સકળ સુખની પ્રાપ્તિ થતી નથી. આવી બુદ્ધિમતી અને વિદુષી કન્યા એક મૂર્ખ તથા જડ પાત્રના હાથમાં સમર્પણ કરવાની મ્હારી બિલ્કુલ ઇચ્છા નથી. જો ત્હારી ઇચ્છા હોય તો પ્રિયકાન્ત સાથે સુંદરનું લગ્ન કરી નાખી એ બાળકને હું ઘરજમાઈ કરી રાખું.' પિતાજીનો આવો વિચાર જાણવામાં આવતાં જ માતાએ કહ્યું, 'ના ના—તમારો આ વિચાર મ્હને બિલ્કુલ પસંદ નથી. આવું રત્ન આપણે પત્થર સાથે શા માટે પછાડવું જોઇએ?' આમ કહી માતાએ મ્હારા તરફ જોઇને મ્હારો વિચાર પૂછ્યો; પરંતુ લજ્જાતિશયથી હું ચુપ રહી. આવી રીતે બે ચાર વખત પિતાજીએ માતા પાસે પ્રિયકાન્તની વાત કાઢી; પરંતુ માતાએ એ વાત માની નહિ. ધીમે ધીમે આ વાત પ્રિયકાન્તના જાણવામાં પણ આવી ગઈ. છેવટે મ્હને અગીઆરમું વર્ષ બેઠું, એવામાં પ્રિયકાન્ત જે ગામનો રહેવાસી હતો તે ગામના જાગીરદાર અમારે ઘેર આવીને પિતાજીને કહેવા લાગ્યા કે, 'તમારી કન્યા તમે મ્હારા પુત્રને આપો. મ્હારા પુત્ર માટે કદાચ રૂપવાન્ કન્યા ન મળી આવે તો પણ ગુણવાન્ કન્યા તો મળવી જ જોઇએ એવા વિચારથી હું સારી સદ્ગુણી કન્યાની શોધમાં હતો એવામાં અમારા ગામનો પ્રિયકાન્ત નામનો જે વિદ્યાર્થી તમારે ત્યાં

વિદ્યાભ્યાસ કરે છે તેના મુખે તમારી પુત્રીની પ્રશંસા સાંભળી છે તથા તમારી પુત્રી સાથેજ મ્હારા પુત્રનો લગ્ન કરવાનો મ્હેં વિચાર કર્યો છે.' પછી પિતાજીએ એ જાગીરદારના પુત્રની તપાસ કરી તો તે પ્રિયકાન્ત કરતાં સર્વ પ્રકારે ઉત્તમ જણાયો. છેવટે એ જાગીરદારે મ્હારી પણ પરીક્ષા કરી. તેમણે મ્હને પૂછ્યું, 'કેવી સ્ત્રી પતિને પસંદ પડે છે?' તેમના આ પ્રશ્નના ઉત્તરમાં શરમાતાં શરમાતાં મ્હેં કહ્યું, 'જે સ્ત્રી પતિના વિચાર જાણી લઇ તેઓ પ્રસન્ન થાય એવી રીતે વર્ત્તે છે તે સ્ત્રી જ પતિને પસંદ પડે છે.' મ્હારો આ ઉત્તર સાંભળી તેમણે મ્હને ધન્યવાદ આપ્યો, તથા હાથમાં ખાવાનું પડીકું આપીને ત્યાંથી મ્હને વિદાય કરી દેવામાં આવી.

•

"પછી મ્હારા પિતાજી એ જાગીરદારની સાથે તેમના ગામમાં ગયા. ત્યાં જતાં મ્હોટો બંગલો, બાગ, નોકર ચાકર વગેરે ઠાઠમાઠ જોવામાં આવતાં તેમના હર્ષનો પાર રહ્યો નહિ. છેવટે મ્હારા ભાવિ પતિદેવ પિતા પાસે ઉપસ્થિત થયા. પિતાજીએ તેમને પૂછ્યું. 'પતિએ પત્નીની સાથે કેવી રીતે વર્તવું જોઇએ?' આ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું કે, 'જો પત્ની સર્વ પ્રકારે સદ્ગુણી અને વિદુષી હોય તો તેનું મન નહિ દુખવતાં તેને પોતાની કરી લઇ તેની ઇચ્છાનુસાર વર્તવું; પરંતુ જો પત્ની તેવી ન હોય તો તેનું હિત જેમાં જણાય તે પ્રમાણે વર્તવું **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** જ્યાં નારીઓનું પૂજન થાય છે ત્યાં દેવતાઓ વિહાર કરે છે એ સૂત્ર પ્રત્યેક પુરુષે સ્મરણમાં રાખવું જોઇએ. વળી એક વિદ્વાન્ કવિએ પણ એ વિશે એક કાવ્ય લખ્યું છે, તથા તે અત્યંત ઉપદેશાત્મક હોવાથી હું આપને સંભળાવું છું. જુઓ સાંભળો,

'પ્રમદા છે પ્રીતિ ભાજન, મનરંજન ભીડભંજન;
જુગતિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દન,
કો ગાય દુઝણી લાવે, ચારો નહિ દુષ્ટ ચરાવે,
પાણી પણ નહિ પીવરાવે, ખાતાં પીતાં અકળાવે,
ફળ કોં' તે કેવાં પામે મુરખ જન
દળદર દેખે ને થાયે નર નિર્ધન... પ્રમદા૦
પાળ્યું પંખી ઉછરંગે, દિન ચાર રમાડ્યું સંગે,
પાલક પલટ્યો કુસંગે, નાખ્યું પંખી ખોરંબે,
કોં' દુઃખીઆરા પંખીના કેવા દન!
પાલકને કે એ પંખીને ધન્ય ધન્ય... પ્રમદા૦
ચિંતામણિ રત્ન છે રમણી, વળી પારસમણી મનહરણી,
કોમળ ને કાંચનવરણી, ધીર ગભીર વચન રસધરણી,
સંતાપે પ્રમદા જે પામરજન
રૂઠ્યો ભગવતને ઉઠ્યો તેનો દન......... પ્રમદા૦' '

"ઉપરનો ઉત્તર તથા ઉપદેશાત્મક સંગીત સાંભળી પિતાજી ઘણા પ્રસન્ન થયા. તત્કાળ લગ્નનો ઠરાવ કરી તેઓ ઘેર આવ્યા. મ્હારું લગ્ન યથા સમયે ઘણા ઠાઠમાઠથી થઈ ગયું. એ વખતે મ્હારા પિતાજીની વિદ્વતા અને સૌજન્ય લોકોની નજરે આવેલું હોવાથી રાજાશ્રયથી મ્હારા સાસરામાં જ એક સંસ્કૃત પાઠશાળાની સ્થાપના થઇ, તથા એ પાઠશાળાના મુખ્ય અધ્યાપકની જગ્યા મ્હારા પિતાજીને મળી; એથી મ્હારાં માતાપિતાને મ્હારા વિયોગનું દૂખ દૂર થયું.

શ્વસુરપક્ષમાં હું મ્હારા સદ્‌ગુણોના પ્રભાવથી ઘણી પ્રિય થઇ પડી. હું પણ મ્હારી ભાગ્યદેવીને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગી. ચૌદમે વર્ષે મ્હને ઋતુપ્રાપ્તિ થઇ. ઘણી જ ધામધૂમથી ગર્ભા-

ધાનનો સંસ્કાર થયો. રાત્રે પતિદેવતા સાથે એકાન્તમાં મ્હારી મુલાકાત થઈ. હું લજ્જાતિશયથી શયનગૃહના એક ખુણામાં નીચું જોઇને ઉભી રહી હતી; એવામાં પતિદેવતાએ મ્હારો હાથ પકડી મ્હને પલંગપર લઇ જઇને બેસાડી. આજનો દિવસ જાણે કે સુવર્ણમય હતો. પતિદેવતાએ કહ્યું,–'હૃદયેશ્વરિ! આ શુભ દિવસની રાહ હું અત્યંત ઉત્કંઠાથી જોયા કરતો હતો. પૂર્વજન્મના ઘણા પુણ્યપ્રભાવથી જ હું ત્હારા જેવી સુશીલા અને સતી સાધ્વી સહધર્મિણી મેળવી શક્યો છું, તથા તેથી હું મ્હને પોતાને ધન્ય સમજું છું.' આ વચનોના ઉત્તરમાં મ્હેં કહ્યું, 'હૃદયેશ્વર! જે સ્ત્રી મન, વચન અને કર્મથી પતિની સેવા કરે છે તેના જીવનને ધન્ય છે. સતી સ્ત્રીને મન પતિજ પરમાત્મા તુલ્ય છે. વળી જે સ્ત્રી સ્વામીના આંતરિક અનુરાગને મેળવી શકી છે તે ઘણી સૌભાગ્યશાલિની ગણાય છે.' આ વાક્યો સાંભળી પતિદેવે કહ્યું, 'કહે જોઇએ કે આ વખતે તું ધન્ય છે કે હું?' મ્હેં કહ્યું, 'આ પ્રસંગે આપને જે લાગતું હોય તે ખરું, પરંતુ હું તો મ્હને ધન્ય સમજું છું. મ્હને જે સુખની પ્રાપ્તિ થયેલી છે તેનું મૂલ્ય થઈ શકે તેમ નથી. ઇશ્વર આ સુખ સદૈવ નિભાવે એવી મ્હારી અનન્ય ભાવથી તેને પ્રાર્થના છે.' પતિદેવતાએ કહ્યું, 'આપણું આ સ્વર્ગીય સુખ સદૈવ કાયમ રહેશે કે કેમ એ વિશે ત્હારા મનમાં શંકા છે કે?' મ્હેં કહ્યું, 'જો શંકા ગણો તો છે, અને ન ગણો તો નથી. આજે જેવી સ્થિતિમાં હું છું એવી સ્થિતિમાં જ જો મ્હારું અવશિષ્ટ આયુષ્ય પસાર થાય તો એ મ્હારું મહદ્ સૌભાગ્ય જ ગણાય. જો કદાચ કોઇપણ કારણથી આપ મ્હારાપર નારાજ થાઓ તો ખુશીથી આપ બીજી પત્ની કરી સુખી થજો. આપને ગમે તેટલી સ્ત્રીઓ કરવાનો અધિકાર છે; તેથી આ સુખ આપને માટે અલભ્ય નથી; પરંતુ જો

આ સુખમાં કોઇ પણ પ્રકારની બાધા નડશે તો મ્હારે મ્હારું સમસ્ત જીવન દુઃખ સહન કરવામાં જ વીતાડવું પડશે.' પતિદેવતાએ કહ્યું, 'જો કદાચ ન કરે નારાયણ અને મ્હને કાલે અર્ધાંગવાયુ થયો તો હું જ આ સુખ દૂર કરનાર ગણાઉં નહિ કે ? આજે સુખ ભોગવીએ છીએ તેથી આપણે બન્ને ધન્ય છીએ.' મ્હેં કહ્યું, 'ના–તેમ નથી. ઇશ્વર કરેને એવું કોઈ સંકટ ન આવે; પરંતુ એ કાંઇ કોઇના હાથની વાત છે ? આપને અર્ધાંગવાયુ થાય તો તેથી આ સુખનો આપનાથી ભંગ થાય એ સત્ય છે; પરંતુ એ દુઃખમાં હું આપની વિભાગી થઈશ; છતાં જો કદાચ મ્હને જ અર્ધાંગવાયુ થાય તો તેથી આપને શું દુઃખ ભોગવવું પડે ? મ્હારા પરના પ્રેમને લીધે આપને કદાચ માઠું લાગે; પરંતુ થોડા સમય પછી બીજી સ્ત્રી કરીને આપ સંસારસુખ ભોગવી શકો. મ્હારે માટે બીજો કોઈ માર્ગ રહે જ નહિ. મ્હારા સંસારસુખનો એવું થાય એટલે સદાને માટે નાશ જ થાય. આપ સુજ્ઞ છો તેથી જ હું આપની સાથે આવી વાતચિત કરું છું. પરંતુ જો સામાન્ય જનસમાજના સાંભળવામાં મ્હારા આ શબ્દો આવે તો તેઓ મ્હારો ઉપહાસ કર્યા સિવાય રહે નહિ. નિંદાખોર લોકો તો આવા શબ્દો સાંભળીને એમ જ કહે કે, 'આ સ્ત્રીના મનમાં બીજો પતિ કરવાનો વિચાર છે;' પરંતુ હું ખાત્રીપૂર્વક કહું છું કે, એવો પ્રસંગ સાધ્વી સ્ત્રીપર આવે તે પૂર્વે તેનું મૃત્યુ થાય તો તેને સાભાગ્યવતી સમજવી જોઇએ.' મ્હારાં આ વાક્યો સાંભળી પતિરાજે કહ્યું. 'જવા દે, આવા સુખના સમયે દુઃખની આલોચના કરવાની આવશ્યકતા નથી.' મ્હેં કહ્યું 'હું જે કાંઇ કહું છું તે ખરું જ છે. આવા પ્રસંગો સ્ત્રીજાતિપર આવવાનો સંભવ છે, તેમ જ હમણાં આવે છે પણ ખરા. એવા પ્રસંગે સતી સાધ્વી

અર્ધાંગવાયુથી પીડાતા પતિની સેવા એકનિષ્ઠ ભાવથી કરી આનન્દ માને છે. પોતાના પતિની સેવા થતી હોવાથી તે પોતાને ધન્ય સમજે છે. તેની સેવા તથા તેનો પ્રેમ જોઈ પતિને પણ ધન્ય લાગે છે. આવું થાય છે એટલે તેના સર્વ દુઃખનો વિલય થાય છે. તેને પોતાના સ્ત્રીજીવનની સાર્થકતા થયેલી જણાય છે અને લોકો તેની પ્રશંસા કરે છે. હવે જે સ્ત્રીને વૈધવ્યદશા પ્રાપ્ત થાય છે તેને માટે પતિ પ્રત્યે પોતાનો કેટલો પ્રેમ છે એ દર્શાવવાનો માર્ગ રહેતો નથી. તે પતિની પાછળ દુઃખમાં દિવસો કાઢે, એ દુઃખથી તે અન્ન પાણીનો ત્યાગ કરે અથવા તે પોતાનો જીવ આપે તો પણ તેનો પતિ તેના પ્રેમનો પરિચય મેળવી શકે ખરો કે ? આ પ્રસંગની કલ્પના પુરુષો કરી શકે તેમ નથી જ. ખરેખરી પતિવ્રતા પ્રમદા દુર્ભાગ્યયોગથી જો વિધવા થાય છે તો તે જ એ કલ્પના કરી શકે છે અને તેને જ આજનો દિવસ અત્યંત સુખજનક લાગતાં તે પોતાને ધન્ય સમજે છે.' પતિરાજે કહ્યું, 'પ્રાણેશ્વરિ ! ત્હારા વિચારો ઘણા પ્રશંસનીય છે; પરંતુ આટલા બધા ઉંડા વિચારો કરવાથી મન કદાપિ સ્વસ્થ રહી શકે તેમ નથી. આજે તું ધન્ય છે ને ? આજે તો તું પૂર્ણાનંદમાં છે ને !' મ્હેં ઉત્તર આપ્યો, 'હા. પરંતુ ઉપરના વિચારો મ્હારા મન-માંથી દૂર થતા નથી.' પતિદેવે કહ્યું; 'ભવિષ્યની ચિંતા કરવાનું કારણ નથી. ઇશ્વરે જે સુખનો સમય આપ્યો છે તેનો જ ઉપભોગ લેવો જોઇએ. વળી આ પ્રસંગે ઇશ્વરનો આભાર માનીને આપણા દિવસો આવા જ સુખમાં જાય એવી તેને પ્રાર્થના કરવી જોઇએ.' પછી અમે બન્નેએ ઇશ્વરનો આભાર માની તેની પ્રાર્થના કરી. એ રાત્રિ ઘણા આનંદમાં તથા હાસ્યવિનોદમાં પસાર થઇ. અમે બન્ને જણાં એટલા બધા આનંદમાં નિમગ્ન થઇ ગયાં હતાં કે, રાત્રિ ઘણી જ

ઝડપથી કેવી રીતે પસાર થઇ ગઈ એ માટે અમને અતિ આશ્ચર્ય લાગ્યું. આવી રીતે અમારું એક અઠવાડીઉં અપાર આનંદોપભોગ ભોગવવામાં પસાર થઇ ગયું. પતિદેવતાનો મ્હારાપર આંતરિક અનુ-રાગ છે એવું જ્યારે મ્હારાં માતા પિતાના જાણવામાં આવ્યું ત્યારે તેમને પણ અત્યાનંદ થયો. એક દિવસે રાત્રે અમે બન્ને આનંદ-વિનોદમાં હતાં એવામાં સાહજિક રીતે મ્હેં કહ્યું 'સ્વામિન્! મ્હારા સાંભળવામાં એવું આવ્યું છે કે, યુરોપીઅન લોકોમાં લગ્ન થયા પછી પતિપત્ની એકાદ ઇચ્છિત સ્થળે જઇને ત્યાં એક મહિના સુધી પૂર્ણાનંદમાં રહે છે. જો પતિ વ્યવસાયી હોય છે કિંવા નોકરીમાં હોય છે તો એ પ્રસંગે એક મહિનાની રજા લે છે..આ વાત ખરી છે કે?' પતિદેવતાએ મ્હારા આ શબ્દો સ્મરણમાં રાખી બીજે દિવસે મહાબળેશ્વર જવાનો વિચાર કર્યો. એક બે નોકર ચાકરને પણ અમે અમારી સાથે લીધા. મહાબળેશ્વર જઇ ત્યાં એક સુંદર બંગલો ભાડે રાખીને એક મહિના સૂધી અમે રહ્યાં. અમારા એ દિવસો કેવા સ્વર્ગીય આનંદમાં પસાર થયા હતા તેનું વર્ણન શબ્દોદ્વારા હું કરી શકું તેમ નથી. મહાબળે-શ્વરથી અમે ઘેર પાછાં આવ્યાં તો મ્હારાં સાસૂ સસરાને કૉલેરા લાગુ પડેલો અમારા જોવામાં આવ્યો. વારંવાર વમન અને મળવિસર્જન-ની ક્રિયા ચાલ્યા કરતી હતી. એવા પ્રસંગે એકાએક અમે આવી પહોંચ્યાં તેથી તેમના ઉભયના રોગ શોકથી સંતપ્ત બની ગયેલા આત્માને સહજ સંતોષ થયો. તેમણે કહ્યું, 'હવે આ રોગથી અમે બચી શકીએ તેમ નથી. તમે બન્ને સંભાળીને ચાલજો. પૂર્વજોના માન અને લૌકિકમાં ન્યૂનતા ન આવે એ લક્ષ્યમાં રાખજો.' આમ કહી અમારા બન્નેના મસ્તકપર હાથ ફેરવીને તેમણે અમને આશીર્વાદ આપ્યા, તથા નેત્રોમાંથી અશ્રુજળ વર્ષાવ્યું. અમે બન્ને જણાંએ તેમનું

સાંત્વન કર્યું; છતાં ઇશ્વરેચ્છા વિરુદ્ધ પ્રકારની હોવાથી સઘળા માનુષિક પ્રયત્નો વ્યર્થ થઈ પડયા. ધીમે ધીમે તેમનાં શરીર શીતળ થઇ જવા લાગ્યાં તથા કલાકેકમાં તો તેમણે આ અસાર સંસારનો પરિત્યાગ કરી પરલોક પ્રતિ પ્રયાણ કર્યું. એ પ્રસંગે મ્હારા પતિદેવતાએ ઘણો હૃદયવિદારક વિલાપ કર્યો. મ્હારાં માતાપિતા અમારાં ઉભયનું સાંત્વન કરવા લાગ્યાં. બીજા માણસો મ્હારાં સાસૂ સસરાના મૃતદેહોની યથોચિત વ્યવસ્થા કરવામાં રોકાયાં. એવામાં દૈવયોગથી મ્હારા પતિદેવતાને પણ કૉલેરા લાગુ પડયો તથા વમન અને મળવિસર્જનની ક્રિયા ચાલૂ થઇ. વૈદ્ય, ડૉક્ટર, હકીમ સર્વને બોલાવવામાં આવ્યા, તથા વિવિધ ઉપચારોનો આરંભ થઈ ગયો; છતાં સઘળા ઉપચારો વૃથા થઇ પડયા. મ્હારા તરફ કરુણ દૃષ્ટિથી જોઇને પતિદેવતાએ કહ્યું, ‘હૃદયેશ્વરિ! આટલા ટૂંક કાળમાં જ તને મૂકીને ચિરકાળ માટે વિદાય થવાનો દુર્દૈવી સમય ઉપસ્થિત થયો છે. હવે તું સંભાળજે. સઘળું ત્હારું જ છે. ઇશ્વિરે મ્હારા ભાગ્યમાં સુખ નહિ લખ્યું હોય તેને કોઇ શું કરે?’ આ શબ્દો બોલતાં તેમનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થતી હતી. એ સમયે મ્હારા મનની સ્થિતિ કેવી થઈ હશે તેની કલ્પના તમે જ કરી જુઓ. મ્હારા મસ્તિષ્કપર જાણેક ભયંકર વજ્રાઘાત થયો અને હું બેહોશ બની જઇ ધરાપર ઢળી પડી. પછી મ્હને ઉંચકીને બીજી રૂમમાં લઈ જવામાં આવી, તથા મ્હારા મ્હોંપર શીતળ જળ છાંટવામાં આવ્યું. મ્હને હું શુદ્ધિમાં આવું એવું ઔષધ સુંઘાડવામાં આવ્યું. શુદ્ધિમાં આવ્યા પછી મ્હેં મ્હારું મસ્તક મ્હારી માતાના ખોળામાં જોયું. માતાપિતાએ એ વખતે ‘તેમની તબિયત હવે સારી છે અને હમણાં જ તેમને નિદ્રા આવી છે.’ એમ કહ્યું; પરંતુ મહામુશ્કિબતે અડધો કલાક પસાર કર્યો. છેવટે મ્હેં

એક વખત તેમની પાસે જવાનો આગ્રહ કર્યો. મ્હારા આગ્રહ તરફ તેમણે ધ્યાન આપ્યું નહિ એટલે હું તેમનો હાથ તરછોડીને પતિદેવતાની ખબર જોવા ગઇ. એ વખતે ત્રણ ઠાઠડીઓ—બે મ્હારાં સાસુ સસરાની અને એક મ્હારા સૌભાગ્યચંદ્રની મ્હારા જોવામાં આવી. એ હૃદયવિદારક દેખાવ નજરે પડતાં જ હું ઉચ્ચ સ્વરે આક્રંદ કરવા લાગી. મ્હેં વારંવાર મ્હારું દુર્ભાગી મસ્તક પૃથ્વીપર પછાડ્યું. માતાએ બળપૂર્વક મ્હને પોતાના હૃદય સાથે ચાંપીને કહ્યું, 'બ્હેન ! હવે તું ગમે તેટલો વિલાપ કરીશ તો પણ તેઓ પાછા આવશે કે? તેઓ પાછા આવશે નહિ; પરંતુ આવી રીતે વિલાપ કરીને તું ઉલટી ત્હારા જીવને જોખમમાં નાખીશ.' મ્હેં કહ્યું, 'હવે મ્હારે જીવીને શું કરવું છે?' છેવટે માતાએ કહ્યું, 'અમારી વૃદ્ધાવસ્થાનો વિચાર કરીને તું જીવતી રહે. નહિ તો આ શોકથી તું મરીશ અને ત્હારી પાછળ અમે પણ મરીશું.' આ વચનો સાંભળી નિરુપાયે હું સ્તબ્ધ થઇ. પછી યથા સમયે તેમની ઉત્તરક્રિયા* યથાસ્થિત કરવામાં આવી. તેમની પાછળ પુષ્કળ દાન ધર્મ કરવામાં આવ્યો. ઘણાખરા લોકો એમ જ કહેવા લાગ્યા કે, 'આ ન્હાની ઉમ્મરની હોવા છતાં પોક્ત વિચારોની સ્ત્રી છે.' ક્રિયાકર્મ ઘણી સારી રીતે સંપન્ન કરવામાં આવ્યાં. પછીથી મ્હેં મ્હારાં નેત્રોનું શોકાશ્રુજળ માતાપિતાની નજરે પડવા દીધું નહિ. સઘળા કારકૂન અને નોકર ચાકરો ઉપર મ્હારો સંપૂર્ણ અધિકાર હતો. તેમને પોતાના માલિકના મૃત્યુનું દુઃખ મ્હેં લાગવા દીધું નહિ. જમાખરચ હું પોતે જ તપાસતી હતી. મ્હારે એક વર્ષ સુધી ઘરના ખુણામાંથી બ્હાર નીકળવાનું નહોતું તેથી હું ઘરમાં બેસી રહીને જ સર્વે પ્રકારની વ્યવસ્થા સાવધાનતાથી કરતી હતી; છતાં બ્હાર લોકો મ્હારે માટે શું બોલે છે તે વારંવાર મ્હારા સાંભ-

ળવામાં આવતું હતું. કેટલાંક માણસો એમ કહેતાં હતાં કે, 'આ પુરુષ કરતાં પણ વિશેષ કર્ત્તવ્ય પરાયણ સ્ત્રી છે. એના પતિના તથા સાસૂ સસરાના ભાગ્યમાં એનું સુખ ભોગવવાનું લખેલું નહિ હોય.' કેટલાંક માણસો એમ કહેતાં હતાં કે. 'આ તો આપણા ગામમાં એક રત્ન છે રત્ન ! આવી રીતે કોઈ મ્હારા ગુણની તો કોઈ મ્હારા રૂપની પ્રશંસા કરતું હતું. મ્હારાં માતાપિતા હમ્મેશાં મ્હારે ઘેર આવતાં હતાં. એક પ્રસંગે મ્હારા પિતાએ એકાન્તમાં મ્હને કહ્યું, ' સઘળાં માણસો ત્હારી પ્રશંસા કરે છે એ ત્હારા સાંભળવામાં આવી છે ને ? તું આવી રીતે જ કર્ત્તવ્યપરાયણ અને સ્વધર્મપરાયણ રહેજે. જો ત્હારા અને અમારા નામને કલંક લાગે એવું કોઈ દુષ્કૃત્ય ત્હારાથી થશે તો હું તને ક્ષમા આપી શકીશ નહિ–તથા પછીથી જગત્‌માં મ્હારું મ્હોં કોઇને બતાવીશ નહિ. વિધવા અબળા દુરાચાર કરે એના જેવું મહાપાપ વિશ્વસંસારમાં બીજું એક પણ નથી. મ્હારી માન્યતા પ્રમાણે તો એવું દુરાચરણ આચરવા કરતાં મૃત્યુ પામવું જ ઉત્તમ છે. જો તને મ્હારી જરૂર હોય તથા ત્હારો મ્હારાપર સહજ પણ પ્રેમ હોય તો તું નિષ્કલંક વર્તન રાખ.' આ વખતે મ્હારી માતા પાસે હતી. તેણે કહ્યું, 'તમે આ શું બોલો છો ? એના વર્તનમાં સહજ પણ દોષ દેખાય છે કે ? એ તો પોતાના સદ્વર્તનથી બીજાને ઉપદેશ આપે એવી સદ્દગુણશીલા છે.' પિતાજીએ કહ્યું, ' તું કહે છે તે યથાર્થ છે; પરંતુ એની યુવાવસ્થાનો આ સમય છે. ઘરમાં કોઈ વડિલ માણસ નથી. ગામમાં લબાડ લોકોની સંખ્યા વિશેષ છે. ક્યારે કેવી રીતે તેઓ એને ફસાવવાનો પ્રયત્ન કરશે એ કાંઇ ચોક્કસ નથી. તેથી એને પ્રથમથી સાવધાન કરી રાખવી એ આપણો ધર્મ છે. એક કવિએ કહ્યું છે કે,

**मूर्खश्च पुत्रो विधवा च कन्या विनाग्निना षट् च दहंति**

कार्यं ॥ આ વિધવા કન્યા એટલે સળગતી સઘડી છે. એનું આચરણ જો બગડે તો તેથી આપણુને બન્નેને કલંક લાગ્યા સિવાય રહે નહિ. કન્યા દુરાચરણી નીકળે છે તો તેના શ્વસુરપક્ષનાં માણસોને અપકીર્ત્તિનું કલંક લાગે છે; પરંતુ મુખ્યત્વે કરીને તેથી તેના પિયરપક્ષનાં માણસોની વિશેષ અપકીર્ત્તિ થાય છે. જો દુર્દૈવે કદાચ મ્હારાપર એવો પ્રસંગ આવશે તો હું આત્મહત્યા કરીશ.' માતાએ કહ્યું, 'એવા પ્રસંગે તમે આત્મહત્યા કરશો અને હું જીવતી રહીશ કે ? પરંતુ એને આવા શબ્દો કહી વિના કારણ દુઃખી શા માટે કરો છો ? એ પરપુરૂષની સાથે વાત સુદ્ધાં કરતી નથી.' પિતાજીએ ગંભીરતાથી કહ્યું. 'જો સાંભળ, હમણાં એનું વર્તન પ્રશંસનીય છે; પરંતુ તેથી આપણે તેને ઉપદેશ ન 'આપવો કે ? સ્ત્રીજાતિની બુદ્ધિને ભ્રષ્ટ થતાં વિશેષ વખત લાગતો નથી. વર્ષ દોઢ વર્ષ થયું છે. હવે ધીમે ધીમે એને ઘરમાંથી બ્હાર નીકળવું પડશે. કારભારી તેમ જ નોકર ચાકરો સાથે એને વાતચિત કરવી પડશે. વળી પેલા પ્રિયકાન્તની નજર એના ઉપર છે. એ વિદ્યાર્થીની વૃત્તિ ચંચળ થયેલી છે. એ બાલ્યાવસ્થાથી એના સહવાસમાં રહેલો છે. આપણે સુંદરનો વિવાહ એની સાથે કરવાનો વિચાર કર્યો હતો; પરંતુ એ વિચાર માંડી વાળેલો હોવાથી એને એ માટે ઘણું માઠું લાગ્યું છે. આમ હોવાથી તે હવે કદાચ સુંદરના પર કોઈ ખોટો પ્રસંગ લાવે તો તે બનવા જેવું છે.' જ્યારે આ વાતચિત ચાલતી હતી ત્યારે હું નીચું જોઇને રુદન કર્યા કરતી હતી; છેવટે માતાએ મ્હારાં નેત્રો સ્વચ્છ કર્યાં તથા પિતાજીને એ પ્રસંગે વિશેષમાં એક શબ્દ પણ નહિ બોલવાનો તેણે સંકેત કર્યો. પછી પિતાજી બ્હાર ચાલ્યા ગયા. માતા પણ મ્હારું થોડું સાંત્વન કરીને બ્હાર ચાલી ગઇ. મ્હારા પર કેવો

કઠિન પ્રસંગ આવેલો છે તેનો વિચાર કરતી હું જ્યાં બેઠી હતી ત્યાં જ બેસી રહી. હું વિચારવા લાગી કે, ' આ પ્રસંગમાંથી હું કેવી રીતે સ્વસંરક્ષણ કરી શકીશ ? મ્હારી આબરુનું રક્ષણ કેવી રીતે થશે ? મ્હારો એવો દૃઢ નિશ્ચય છે કે, કોઇ પણ રીતે હું ધર્મ વિરુદ્ધનું આચરણ આચરીશ નહિ. વિધવા સ્ત્રીઓએ કેવું વર્તન રાખવું જોઇએ તેનું ઉદાહરણ હું બીજી સ્ત્રીઓને દર્શાવીશ. એમ કરવાથી જ મ્હારી કેળવણીનું સારું પરિણામ આવેલું સમજી શકાય. હું પિતાજી પાસેથી ધર્મ શિક્ષણ મેળવી ચુકી છું તેથી જો હું ધર્મ વિરુદ્ધ વર્તું તો મ્હારા જેવી મહાપાપિણી બીજી કોણ ગણાય ? જે સ્ત્રીને શાસ્ત્રોપદેશના સમજ હોતી નથી, તેનાથી જો ક્વચિત્ અનાચાર થાય છે તો ઇશ્વિર તેને કદાચ ક્ષમા આપે છે; પરંતુ જે શાસ્ત્રને સમજે છે તે અનાચાર કરે છે તો તેને કદાપિ ઇશ્વર તરફથી ક્ષમા મળતી નથી.'

" મ્હારા મનમાં આવા વિચારો ચાલતા હતા. એવામાં એક નોકરે આવી મ્હારા શિરનામે પોષ્ટમાં આવેલો એક પત્ર લઈ આવી મ્હને આપ્યો. એ પત્ર ઉપર સુવાચ્ય અક્ષરે ' ખાનગી ' એવો શબ્દ લખેલો હતો. મ્હેં પત્રને આમ તેમ ફેરવી જોયો તો અક્ષરો મ્હારા પરિચિત હોય એમ મ્હને લાગ્યું નહિ. આશ્ચર્યનો વિષય તો એ હતો કે પત્ર ઉપર એજ ગામની છાપ હતી. મ્હારા પોતાના નામપર પૂર્વે આવો પત્ર કદાપિ આવ્યો નહોતો. મ્હેં એ પત્ર ખુલ્લો કરી વાંચી જોયો. તેમાં એવા આશયની હકીકત લખેલી હતી કે, ' ત્હારા જેવી સૌન્દર્ય-સંપન્ન નવયુવતી આ જીવનમાં મ્હારા જોવામાં આવી નથી. ત્હારા ત્રિભુવનને ભૂલાવે એવું દુર્લભ રૂપસૌન્દર્ય જોઈ હું દીવાનો બની ગયો છું. રાત્રિ દિવસ મ્હારા હૃદયમંદિરમાં ત્હારી મનમોહન મૂર્તિની સ્થાપના કરીને હું તેનું ધ્યાન ધર્યા કરું છું. ત્હારી તસ્વીર હું

મ્હારા જાકીટના અંદરના ખીસ્સામાં મ્હારા હૃદયપર રાખું છું. પ્રિયતમા! વૈધવ્યનું દારુણ દુઃખ નહિ ભોગવતાં તું મ્હારી ઇચ્છાને આધીન થા; જેથી મ્હારી અર્ધી સંપત્તિ સ્નેહપૂર્વક હું તને સમર્પણ કરીશ. જો તું મ્હારી ઇચ્છાનુસાર વર્તી મ્હને સુખી કરવાને ઇચ્છતી હોય તો મ્હારું નામ ત્હારા ઘરના પૂજારીને પૂછજે. એ તને મ્હારો પરિચય આપશે. આ ગુપ્ત વાત બ્હાર કોઇના જાણવામાં આવશે નહિ એવી તું ખાત્રી રાખજે. વિશેષ શું લખું?' એ પત્ર નીચે કોઇનું નામ નહોતું. 'લિ. દીવાનો પ્રેમિક' એટલા જ શબ્દો લખેલા હતા. પત્ર વાંચી હું સ્તબ્ધ બની ગઇ. મ્હેં વિષણ્ણવદને એ પત્ર મ્હારી પેટીમાં મૂક્યો તથા હું ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઈ. આઠેક દિવસ વીત્યા હશે એવામાં પાછો બીજો એક પત્ર આવ્યો. બીજા આઠેક દિવસ વીત્યા પછી ત્રીજો પત્ર આવ્યો. આવી રીતે એકંદરે ચાર પાંચ પત્રો આવ્યા. છેવટના પત્રમાં તેણે એમ લખ્યું હતું કે, 'જો આ પત્રનો મ્હને કાંઇ ઉત્તર નહિ મળે તો ત્હારું સ્મરણ કરતાં કરતાં હું મ્હારા પ્રાણનો ત્યાગ કરીશ! મ્હને નિરાશ કરવાથી તું મ્હારા મૂલ્યવાન્ માનવ જીવનની નાશકારિણી થઇશ એમ ચોક્કસ સમજજે. આ આત્મહત્યાનો દોષ ત્હારા શિરપર આવશે.' આ પત્ર વાંચ્યા પછી એ પત્ર લખનાર મૂર્ખાત્માની બુદ્ધિહીનતા માટે મ્હને ઘણું આશ્ચર્ય લાગ્યું; પરંતુ એ મૂર્ખમતિ કોણ છે એ પૂજારીને પૂછીને જાણવાનો મ્હેં વિચાર કર્યો. આવો વિચાર કરી મ્હેં પૂજારીને મ્હારી પાસે બોલાવ્યો.' તથા આવેલા પત્રોમાંનો એક પત્ર તેના હાથમાં આપીને પૂછ્યું, 'આ પત્ર કોણે લખ્યો છે?' પત્ર જોઇ હસીને પૂજારીએ કહ્યું, 'બાઇસાહેબ! આ વિષયપરત્વે હું કાંઈ જાણતો નથી.' પુનઃ મ્હેં તેને ધીરજ આપીને કહ્યું, 'જો ભયને

લીધે તું અસત્ય બોલતો હોય તો ત્હારે ભય રાખવાની જરૂર નથી. જે સત્ય હોય તે સ્પષ્ટતાથી કહે. એ માટે હું તને બિલ્કુલ દોષ દઇશ નહિ. પત્રલેખકે પોતાનો પરિચય તને પૂછવાથી જાણવામાં આવશે એવું પોતાના પ્રત્યેક પત્રમાં લખેલું હોવાથી તું તેને સારી રીતે પિછાનતો હોવો જોઇએ એ ચોક્કસ છે.' મ્હારાં આ વાક્યો સાંભળી ક્ષણ કાળ સૂધી સ્તબ્ધ રહ્યા પછી તેણે કહ્યું, 'બાઇસાહેબ! તમે આ વિષયની તપાસ ન કરો એવી જ મ્હારી ઇચ્છા છે; છતાં તમારો આગ્રહ હોય તો ખરી હકીકત કહેવામાં મ્હને હરકત નથી.' મ્હેં કહ્યું, 'તું નિર્ભયતાથી સત્ય હકીકત કહે.' પૂજારી કહેવા લાગ્યો, 'અત્યાર સૂધી તમારી પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવાનું મ્હને અનેક જણે કહ્યું છે; પરંતુ તમારો કડક સ્વભાવ તથા નીતિપૂર્વક વર્તવાનો નિશ્ચય હું સારી રીતે જાણતો હોવાથી તેઓએ તમારી પ્રાપ્તિનો વિચાર મ્હારા સમજાવવાથી પોતાના અંતરમાંથી દૂર કર્યો છે. એક નવયુવક તો તમને મેળવવામાં નિરાશ થવાથી વૈરાગી થયો છે, તથા હવે તે દેશપર્યટન કરવામાં જ પોતાનો કાળ પસાર કરે છે. એ નવયુવકનાં વૃદ્ધ માતા-પિતા પુત્રવિયોગથી શોકસાગરમાં નિમજ્જિત થઈ ગયાં છે. તેઓ એમ કહે છે કે, 'આ અવદશા ક્યાં પાપે આપણા ગામમાં આવી છે?! એને લીધે જ અમારો પુત્ર સંસારત્યાગી થયો છે. આમ હોવા છતાં હમણાં જે માણસે તમને પત્રો લખ્યા છે એ ઘણો આગ્રહી, દૃઢનિશ્ચયી અને દીર્ઘદ્વેષી છે. તે અત્રે જ હાલના કારભારી તરીકે કામ કરે છે. 'જો તું આટલું કાર્ય કરીશ તો જીવનપર્યંતને માટે હું ત્હારું દરિદ્રતાનું દુઃખ દૂર કરીશ.' એવા આશયનાં પુષ્કળ અભિવચનો તેણે મ્હને આપ્યાં છે; છતાં તેની આશાનો અંકુર ફુટે કિંવા તેની ઉત્તેજનાને ઉત્તેજન મળે એવો એક પણ શબ્દ હજી સૂધી મ્હેં તેને

કર્યો નથી. મ્હેં તેને આ નાદ છોડી દેવા માટે ઘણી વખત કહ્યું છે; પરંતુ મ્હારું કહેવું તેણે સાંભળ્યું નથી. છેવટે તે આટલે સુધી વાત લાવ્યો છે. આમાં મ્હારો કાંઇ દોષ નથી; પછી તમને જે લાગે તે ખરું.' પૂજારીનાં આ વાક્યો સાંભળી મ્હેં તેને કહ્યું, 'જો તું જે કહે છે તે ખરું હોય તો ત્હારો કાંઇ દોષ નથી. તું ફરી એક વખત તેની પાસે જઇને તેને કહે કે, 'ત્હારા સઘળા પત્રો યથાસમયે પહોંચ્યા છે; પરંતુ પરસ્ત્રીનો વિચાર કરવાથી રાવણ જેવા સમ્રાટ્‌ને પણ કેટલું બધું કષ્ટ ભોગવવું પડયું છે તેનો વિચાર કરીને તું આ નાદ છોડી દે. કીચક, દુર્યોધન વગેરે સત્તાધીશો પરદારાનો પ્રણય પ્રાપ્ત કરવા જતાં કેટલું બધું કષ્ટ પામ્યા છે તેની ત્હારે કલ્પના કરી જોવાની જરૂર છે. તું કદાચ એમ સમજતો હોઇશ કે, મ્હારા પતિદેવતા પરલોકવાસી થયેલા હોવાથી મ્હને કોઇનો આધાર નથી; પરંતુ જે મહાપ્રભુએ કૌરવોની સભામાં દેવી દ્રૌપદીની લજ્જાનું રક્ષણ કર્યું હતું તે જ મહાપ્રભુ સઘળી સતી સ્ત્રીઓની લજ્જાનું રક્ષણ કરનાર છે. એ પરમકૃપાળુ કિરતારપર મ્હારો પૂર્ણ વિશ્વાસ છે. હું ત્હારે તો શું પરંતુ પ્રત્યક્ષ ઇંદ્ર આવે તો પણ તેને સ્વાધીન થનાર નથી. આમ હોવા છતાં જો તું જાણી જોઇને આત્મહત્યા કરીશ અથવા ત્હારા જીવનનો નાશ કરીશ તો તેનો સહજ પણ દોષ મ્હને લાગનાર નથી. ત્હારા પાપનો ઘડો ભરાઈ ગયેલો હશે તેથી જ આત્મહત્યા કરવાનો નિંદ્ય વિચાર તને સૂઝયો છે. આથી વિશેષ હું શું કહું? નમ્રતાપૂર્વક હું તને આ જે હકીકત કહેવડાવું છું તે માન્ય કરવાની મ્હારી નમ્ર પ્રાર્થના છે.' મ્હારું આ ભાષણ સાંભળી પૂજારી ગુપચુપ ચાલ્યો ગયો. તે ગયો ત્યારે તેના મુખમંડળપર નિરાશાની છાયા છવાઇ ગયેલી મ્હારા જોવામાં આવી. પૂજારી જો કે ચાલ્યો ગયો; પરંતુ તે

ગયો એટલે તરત જ મ્હારું મન ચંચળ અને ઉદ્વિગ્ન થઇ ગયું. હું મ્હારા મન સાથે વિચાર કરવા લાગી કે, 'મ્હારો આ સંદેશો સાંભળી તે સ્વસ્થતાથી બેસી રહેશે તો ઠીક છે; પરંતુ જો તે આત્મહત્યા કરશે તો તેનો જીવ જવામાં અંશતઃ પણ હું કારણરૂપ થઈ પડીશને? વિશ્વસંસારમાં કેટલા બધા મૂર્ખ લોકો છે! પોતાને પ્રાપ્ત ન થઇ શકે એવી વસ્તુની ઇચ્છા કરીને તેઓ માત્ર સંસારનો જ નહિ; પરંતુ પોતાના પ્રાણનો સુદ્ધાં ત્યાગ કરે છે. મ્હને મેળવવાનો પ્રયત્ન ઘણા પુરુષોએ કર્યો છે એમ પૂજારીના કહેવાથી હું જાણી શકી છું. એ સર્વના અંતરને અસ્વસ્થ કરવાના કારણરૂપ હું જ થઈ છું ને? એક વૈરાગી કિંવા દેશત્યાગી થયો છે ત્યારે બીજો મૂર્ખ આત્મહત્યા કરવાને તૈયાર થયો છે. બીજાઓની કેવી સ્થિતિ હશે એ તો ઇશ્વર જાણે! ઇશ્વરે મ્હને શા માટે આટલું બધું સૌન્દર્ય આપ્યું? જે વસ્તુ ઉપભોગમાં આવવાની નથી એવી સેંકડો વસ્તુઓ ઇશ્વર ઉત્પન્ન કરી તેનાથી બીજાને દુઃખી શા માટે કરે છે? મ્હારા જે સ્તનોનું દર્શન કરવાની અનેક કામી પુરુષો ઇચ્છા ધરાવે છે એ સ્તનોનો હવે મ્હને શો ઉપયોગ છે? જે વૈધવ્ય સ્થિતિ ઇશ્વરે મ્હને આપી છે તે મ્હારે જીવનપર્યંત ભોગવવી જોઇએ એવું મહાન્ શાસ્ત્રીઓ સુદ્ધાં કહે છે, અને એ જ જ્યારે યથાર્થ નીતિ છે ત્યારે પછી હવે મ્હારા આ સ્તનમાં દુગ્ધોત્પત્તિ થવાનો સંભવ છે કે? નીતિથી વર્તવું એ પરમેશ્વરને માન્ય છે; છતાં એ પરમેશ્વરે મ્હને નિરુપયોગી સ્તન શા માટે આપ્યા? જે સ્ત્રીને બાળબચ્ચાં હોય છે તેને સ્તનની આવશ્યકતા છે; પરંતુ વંધ્યા સ્ત્રીઓને તથા વિધવા સ્ત્રીઓને સ્તનની શી જરૂર છે? વળી હું માત્ર સ્તન સંબંધીનો જ વિચાર શા માટે કરું છું? મ્હારા જેવી સ્ત્રીને ગર્ભાશય પણ શા માટે આપ્યું છે? વિધવા થયા પછી સ્ત્રીજાતિની

કામવાસનાનો નાશ કેમ થતો નથી? જે મનુષ્યનો જીવ લઈ શકે છે તેનામાં મનુષ્યની કામવાસનાનો વિનાશ કરવાની શક્તિ નથી કે? નીતિસંરક્ષણની આ ખટપટ શા માટે કરવામાં આવી છે? પતિના મૃત્યુ પછી સ્ત્રીઓએ સુંદર વસ્ત્રાલંકારો પહેરવા નહિ, મસ્તકપર કેશ-કલાપ રાખવો નહિ વગેરે ઘણી જાતના બાહ્ય નિયમો કરવામાં આવ્યા છે; પરંતુ તેથી નીતિસંરક્ષણ થાય છે કે? કચરાની પેટીમાંથી તરતનાં જન્મેલાં બાળકો ઘણી વખતે મળી આવે છે તેનું સત્ય કારણ શું હોય છે? પતિની પાછળ પાપાચરણ આચરી કેટલી સ્ત્રીઓ જાતિ-ભ્રષ્ટ થાય છે, કેટલી સ્ત્રીઓ પોતાની સગર્ભાવસ્થા છુપાવવા માટે આત્મહત્યા કરે છે? કેટલી સ્ત્રીઓ વિદેશમાં જઇ પોતાનાં નવજાત બાળકોને મારી નાખી પોતાની વૈધવ્ય સ્થિતિપર આવતા કલંકને દૂર કરવાનો પ્રયત્ન કરે છે? આટલી બધી પંચાતની શી જરૂર હતી? પતિના મૃત્યુ પછી જો તેની પત્નીના રૂપસૌન્દર્યનો નાશ થતો હોત તથા તેની કામવાસના નષ્ટ થતી હોત તો આવા પાપપૂર્ણ બનાવો બનવાનો સંભવ રહેત ખરો કે? શું, આ ઉપરથી ઇશ્વરને મૂર્ખ કહેવો? ના ના—ઇશ્વરને મૂર્ખ કહેવો એ બુદ્ધિહીનતા છે. વનસ્પતિના અને જીવજાતિના પોષણની પરમકૃપાળુ પરમાત્માએ જે વ્યવસ્થા કરી છે તેનું જો લક્ષપૂર્વક અવલોકન કરવામાં આવે તો પરમાત્માના અદ્દ્ભુત ચાતુર્ય, અતર્ક્ય કર્તૃત્વ વગેરેના પરિચયથી અંતઃકરણ સ્તબ્ધ થઇ ગયા સિવાય રહે નહિ. તેણે આ જે સ્તન અને ગર્ભાશયાદિ અવયવો સ્ત્રીજાતિને આપેલા છે તેનો વિધવા થયા પછી નાશ થતો નથી તેથી વર્તમાનકાળમાં વિધવાઓ તરફ લોકો જેવું આચરણ આચરે છે—જેવો જુલ્મ ગુજારે છે તેવો જુલ્મ તેમણે ગુજારવો એવો કાંઇ પરમાત્માનો હેતુ નથી. એ કેવળ સમાજનો જ

જુલ્મ છે. એ જુલ્મને લીધે જ બાળહત્યા, આત્મહત્યા વગેરે થાય છે અને અમારા જેવી સ્ત્રીઓના અવયવો તેમ જ ઇન્દ્રિયો વ્યર્થ થઇ પડે છે એમાં કાંઇ સંશય નથી. અંગ્રેજ સરકારે દયાળુપણાનું કારણ દર્શાવી સતી થવાનો રિવાજ બંધ કર્યો; છતાં એ કાર્યનો તેમણે સંપૂર્ણ વિચાર કર્યો હોય એમ મ્હને લાગતું નથી. હવે સરકાર કોઇ પણ સ્ત્રીને સતી થવા દેતા નથી. બીજી તરફથી લોક એમ કહે છે કે, 'સાવધાન રહો. જો વાંકો પગ પડશે તો જાત તથા આબરૂ જશે.' માબાપ એમ કહે છે કે, 'જો ત્હારા આચરણથી અમને કલંક લાગશે તો અમે અમારા જીવનનો તત્કાળ ત્યાગ કરીશું.' આમ છતાં સરકાર અને લોક એવો વિચાર કરતા નથી કે, સ્ત્રીઓએ આવી સ્થિતિમાં કેવી રીતે રહેવું? મ્હારી વાત જૂદી છે. મ્હારાપર એવો કોઇ પ્રસંગ આવી પડેલો નથી; પરંતુ જે માતા પોતાની વિધવા કન્યાને એમ કહે છે કે, 'ત્હારાપર ભયંકર દુઃખ આવી પડ્યું છે. ઇશ્વરેચ્છા આગળ એકે ઉપાય નથી. બ્રહ્મચર્યવ્રત પ્રમાણે ત્હારે ધીરજથી દિવસો પસાર કરવા જોઇએ.' એ જ માતા પોતાની તરૂણ વિધવા કન્યાને એક ઓરડીમાં સૂવાડી રાત્રિના દશ વાગતાં ન વાગતાંમાં પોતાના પતિ પાસે જઇને શયન કરે એ શું વ્યાજબી છે કે? સઘળાં જોડાં પોતપોતાના શયનગૃહમાં જઇને આનન્દમાં કાળક્રમણ કરતાં હોય એવા સમયે એક ઓરડીમાં પડી રહેલી એકલી વિધવા તરૂણીના અંતરમાં કેવા વિચારો ચાલતા હોવા જોઇએ? તેને પોતાના જીવન માટે આવી સ્થિતિમાં તિરસ્કાર ન ઉત્પન્ન થાય કે? મ્હારા જેવી મનોનિગ્રહી અને શાસ્ત્રોપદેશને સમજનારી વિધવાઓની સંખ્યા ઘણી થોડી છે. સગર્ભાવસ્થાના ભયને લીધે જ ઘણી ખરી વિધવાઓ પતિવ્રતાનો ધર્મ પાળે છે. તેમાં પણ વળી જે વિ-

ધવા સ્ત્રીઓની પાછળ દુષ્ટ લોક પોતાની વિષયવાસના પૂર્ણ કરવાના નીચ વિચારથી લાગેલા હોય છે એવી સ્ત્રીઓને પાપાચારમાં પ્રવૃત્ત થતાં કેટલો વિલંબ લાગે છે ?! વળી પાપ કોઈ દિવસ ગુપ્ત રહેતું નથી. કાળક્રમે પાપનો સ્ફોટ અવશ્ય થાય છે અને તેમ થતાં એવી દુરાચારિણી સ્ત્રીઓ માટે આત્મહત્યા સિવાય બીજો કયો માર્ગ બાકી રહે છે ? એવી સ્થિતિમાં જે સ્ત્રી આત્મહત્યા કરે છે તે જ લોકનિન્દાના ભયથી મુક્ત થઈ શકે છે. સ્ત્રીજાતિપર આ કેટલો બધો જુલ્મ છે ? સઘળી સ્ત્રીઓમાં મ્હારા જેટલું નૈતિક બળ ક્યાંથી હોઈ શકે ? મ્હારો તો ધર્મમાર્ગપર રહેવાનો દૃઢ નિશ્ચય જ હતો; છતાં આ સઘળી હકીકત પ્રાસંગિક હોવાથી અત્રે મ્હેં તેનું વિવેચન કર્યું છે. પૂજારી ચાલ્યો ગયો એટલે હું મ્હારા નિત્યકાર્યમાં પ્રવૃત્ત થઇ. એ પૂજારી તેની ઓરડીમાં જઇને થોડા સમય સૂધી ચિંતાતુર સ્થિતિમાં બેસી રહ્યો. પછી સંધ્યાકાળના અરસામાં તે કારભારી પાસે ગયો, તથા મ્હારો સંદેશો તેણે તેને કહી સંભળાવ્યો. મ્હારો સંદેશો સાંભળી પૂજારી સમક્ષ તે એવું બોલ્યો કે, 'ઠીક છે; શી ચિંતા છે ? એ એનું બ્રહ્મચર્યવ્રત કેવી રીતે પાળી શકે છે તે હું હવે જોઇશ.' તેના આ શબ્દો પૂજારીએ મ્હને કહી સંભળાવ્યા. એ સમયથી હું વિશેષ સાવધાનતાથી મ્હારા દિવસો પસાર કરવા લાગી. પછી પંદરેક દિવસ વીત્યા હશે એવામાં મ્હારા મકાનને આગ લાગી, તથા હું બીજું એક નવીન મકાન વેચાણ રાખી તેમાં જઇને રહી. ત્યાર પછી બે ત્રણ મહિના સૂધી કાંઇ જાણવા જેવો બનાવ બન્યો નહિ. ત્રીજે મહિને પ્રત્યેક વખતની માફક નિયમિત સમયે હું દૂર બેઠી નહિ. એ સાથે મ્હારી પ્રકૃતિમાં પણ એવું પરિવર્તન થઈ ગયું કે, મ્હને શું થાય છે તેનો નિર્ણય સુદ્ધાં હું કરી શકી નહિ. એ પ્રસંગે હું રજ-

સ્વળા કેમ થઇ નહિ? આપોઆપ એવી રીતે એકાદ વખત અટકાવ બંધ થઇ જાય છે કે કેમ એ વિશે મ્હેં મ્હારા ઘરમાં રહેતી એક વૃદ્ધ સ્ત્રીને પૂછ્યું. એ વૃદ્ધ સ્ત્રીએ કહ્યું, 'ગર્ભાશયમાં જો કોઈ પણ પ્રકારનો ગંભીર રોગ થાય છે તો જ રજોદર્શન બંધ થઇ જાય છે. ગર્ભાશયનો એક રોગ તો એટલો બધો ગંભીર છે કે, તેથી સગર્ભાવસ્થાની માફક પેટ ફુલી જાય છે, અને ઉપલક દૃષ્ટિથી જોનારને એ રોગિણી સ્ત્રી સગર્ભા હોય એવોજ ભાસ થાય છે. વળી એ રોગવાળી સ્ત્રી જો દૈવયોગે વિધવા હોય છે તો લોકમાં તેની નિન્દાનો પણ આરંભ થાય છે; છતાં દશ બાર મહિના સુધી પ્રસૂતિ થતી નથી એટલે તેને રોગજ લાગુ પડેલો છે એમ સર્વ જાણી શકે છે. હોશિયાર વૈદ્ય આરંભકાળમાં જ એ રોગની પરીક્ષા કરી શકે છે.' પછીથી મ્હેં એક વૃદ્ધ વૈદ્યને બોલાવી મંગાવ્યો. તથા તેને મ્હેં મ્હારી પ્રકૃતિ બતાવી. પ્રકૃતિની ચિકિત્સા કરી તેણે સ્પષ્ટતાથી એમ કહ્યું કે, 'આ રોગ નથી પરંતુ સગર્ભાવસ્થા છે.' તત્કાળ મ્હેં એ વૈદ્યના ચરણોને સ્પર્શ કરીને ગદ્‌ગદ કંઠે કહ્યું, 'મહાશય! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આજ સુધીમાં મ્હેં કોઈ પણ પ્રકારે પાપાચરણ આચર્યું નથી.' વૈદ્યે કહ્યું, 'શું છે અને શું નહિ એ તમે જાણો; પરંતુ હું ખાત્રીપૂર્વક કહું છું કે, આ સગર્ભાવસ્થાનાં લક્ષણ છે. જો મ્હારી આ ચિકિત્સા ખોટી ઠરશે તો હું મ્હારા આ વૈદ્યકીય વ્યવસાયનો ત્યાગ કરીશ.' વૈદ્યનાં આ વચનો સાંભળવામાં આવતાં મ્હારા અંતરાત્માની સ્થિતિ કેવી થઇ ગઈ હશે એની કલ્પના તમે જ કરી જુઓ. રાત્રિ દિવસ હું ચિંતાક્રાંત રહેવા લાગી. કોઇ પણ પ્રકારના કાર્યવ્યવસાયમાં મ્હારું ચિત્ત લાગતું નહોતું. પહેલાં હિસાબ તપાસવાનું કામ હું નિત્ય નિયમિત રીતે કરતી હતી; પરંતુ હવે આઠ આઠ દશ દશ

દિવસ સુધી એ કાર્ય પણ બનતું નહોતું. ત્રણ વખત રજોદર્શન થયું નહિ ત્યાં સુધી મ્હારા મનમાં એવી શંકા હતી કે કદાચ વૈદ્યનું કહેવું ખોટું ઠરશે; પરંતુ કાળક્રમે મ્હારી એ અમૂલક શંકા દૂર થઇ ગઇ, તથા એ મહા અનુભવી વૈદ્યના કહેવા પ્રમાણે હું સગર્ભા થયેલી છું એવી મ્હારી ખાત્રી થઇ ગઇ. મ્હને વારંવાર ઉલટી થવા લાગી. અન્ન ઉપરથી મ્હારી રુચિ ઉઠી ગઇ. સ્તનમાં દુગ્ધ જેવો ચીકાશ-વાળો પદાર્થ ઉત્પન્ન થવા લાગ્યો. ચાર સ્હાડાચાર મહિના થયા પછી ગર્ભના ચલનનો પણ મ્હને ભાસ થયો. હવે હું ઘણી ગભરાઇ ગઈ. હવે કોઈ પણ રીતે મ્હારી આબરુનું રક્ષણ થશે નહિ એવો મહાન્ ભય મ્હને ઉપજ્યો. મ્હેં વિચાર્યું કે, આવી સ્થિતિમાં ગામમાં રહેવામાં કલ્યાણ નથી; તેથી તીર્થયાત્રાનું નિમિત્ત દર્શાવી એ વિશ્વાસુ વૃદ્ધ દાસીઓની સાથે હું નાશિકમાં જઇને રહેવા લાગી. મ્હેં વિચાર્યું કે, દેવ, ગંધર્વ, પિશાચ એવી જે જાતિ છે કે જે ગમે ત્યારે ગુપ્ત અને પ્રકટ રહી શકે છે તેને લીધે જ મ્હારી આવી સ્થિતિ થયેલી હશે; પરંતુ પાછો મ્હારા મનમાં એવો વિચાર ઉપજ્યો કે, વર્ત્તમાનકાળમાં એવું બને એ શું સંભવિત છે? આમ છતાં જો એ દેવ, ગંધર્વાદિનું કાર્ય હશે તો તેઓ આકાશવાણિ કરી મ્હારા શિરપરનું કલંક દૂર કરશે. હું વિશ્વસંસારમાં ઉજ્વળ મુખથી ફરી શકીશ અને દૈવી બનાવ હશે તો હું પુત્રમુખનું દર્શન સુદ્ધાં કરી શકીશ. મ્હારા પતિનો મ્હારાપર સંપૂર્ણ પ્રેમ હતો. તેમની સંસારસુખની વાસના તૃપ્ત થઈ નહોતી. પિશાચરૂપે તેમણે જ આવી કદાચ ગર્ભસ્થાપના કરી હશે! વળી થોડા સમય પછી હું એમ વિચારવા લાગી કે, સભ્ય સમાજમાં આ સઘળી હકીકત કોઇ સાચી માનશે કે? આ સઘળી ખોટી હકીકત છે એમ જ લોકોને લાગશે. અરેરે! મ્હારા કપાળમાં મહાન્ કલંક લાગ્યું. પરોપકારનાં કાર્યોમાં

દ્રવ્ય ખરચી આયુષ્ય વીતાડવાનો તથા સદાચરણ આચરી કીર્ત્તિ મેળવવાનો મ્હેં જે નિશ્ચય કર્યો હતો તે વૃથા થઇ પડયો. જો આ વાર્ત્તા માતાપિતાના જાણવામાં આવશે તો તેઓ પ્રાણ ત્યાગશે. આવી સ્થિતિમાં શું કરવું એ ગંભીર પ્રશ્ન મ્હારા મનમાં ઉત્પન્ન થયો. નાશિકમાં મ્હારી સાથે બે વિશ્વાસપાત્ર દાસીઓ જ આવેલી હતી. ચિંતાતુર સ્થિતિમાં નાશિકમાં થોડા દિવસ પસાર થઈ ગયા એવામાં એક દિવસે કુટિલ કારભારી મ્હારી પાસે આવી પહોંચ્યો, તથા એકાન્ત મળતાં તેણે મ્હને કહ્યું, 'સુંદરિ! હવે શોકસંતાપ કરવાથી શું ફળ છે? ત્હારી પવિત્રતાનો હવે નાશ થઇ ગયો છે તેથી તું મ્હારી ઇચ્છા પૂર્ણ કર.' આ શબ્દોના ઉત્તરમાં તિરસ્કારભાવ દર્શાવતાં મ્હેં તેને કહ્યું, 'નરપિશાચ! જ્ઞાનપૂર્વક મ્હેં કોઇ પણ પાપકર્મ કર્યું નથી એ ઇશ્વર સારી રીતે જાણે છે; છતાં ઇશ્વરે જ મ્હારા કપાળમાં કલંક લગાડયું છે ત્યારે પછી હું આત્મહત્યા કરી લોકનિન્દાના ભયમાંથી મુક્ત થઇશ. ત્હારી ઇચ્છા હું કદાપિ પૂર્ણ કરી શકનાર નથી. પ્રાણાંતે પણ હું મ્હારા ધર્મનો ત્યાગ કરી શકનાર નથી.' મ્હારા આ શબ્દો સાંભળી એ પાપાત્માએ કહ્યું, 'સુંદરિ! ત્હારી આવી સ્થિતિ કોણે કરી છે તે હવે હું તને જણાવવું વ્યાજબી ધારું છું. ત્હેં જ્યારે મ્હારી ઇચ્છા પૂર્ણ કરવાની સ્પષ્ટતાથી ના પાડી ત્યારે મ્હેં નિરાશ નહિ થતાં ત્હારા મકાનને બાળી ભસ્મીભૂત કરી નાખ્યું. પછી તું જે મકાનમાં જઇને રહી એ મકાનમાં પ્રવેશ કરવાનો એક ગુપ્ત માર્ગ હતો. એ નવીન મકાનમાં ત્હારા શયનગૃહમાં તું એકલી જ સૂઇ રહેતી હતી. મધ્યરાત્રિ થતાં ગુપ્ત માર્ગથી હું ત્હારી પાસે આવી તને કલૉરોફૉર્મના ઔષધથી બેહોશ બનાવી દઇ હું મ્હારી વાસના પરિતૃપ્ત કરતો હતો. આમ હોવાથી જ ત્હારી આવી સ્થિતિ થયેલી છે. હવે

કહે જોઇએ કે તું મ્હારો સ્વીકાર કરે છે કે નહિ?' એ દુરાચારી દુષ્ટનાં આ વચનો સાંભળવામાં આવતાં મ્હારા મસ્તકપર જાણે કે વજ્રાઘાત થયો. મ્હેં એ પાપીનો અત્યંત તિરસ્કાર કરીને તેને મ્હારી પાસેથી કાઢી મૂકયો, અને ધીમે ધીમે મ્હારી સ્થિતિ એવી થઈ ગઈ કે હું થોડા કાળ માટે બેહોશ બની ગઇ. એ રાત્રે મ્હને બિલ્કુલ નિદ્રા આવી નહિ. શય્યામાં પડી પડી હું મ્હારી ભાગ્યદેવીની ભયંકરતાની ચિંતા કરવા લાગી. ઘેર જવાનો માર્ગ હવે મ્હારે માટે ખુલ્લો રહ્યો નહોતો. મ્હારી સાથેની બન્ને વિશ્વાસુ દાસીઓને મ્હેં ઉપરની સઘળી હકીકત કહી સંભળાવી. તેમણે મ્હને આત્મહત્યા નહિ કરવાનો ઉપદેશ આપ્યો. છેવટે પ્રસવકાળ સુધી હું નાશિકમાં જ રહી. નવમા મહિને મ્હેં નાશિકમાં જ એક મૃતપુત્રને જન્મ આપ્યો. જો એ પ્રસંગે મ્હારા જીવનનો અંત આવી ગયો હોત તો મ્હને ભવિષ્યની ચિંતા કરવાની જરૂર રહેત નહિ. અમારા કુટિલ કારભારીએ ગામમાં જઇ ઇર્ષ્યાબુદ્ધિથી ગામમાં મ્હારા કલંકની રટના કરેલી હોવાથી ત્યાં જવાનો વિચાર મ્હેં માંડી વાળ્યો. સુવાવડ વખતે મ્હારી બન્ને દાસીઓએ ઘણી સારી સારવાર કરી. પ્રકૃતિ સ્વસ્થ થયા પછી એક સદાશય ગૃહસ્થે મ્હારી આત્મકથા જાણવામાં આવતાં સહાનુભૂતિ દર્શાવી મ્હને આ 'અબળોન્નતિમંદિર'માં નામ બદલી રહેવાની સલાહ આપી. છેવટે તેમની લાગવગથી જ હું અત્રે આવી આશ્રય મેળવી શકી છું. તથા લોકનિન્દાના ભયને લીધે જ મ્હેં મ્હારું ખરું નામ બદલી નવું મોહિની નામ ધારણ કર્યું છે. અત્રે હું મ્હારું અવશિષ્ટ આયુષ્ય સુખે દુઃખે પસાર કરીશ. માતાપિતા કેવી હાલતમાં છે એ સંબંધી હું સર્વથા અજ્ઞાત છું. જે દાસીઓએ નાશિકક્ષેત્રમાં મ્હારા દુઃખના પ્રસંગે મ્હને મદદ કરી હતી તેમને મ્હેં તેમની સેવાનો ઘણો સારો પુરસ્કાર આપ્યો

છે. બ્હેન ! આ અભાગિનીની આત્મકથા હવે સંપૂર્ણ થાય છે."

મોહિનીની આત્મકથા સાંભળી મધુએ કહ્યું:-" બ્હેન ! અબળા-જાતિને સંસારમાં દુઃખ વેઠવા માટે જ ઈશ્વરે ઉત્પન્ન કરી હોય એમ લાગે છે. તમારી હૃદયભેદક આત્મકથા સાંભળી હું મ્હારું દુઃખ ભૂલી જાઉં છું. તમે જ્યારે તમારી અત્યંત ગુપ્ત આત્મકથા મ્હને કહી સંભળાવી છે ત્યારે હવે હું મ્હારી જીવનકથા તમને કહી સંભળાવું છું."

આમ કહી મધુએ પોતાની જીવનકથા અથથી ઇતિ સુધી મોહિનીને કહી સંભળાવી અને પછી વખત થવાથી બન્ને જણીઓ જમવા માટે ચાલી ગઈ.

## પ્રકરણ ૧૬ મું.

### સરિતા-સમાધિ.

કપટજાળ બિછાવી બદમાશ માણસો લિલિયનને નાટયશાળામાંથી ઉપાડી એક હૉટેલ પાસે લઇ ગયા હતા. રાત્રિ અંધાકારમયી હતી. હૉટેલમાં પ્રકાશનું એકકે ચિહ્ન નહોતું. હૉટેલનાં માણસો ઘણા સમયથી નિદ્રાધીન થઇ ગયાં હતાં; માત્ર હૉટેલના નીચેના ભાગમાં આવેલું એક ડહેલું ઉઘાડું હોઇ તેના એક ખુણામાં એક ક્ષીણ પ્રકાશવાળો દીપક સળગતો હતો. ગાડી હૉટેલ પાસે ઉભી રહી એટલે એક અશ્વરક્ષકે આવી બન્ને શ્રમિત થઇ ગયેલા ઘોડાઓને છુટા કર્યા, તથા બીજા બે ઘોડા લાવી તેણે ગાડીને જોડી દીધા.

લિલિયને ગાડીમાંથી ડોકીઉં કરીને જોયું તો તેણે એક બળવાન્ વ્યક્તિને થોડે દૂર ઉભી રહી ધૂમ્રપાન કરતી જોઈ. એ વ્યક્તિ બીજી

કોઈ નહિ; પરંતુ વિષયલંપટ કાઉન્ટ ફ્રેડરિક હતો. લિલિયન તેને ઓળખી શકી નહિ. કાઉન્ટ તરફ જોઇ ગદ્દગદ્દ કંઠે તેણે કહ્યું:– "મહાશય! કહો જોઇએ કે, આપનો શો વિચાર છે? હે ઇશ્વર! આ સઘળા રહસ્યનો શો અર્થ છે તે હું સમજી શકતી નથી."

કાઉન્ટ લિલિયનનાં આ વાક્યો સાંભળી તેની પાસે આવ્યો. તેણે માથાપરની ટોપી એવી રીતે પહેરી હતી કે તેનું કપાળ ઢંકાઇ ગયેલું હતું. આમ હોવાથી દિવસે પણ તેને ઓળખવાનું કાર્ય મુશ્કેલીભર્યું હતું. તેણે હસતાં હસતાં મૃદુસ્વરે કહ્યું:–"સુંદરિ! આર્ત્તનાદ કિંવા રુદન કરીને ત્હારા આ મુખમંડળના શોભાસૌન્દર્યનો નાશ નહિ કરવાની હું તને વિનંતિ કરું છું. તું બિલકુલ ચિંતા કરીશ નહિ. મિ૦ સ્મિથ ઉપર કોઇ પણ પ્રકારનું સંકટ આવી પડ્યું નથી. એ બધું અમારું જ કારસ્થાન છે. મ્હારા જાણવા પ્રમાણે મિ૦ સ્મિથ મઝામાં છે."

"શું તેમનાપર કાંઇ સંકટ આવી પડ્યું નથી? ત્યારે તેમની ભગિનીએ આવો પત્ર કેમ લખ્યો છે?"

"ના ના–એ વિશે તું કાંઇ ચિંતા કરીશ નહિ. એ પત્ર પણ અમારી બુદ્ધિનું જ પરિણામ છે."

લિલિયન કાઉન્ટના આ શબ્દોના ઉત્તરમાં કાંઇ કહે તે પહેલાંજ ગાડી ઝડપથી ચાલવા લાગી. અંતે મધ્યરાત્રિના અરસામાં એક જીર્ણ મકાન પાસે જઇને ગાડી ઉભી રહી. એ જીર્ણ મકાન જોતાં પ્રાચીનકાળમાં તે બદમાશ લોકોના નિવાસસ્થાન તરીકે ઉપયોગમાં આવેલી હોય એવો ભાસ થતો હતો.

કાઉન્ટે આવી ગાડીનું દ્વાર ઉઘાડી લિલિયનનો હાથ પકડી તેને નીચે ઉતારી. એ રાત્રે બનેલા બનાવથી અભાગિનીનું શરીર તથા મન

અવસન્ન બની ગયું હતું. ગાડીમાંથી નીચે ઉતરી તે વાયુથી ધ્રુજતી પુષ્પલતાની માફક થરથર ધ્રુજવા લાગી. ધ્રુજતાં ધ્રુજતાં તે જમીન-દોસ્ત થઇ જવાની સ્થિતિમાં હતી એવામાં કાઉન્ટે તેને પકડી રાખી. ભયથી વિહ્વળ બની જઇને લિલિયને કહ્યું:-"હું ક્યાં છું? મ્હને આવા ભયંકર સ્થળે શા માટે લાવવામાં આવી છે?"

"ધીરજ ધર-સુંદરી ધીરજ ધર. થોડા સમય પછી સઘળું તું જાણી શકીશ. હમણાં તું મ્હને કાંઈ પૂછીશ નહિ!" કાઉન્ટે નમ્ર-સ્વરે આ શબ્દો ઉચ્ચાર્યા. છતાં લિલિયનનું અસ્વસ્થ ચિત્ત કોઈ પણ રીતે સ્વસ્થ થયું નહિ. દારુણ ભયથી અભાગિની હૃદયવિદારક આક્રંદ કરવા લાગી. આ સમયે કાઉન્ટ તેની સાથે વિવિધ પ્રકારે પ્રેમ સંભાષણ કરવા લાગ્યો. તેણે સ્વગત વિચાર્યું:-"શિકાર જ્યારે જાળમાં સપડાયો છે ત્યારે હવે તેને સહેલાઇથી છોડી દેવો એ વ્યાજબી નથી." લિલિયન પણ સમજી શકી કે, તેના શિર ઉપર ગંભીર સંકટ આવી પડ્યું છે. આવી અસહાય સ્થિતિમાંથી ઉદ્ધાર થવાનો બિલ્કુલ સંભવ નથી! અબળા બાળા પ્રત્યેક ક્ષણે એક પ્રકારની ભયંકર વિપદ્‌ની આશંકા કરતી હતી.

સંકટમાં સપડાવા છતાં લિલિયનનો એવો દૃઢ વિશ્વાસ હતો કે, આ સંસારમાં સતીત્વ ધર્મનો પ્રભાવ સઘળી પાશવ શક્તિનો પરાજય કરી શકે છે. સંકટસાગરમાં અભાગિનીને માત્ર આટલો જ ઉદ્ધારનો ભરોસો હતો!

કાઉન્ટ પાસેથી થોડે દૂર ખસી જઇ, સાહસનો સંચય કરી ઘણા ગર્વથી લિલિયને કહ્યું:-"શા માટે મ્હને અહીં લઇ આવ્યા છો? મ્હને આવી રીતે છેતરીને નીચ ઉદ્દેશને પાર પાડવાનો તમારો વિચાર છે કે? તમે કોણ છો? આ અનાથિનીનું કોઇ આત્મીય સ્વજન નહિ

હોવાથી તમે તેને ધર્મભ્રષ્ટા પિશાચિની કિંવા વારવિલાસિની સમજો છો કે ?"

કાઉન્ટે લિલિયનનાં આ વાક્યો તરફ લક્ષ્ય નહિ આપતાં મૃદુ-હાસ્ય કરતાં કરતાં કહ્યું:–"વિધુમુખિ ! આટલો બધો ક્રોધ કેમ કરે છે ? હું તને મ્હારા પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાઉં છું એ તું સમજી શકતી નથી કે ? ત્હારે માટે હું મરવાને તૈયાર થયો છુ. તું મ્હારા-પર ક્રોધ કરીશ નહિ. બન્ને હાથ જોડી ત્હારી પાસે હું ક્ષમા યાચું છું. આજની રાત્રિ માટે તું શાન્ત રહે. કાલે હું તને સઘળી હકીકત કહીશ."

લિલિયનનું મસ્તક ભમતું હતું ! તેનો દેહ એટલો બધો દુર્બળ થઇ ગયો હતો કે તે ઉભી પણ રહી શકતી નહોતી. એ જાણે મકાનના દ્વાર પાસે એક બેંચ પડેલી હતી તેના પર અભાગિની સૂઈ ગઇ.

બરાબર એ સમયે ત્યાં ચાર સ્ત્રીઓ આવી પહોંચી. કાઉન્ટની આજ્ઞાથી તેઓ લિલિયનને ઉંચકી મકાનમાં લઇ ગઇ તથા એક સુસજ્જિત ઓરડામાં સુંદર પલંગપર તેને સુવાડી દીધી.

કાઉન્ટે એ ચાર વૃદ્ધા સ્ત્રીઓમાંથી એકને પૂછ્યું:–"તને મ્હારો પત્ર મળ્યો હતો કે ?"

વૃદ્ધાએ કંપતા કંઠે કહ્યું:–"આપ શું પૂછો છો ? હુજૂર ! હજી સુધી મ્હારા કાનનું દુ:ખ મટ્યું નથી–હજી સુધી હું બરાબર સાંભળી શકતી નથી."

વૃદ્ધાના કાન પાસે મ્હોં લઇ જઇ, સહજ ક્રોધે ભરાઈ ઉચ્ચ સ્વરે કાઉન્ટે કહ્યું:–"તેને મ્હારો પત્ર મળ્યો હતો કે ?"

એકલો 'પત્ર' શબ્દ સાંભળવામાં આવ્યાથી વૃદ્ધાએ તત્કાળ કહ્યું:–"હા હા–આપનો પત્ર મળ્યો છે. પત્ર મળવાથી જ સઘળી વ્યવસ્થા

કરી રાખવામાં આવી છે. આ જીર્ણ શીર્ણ મકાન આજે જાણે કે સુવર્ણપિંજર બન્યું છે! આપ સ્વચ્છંદતાથી પંખિણીને આ સુવર્ણ-પિંજરમાં રાખો. પંખિણીને અત્રે કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થશે નહિ—તથા આપને પણ ચિંતા કરવાનું પ્રયોજન રહેશે નહિ!" આમ કહીને વૃદ્ધા બીજા ઓરડામાં ચાલી ગઇ.

ગંભીર રાત્રિ હતી. ઘડીઆળમાં બાર ટકોરા વાગ્યા. સઘળાં માણસો નિશ્ચિંતતાથી નિદ્રાદેવીના ખોળામાં આરામ લેતાં હતાં. ઘરની બહાર—રાજમાર્ગપર અથવા તો અન્ય કોઈ સ્થળે શું થાય છે અને શું નથી થતું તેનું કોઇને જ્ઞાન નહોતું! એવામાં જે ગામમાં આ મકાન આવેલું હતું એ ગામમાં છ માણસોએ ઘણી ઝડપથી ગાડી હાંકી પ્રવેશ કર્યો. ગાડી આવીને ઉપરોક્ત મકાનના રસોડાના દ્વાર પાસે ઉભી રહી. એ દ્વારમાં થઇને ઉપરોક્ત જીર્ણ મકાનના ચૉક તરફ જઇ શકાતું હતું. ચૉક પાસે જ રસોડાની દિવાલ હતી. આવેલા છ માણસોમાંથી એક જણે છિદ્ર પાડવાનું યંત્ર હાથમાં લઇ દ્વારમાં બે છિદ્ર કર્યાં. એ બે છિદ્રોમાંનુ એક સાંકળપર અને બીજું સાંકળના નિમ્નભાગમાં કરવામાં આવ્યું. પછી એ માણસે છિદ્રમાં હાથ નાખી ઘણી સાવધાનતાથી અંદરની સાંકળ ઉઘાડી નાખી. દ્વાર ઉઘડ્યું એટલે એ છ માણસોએ ચુપકીદીથી મકાનમાં પ્રવેશ કર્યો. પ્રથમ તો રસોડામાં જેટલાં વાસણો હતાં તે ધીમે ધીમે તેમણે પોતાની પાસેના કોથળામાં, બિલ્કુલ અવાજ નહિ થવા દેતાં ભરી લીધાં. પછીથી ત્યાં જે મૂલ્યવાન્ વસ્તુઓ પડી રહેલી હતી એ સુદ્ધાં તેમણે લઇ લીધી. આટલું લીધા છતાં જાણે કે તેમને તૃપ્તિ થઈ નહિ. એ સ્થળેથી તેઓ બીજા એક ઓરડા પાસે ગયા તો એ ઓરડાના દ્વારને બ્હારથી બંધ કરેલું તેમણે જોયું. ધીમે ધીમે યંત્રની સહાયતાથી એ દ્વાર પણ

તેમણે ઉઘાડી નાખ્યું, તથા ચારે જણાએ અંદર પ્રવેશ કર્યો! એ ઓરડામાં અભાગિની લિલિયન જમીનપર સૂઇ રહેલી હતી! અંધકારમાં ચોર તેને જોઈ શકયા નહિ. તેઓમાંનો એક ઠોકર વાગવાથી તેના શરીરપર પડયો! એકાએક લિલિયન જાગી ઉઠી તો તેણે ચાર અપરિચિત બદમાશોને જોયા! અત્યંત ભય ઉપજવાથી એકાએક તેણે બૂમ પાડી–તથા ઝડપથી સંકેતસૂચક ઘંટાની દોરી ખેંચવા તે એ તરફ આગળ વધી. બદમાશો તેનો ઉદ્દેશ સમજી ગયા તથા તેઓમાંના એક જણે તેને કમરમાંથી ઉંચકી લીધી. બીજા એક બદમાશે અભાગિનીનું મ્હોં દબાવી દીધું. લિલિયન બેશુદ્ધ બની ગઈ. જે બદમાશ ચોરે તેને ઉંચકી લીધી હતી તે તેને લઈ બ્હાર નીકળી પડયો, તથા તેની પાછળ તેના સાથીદારો પણ બ્હાર નીકળી પડ્યા. લિલિયનને ગાડીમાં નાખી તેઓ પણ ગાડીમાં ચઢી બેઠા એટલે ગાડી એ સ્થાનનો ત્યાગ કરી ચાલી નીકળી.

આ સમયે પ્રભાતકાળ થયો હતો. શુદ્ધિમાં આવતાં લિલિયને પોતાને દસ્યુઓના પંઝામાં સપડાયલી જોઇ. ભય તથા વિસ્મયથી ક્ષીણ કંઠે તેણે કહ્યું:–"હું કયાં છું? તમે મ્હને ક્યાં લઇ જાઓ છો?" આમ કહીને અભાગિનીએ ઉઠી બેઠી થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે બેઠી થઇ શકી નહિ. તેના હાથ પગ મજબૂતાઇથી બાંધી દીધેલા હોવાથી તેને ગાડીમાં સૂઈ રહેવું પડયું. બદમાશોમાંના એક જણે હસીને કહ્યું:–" સુંદરિ! હવે તું લંડનમાં છે. અમે તને ત્હારા નિવાસ સ્થળે જ લઈ જઇએ છીએ." આમ કહીને એ બદમાશે પુનઃ વિશેષ વિકટ હાસ્ય કર્યું. તેની સાથે બીજા બદમાશોએ પણ ઉચ્ચ હાસ્ય કર્યું. એ બદમાશોના વિકટ હાસ્યથી લિલિયનના શરીરનું લોહી જાણે કે સુકાઈ ગયું. અબળા બાળિકા આ ભયંકર દસ્યુઓની જાળમાંથી કેવી રીતે મુક્ત થઈ શકશે? બદમાશ ચોરોની ભીષણ આકૃતિ,

કર્કશ કંઠસ્વર, હિંસ્ર પશુના જેવું આચરણ વગેરે જોઈ લિલિયને જીવનની આશાનો ત્યાગ કર્યો. આ સમયે ગાડી વેસ્ટ મિનિસ્ટર પાસે જઈ પહોંચી હતી.

સાહસ એકઠું કરી લિલિયન ઉચ્ચ સ્વરે ખૂમો પાડવા લાગી. તેની ખૂમો સાંભળી બદમાશોએ ગાડીવાનને ગાડી વિશેષ ઝડપથી હાંકવાની આજ્ઞા કરી. ઘોડાઓ જાણે કે તીરવેગે દોડવા લાગ્યા. આમ છતાં લિલિયન સહાયતા મેળવવા માટે ખૂમો પાડવા લાગી. તેની એક ખૂમ સાંભળવામાં આવતાં એક પોલિસ કોનસ્ટેબલ ગાડીની અંદર કાંઈ ભીષણ બનાવ બનતો હોવો જોઇએ એમ વિચારી આગળ આવ્યો તથા તેણે બળપૂર્વક ગાડીને રોકી. ગાડી ઉભી રહેતાં તેની ચોતરફ કેટલાંક માણસો એકઠાં થઇ ગયાં.

પોલિસ કોનસ્ટેબલે ગાડીવાનને પૂછ્યું:—"આ ગાડી ક્યાંથી આવે છે? આટલી ઝડપથી ગાડી શા માટે હાંકે છે? ગાડીમાંથી ખૂમો કોણ પાડે છે?"

ગાડીવાને કહ્યું:—"હુજૂર! ગાડીમાં બેઠેલા માણસોને આપ સઘળી હકીકત પૂછી જુઓ. હું કાંઇ બોલી શકતો નથી. સઘળા નશો કરી રાત્રિના ગાડીમાં ચઢી બેઠા છે; છતાં હજી સૂધી ગાડીનો છુટકો કરતા નથી. હું મ્હોટા સંકટમાં પડ્યો છું. આપ મ્હારો છુટકારો કરો."

"ગાડીમાંથી કયી સ્ત્રી ખૂમો પાડે છે?" પોલિસ કોનસ્ટેબલે દસ્યુઓને સંબોધીને પૂછ્યું. એક ન્હાની ઉમ્મરનો દસ્યુ આ પ્રશ્નના ઉત્તરમાં બોલ્યો:—"હુજૂર! એ મ્હારી સ્ત્રી છે. એ એમ ધારે છે કે, હું એનો ત્યાગ કરી પલાયન કરી જાઉં છું; તેથી જ વિરહના ભયથી વ્યાકુળ બની જઇને એ ખૂમો પાડે છે. વળી આ બીજા મ્હારી સ્ત્રીના ભાઇ અર્થાત્ મ્હારા સંબંધી છે. તેમણે ગાડીમાં બેસી એક બે પાત્ર

બ્રૅન્ડી પીધી છે; છતાં હજી સુધી કોઇને નશો ચઢેલો નથી. સર્વ સારી સ્થિતિમાં છે.”

આવો ઉત્તર સાંભળી વિશેષ કાંઇ અડચણ કર્યા સિવાય પોલિસ કોનસ્ટેબલ ત્યાંથી ચાલ્યો ગયો. પાછી ગાડી ધીમે ધીમે ચાલવા લાગી. કેટલાંક ખરાબ સ્થળોએ ફરીને એ ગાડી છેવટે પાઇસ્ટ્રીટમાં આવેલા લૂંટારાઓના અડ્ડા પાસે ઉભી રહી.

અભાગિની લિલિયનની દુર્દશાનું વર્ણન થવું અશક્ય છે. ભયથી તેની વાચાશક્તિનો રોધ થઇ ગયો હતો. વિશેષ બૂમો પાડેલી હોવાથી તેનો કંઠ સુકાઈ ગયો હતો. પોતાના ભાગ્યપર આધાર રાખી એ ચુપ થઇ ગઈ હતી. દસ્યુઓએ તેને સાથે લઈ અડ્ડામાં પ્રવેશ કર્યો. પોતાને મૃત્યુદ્વાર પાસે ઉપસ્થિત થવું પડ્યું છે એવો વિચાર આવતાં જ તે પાછી બેહોશ બની ગઇ.

શુદ્ધિમાં આવતાં એક ઘણી ન્હાની અંધકારમયી ઓરડીમાં ઘાસના બિછાનાપર પોતાને સૂવાડવામાં આવી છે એમ તે સમજી શકી. એ ઓરડીના એક ખુણામાં એક અત્યંત ક્ષીણતેજવાળો ઝાંખો દીવો સળગતો હતો. પોતે ક્યાં છે તેનો કાંઇ નિર્ણય લિલિયન કરી શકી નહિ. ગઈ રાત્રે બનેલા બનાવોનું ધીમે ધીમે તેને સ્મરણ થવા લાગ્યું! તેણે બેઠી થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અરેરે! તેનું શરીર અતિશય દુર્બળ બની ગયું હતું. તેનાથી બેઠી થઇ શકાયું નહિ. દુર્બળતાની વિશેષતાથી તેનું માથું ભમવા લાગ્યું. તે તૃણશય્યાપર સૂઇ ગઇ. થોડા સમય પછી તે ગાઢ નિદ્રાને આધીન થઇ ગઇ. એ નિદ્રાવસ્થામાં તે એક સ્વપ્નનું દર્શન કરવા લાગી! લગભગ એક કલાક પછી કોઇએ એ ઓરડીનું દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો.

દીપકના અત્યંત ક્ષીણ પ્રકાશમાં લિલિયન આવેલા માણસને

ઓળખી શકી નહિ, આવેલો માણસ બદમાશ દસ્યુઓમાંનો જ હશે એમ તેણે વિચાર્યું. કર્કશકંઠે એ માણસે પૂછ્યું:-" તું જાગે છે કે?"

"હા, જાગું છું." ક્ષીણકંઠે લિલિયને કહ્યું. ભયથી કંપતાં કંપતાં તેણે પૂછ્યું:-તમે કોણ છો? તમારો શો વિચાર છે?"

"મ્હારો શો વિચાર છે? હું કોણ છું એ સઘળું તું જાણવાને ઇચ્છે છે? પ્રથમ એક વખત તું મ્હારા મ્હોંને બરાબર જોઇ લે!" આમ કહીને એ માણસે દીવો હાથમાં લઇ પોતાના મ્હોં સ્હામે ધર્યો. તેનું મ્હોં જોતાં જ લિલિયન આશ્ચર્યચકિત, વિસ્મિત તથા ભયભીત બનીને બોલી ઉઠી:-" તમે તો લંડન નગરના બદમાશોના સરદાર છો!"

"હા, ત્હારું કહેવું ખરું છે! તું વિશેષ ખટપટ કરીશ નહિ-તને થોડા કાળ માટે કેદ કરી રાખવાની છે—"

"થોડો કાળ? એટલે?"

"ત્હારા આ પ્રશ્નનો ઉત્તર હમણાં હું આપી શકતો નથી." આમ કહી દીવાને યથાસ્થળે મૂકી દસ્યુ સરદાર ઓરડી બંધ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

*  *  *  *

હમ્મેશાં એ વખત લિલિયનને એ અંધકારમયી ઓરડીમાં જીવન ધારણ કરી રખાય એવો જઘન્ય ખોરાક મળતો હતો. એ ખોરાક ખાતાં જાણે કે તેનો જીવ નીકળી જતો હોય એમ તેને લાગતું હતું; છતાં ક્ષુધાની વ્યથા નિવૃત્ત કર્યા સિવાય વિશ્વસંસારમાં કોઇને ચાલી શકે છે કે તેને ચાલી શકે? તે એ અરૂચિકર ખાદ્યપદાર્થ ખાઇને નિરુપાયે જીવનનું રક્ષણ કરવા લાગી.

દસ્યુસરદાર લિલિયનના કોઇ પણ પ્રશ્નનો તેને સમાધાનકારક ઉત્તર આપતો નહોતો. પ્રકાશનો સર્વથા અભાવ હોવાથી પોતાને

કેટલા દિવસથી કેદ કરી રાખવામાં આવી છે તેના કાંઈ નિર્ણય તે કરી શકતી નહોતી. આવી સ્થિતિમાં લગભગ અઠવાડીયું પસાર થઈ ગયું. લિલિયન સ્વગત વિચારવા લાગી કે:–" મિ૦ સ્મિથ મ્હારે માટે શું ધારશે ? હવે તેઓ મ્હને પોતાની હૃદયેશ્વરી બનાવશે કે ? જો તેઓ મ્હને કલંકિની ધારી મ્હારો ચિરકાળ માટે ત્યાગ કરશે તો મ્હારા દુઃખનો પાર રહેશે નહિ. એમ થાય તે કરતાં મ્હારું મૃત્યુ નીપજે એ જ વિશેષ સુખકર છે ! કોઇ પણ રીતે મ્હારે તેમની પાસે જવું જોઇએ. 'તેમની પાસે જઇ, સઘળી હકીકત સમજાવીને . તેમના મનમાં જો કોઇ પણ પ્રકારની કુશંકા ઉત્પન્ન થઈ હોય તો તે મ્હારે દૂર કરવી જોઇએ. હું એમની ખાત્રી કરી આપીશ કે હું કલંકિની નહિ; પરંતુ સતી છું. "

આવો વિચાર કરી એ સ્થળેથી કેવી રીતે બ્હાર નીકળવું તેની ચિંતા તે કરવા લાગી. એ ભીષણ અંધકારમયી ઓરડીમાંથી પલાયન કરી જવાનો એક પણ માર્ગ નહોતો. કેવી રીતે એ અભાગિની–ચિરદુઃખિની બાળિકા મુક્તિ મેળવી શકશે ? ચિંતાની વિશેષતાથી તે અસ્થિર બની ગઇ. તે પોતાના મનમાં વિવિધ ઉપાયો અજમાવવાનો વિચાર કરવા લાગી; પરંતુ એક પણ ઉપાયથી સફળતા મળવાનો સંભવ નહોતો. છેવટે ભાગ્યદેવી તેનાપર સહજ પ્રસન્ન થઈ. તેના ભગ્ન હૃદયમાં ક્ષીણ આશાનો સંચાર થયો. તેણે એ જીર્ણ ઓરડીની સ્થિતિ અત્યંત શોચનીય જોઇ. ઓરડીની ચારે તરફની દિવાલ પણ ભગ્નપ્રાય હતી. કેટલાક આધારથી એ દિવાલને ઉભી રાખવામાં આવી હતી. છેવટે ત્યાં એક ભાંગી ગયેલી તલ્વાર જોવામાં આવતાં તે ઉપાડી લઇને તેની સહાયતાથી લિલિયન એ સ્થળેથી મુક્ત થવાનો પ્રયત્ન કરવા લાગી.

સંધ્યાકાળ થયો હતો. દસ્યુસરદાર નિયમિત સમયે તેને પ્રથમની માફક ખોરાક આપી ચાલ્યો ગયો હતો. સુયોગ સમજી ભગ્ન તલ્વારની મદદથી એ ઓરડીની દિવાલમાંથી એક માણસ બ્હાર જઇ શકે એવડું છિદ્ર તેણે કર્યું. એ છિદ્રમાંથી મસ્તક બ્હાર કાઢી જોતાં પુષ્કળ અંધકાર તેના જોવામાં આવ્યો. બ્હાર અંધકાર સિવાય બીજું કાંઈ દેખાતું નહોતું. અંતે ઓરડીમાંનો દીપક લઈ આવી છિદ્રમાં ધરતાં ઓરડી પાસેથી દુર્ગંધમય ભયંકર જળપ્રવાહને પ્રવાહિત થતો તેણે જોયો. શહેરનું ખરાબ પાણી ગટરમાં થઇ એ સ્થળેથી વહીને દક્ષિણ દિશા તરફ જતું હતું. લિલિયને પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો કે, ગટરોનું એ ગંધાતું પાણી પ્રવાહરૂપે ત્યાંથી પસાર થઇ ટેમ્સ નદીમાં મળી જતું હોવું જોઇએ. બીજો કોઈ ઉપાય નહિ હોવાથી ઇશ્વરપર આત્મસમર્પણ કરીને અભાગિની ધીમે ધીમે એ દુર્ગંધમય જળપ્રવાહમાં ઉતરી પડી. એક પછી બીજું સંકટ! કોઇ પણ રીતે અભાગિનીના દુઃખનો અંત આવતો નહોતો. એ દુર્ગંધમય જળપ્રવાહમાં અનેક જીવ-જંતુઓ હોઈ તેઓ લિલિયનને શત્રુ સમજી તેનાપર આક્રમણ કરી તેને દંશ દેવા લાગ્યાં. લિલિયન એ દંશની વ્યથા વેઠતી વેઠતી જળના પ્રવાહ તરફ અગ્રેસર થવા લાગી! ઘણા સમય સૂધી એવી સ્થિતિમાં તે ચાલ્યા કરી. દુર્ગંધથી તેનો જીવ બ્હાર નીકળી જતો હોય એવું કષ્ટ તે અનુભવવા લાગી. મૂષિકદંશનથી તેનું સર્વાંગ ક્ષતવિક્ષત થઇ ગયું હતું. એ જળ પ્રવાહમાંથી નીકળવાનો એક પણ માર્ગ નહોતો. ચારે તરફ વિરાટ અંધકાર ફેલાઇ રહ્યો હતો! લિલિયને જાણી લીધું કે, તેનું અકાળ મૃત્યુ તેની પાસે ઉપસ્થિત થયું છે.

છેવટે એ જળપ્રવાહમાં એક સ્થળે એક મ્હોટો પત્થર જોઈ-તેનાપર બેસીને તે શ્રમ દૂર કરવા લાગી. આવી સ્થિતિમાં તેના

મનમાં કેવો ભાવ ઉત્પન્ન થતો હતો એની કલ્પના સહેલાઇથી થઇ શકે તેમ છે. તેણે વિચાર્યું કે જો એ ગટર કદાચ વિશેષ જળથી ભરાઇ જશે તો તરત જ તેનું મૃત્યુ નીપજશે. એવા પ્રસંગે કોઇ પણ રીતે જીવનનું સંરક્ષણ થશે નહિ. કેટલા સમય સુધી અભાગિની એ પત્થરપર બેસી રહી તેનું તેને પોતાને પણ જ્ઞાન નહોતું; કેમ કે શ્રમની વિશેષતાથી અને શરીરની અતિશય દુર્બળતાથી આવા સંકટમય સ્થળે પણ તેને તંદ્રા આવતી હતી. એ ગટરની ઉપરના ભાગમાં કટલેક સ્થળે હવાની આવજાનાં જાળીઆં હતાં. એ જાળીઆંમાંથી આકાશના એક બે તારાઓ નજરે પડતા હતા. એવામાં રાત્રિનો ભીષણ અંધકાર દૂર થયેલો અને બાળસૂર્યનાં કિરણોનો પ્રકાશ થયેલો લિલિયને જોયો! તેના મૃતદેહમાં જાણે કે જીવનનો સંચાર થયો. પુનઃ આત્મરક્ષણની આશા તેના અંતરમાં ઉપજી. ગટર ઉપર થઇને અસંખ્ય માણસોના અવરજવરનો અવાજ તથા ગાડીઘોડાઓનો ખડખડાટ તે સ્પષ્ટતાથી સાંભળવા લાગી. સહાયતા મેળવવા માટે તે ઉચ્ચ સ્વરે બૂમો પાડવા લાગી; પરંતુ અરેરે! તેની બૂમોનો અવાજ દુર્ગંધમય જળપ્રવાહના અવાજ સાથે ભળી જતો હતો. એ અવાજ કોઇના સાંભળવામાં આવ્યો નહિ. એવામાં દુર્ભાગ્યયોગથી ગટરમાંનું પાણી વધવા લાગ્યું. ભીષણ અવાજ સાથે એ જળપ્રવાહ ધીમે ધીમે વિશેષ ગંભીર થવા લાગ્યો—વૃદ્ધિ પામવા લાગ્યો. લિલિયનનો અવસન્ન દેહ હવે તેનો વેગ સહન કરી શક્યો નહિ—છેવટે એ ભયંકર જળપ્રવાહમાં આત્મસમર્પણ કરી કોઇ પણ રીતે જળપર મસ્તક રાખી લિલિયન તણાવા લાગી.

આવી રીતે તણાતી તણાતી તે આગળ વધતી હતી એવામાં એક લાકડું હાથમાં આવવાથી તેને પકડીને તે તણાવા લાગી. થોડા સમય પછી જાણે કે એક ભીષણ તરંગે આવી તેને દૂર ખેંચી લીધી!

લિલિયને આંખો ઉઘાડીને જોયું તો પોતે ગટરના જળપ્રવાહમાંથી ટેમ્સ નદીના ભયંકર જળપ્રવાહમાં તણાઈ આવી છે એમ તેને માલૂમ પડ્યું. એક ભયંકર બૂમ પાડી, લાકડાથી છૂટી પડીને તત્કાળ તે સરિતાના અગાધ જળરાશીમાં અદૃશ્ય થઇ ગઇ! વાંચક પછી એ અભાગિનિનું શું થયું તેનું વર્ણન આ નવલકથાના ત્રીજા ભાગમાં આવશે.

## પ્રકરણ ૧૭ મું.

### સતીકુમારી અને વિલાસવિહારી.

વાંચકબંધુઓ! ચાલો પુનઃ આપણે એક વખત લિલિયનના રૂપસૌન્દર્યથી મોહાંધ બનેલા કાઉન્ટ ફ્રેડરિકની હિલચાલનું દર્શન કરીએ. લિલિયન પલાયન કરી ગયેલી હોવા છતાં તે નિરાશ થયો નહોતો. વાસ્તવિક રીતે જોવા જતાં લિલિયન જ્યારે કુલટાકામિની રોઝિનીના પંઝામાં ફસાઈ પડી હતી ત્યારે કાઉન્ટ ફ્રેડરિક જ પોતાનો વેશ તથા નામ બદલી રોઝિનીને ત્યાં ગયો હતો તથા લિલિયનને તેણે પોતાની પ્રિયતમા બનાવવાનો પ્રયાસ કર્યો હતો. પછીથી રૉયલ ગ્રાન્ડ સેલુનમાંથી પણ તેણે જ્યુક્તિથી તેને પોતાની પ્રપંચજાળમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો હતો. એ પ્રયત્નોમાં તેને કેવી રીતે નિષ્ફળતા મળી હતી એ વાંચકબંધુઓ સારી રીતે જાણે છે. કાઉન્ટ ફ્રેડરિક નવી નવી સુંદરીઓની સાથે કામક્રીડા કરવાને નિરંતર વ્યાકુળ રહેતો હતો. આ વ્યાકુળતા દૂર કરવા માટે તેને ઘણું દ્રવ્ય ખરચવું પડતું હતું. હમ્મેશાં તે નવી નવી રમણીઓની મજલિસમાં રહેવું પસંદ કરતો હતો.

સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હશે એવામાં કાઉન્ટ ફ્રેડરિકની મનોહર તેમજ મૂલ્યવાન્ ગાડી મૅડૅમ રોઝિનીના મકાન પાસે જઇને ઉભી રહી. મૅડૅમ રોઝિનીના મકાનમાં અનેક કુમારિકાઓના સતીત્વનો નાશ થતો હતો. અનાથિની કુમારિકાઓને પોતાની માયાજાળમાં ફસાવી તેમનું સતીત્વ વેચીને તે પુષ્કળ દ્રવ્ય પેદા કરતી હતી; એટલું જ નહિ પરંતુ લંડન નગરના કેટલાક મ્હોટા ધનવાન્ ગૃહસ્થો પોતાની ઉપપત્નીઓ સાથે રોઝિનીના મકાનમાં જઈ વિહાર કરતા હતા. કાઉન્ટ ફ્રેડરિક આવ્યાના સમાચાર મળતાં જ રોઝિની નીચે આવી તથા તેણે કાઉન્ટ સાથે કરકંપન કર્યું. પછી કાઉન્ટને સાથે લઈ તે પોતાના રમણીય દિવાનખાનામાં ગઇ. જેટલી કુમારિકાઓ મૅડૅમ રોઝિનીને ત્યાં આવતી જતી હતી તેમના સર્વના સૌન્દર્યનો ઉપભોગ કાઉન્ટ ભોગવી ચુક્યો હતો; છતાં હવે એ કુમારિકાઓમાંની કોઇથી કાઉન્ટને સંતોષ મળતો નહિ હોવાથી અને લિલિયન હાથમાંથી જતી રહેવાથી તે નવીન સુંદરીનો અનુરાગી થઈ, શિકારની તપાસ માટે મૅડૅમ રોઝિનીના શરણે આવ્યો હતો. વ્યાકુળ દૃષ્ટિથી મૅડૅમ રોઝિની તરફ જોઇ રહી લાલસાવ્યથિત કાઉન્ટે એક ખુરસીપર બેસીને કહ્યું:–
"દશ દિવસથી હું ભિન્ન ભિન્ન સ્થળોએ ફર્યા કરું છું; છતાં એક પણ નવીન મ્હોં મ્હારા જોવામાં આવતું નથી. જેટલાં મ્હોં જોવામાં આવે છે તેમાનું એકકે મ્હને પસંદ આવતું નથી. હું સમજી શક્યો છું કે, તમે દયા નહિ કરો તો મ્હારી વાસના પૂર્ણ થશે નહિ."

કાઉન્ટ ફ્રેડરિકનો કંઠસ્વર ઘણો કોમળ હતો. જો તેને નજરે જોયા સિવાય દૂરથી કોઇ તેનાં વાક્યો સાંભળે તો એ કંઠસ્વર કોઈ કોમળાંગી યુવતીનો જ છે એવો ભાસ થયા સિવાય રહે નહિ. રોઝિનીએ સ્વસ્થતાથી કાઉન્ટનાં વચનો સાંભળ્યાં. કોઇ પણ વાતનો ત્વ-

રાથી સંતોષકારક ઉત્તર આપવાનો તેનો સ્વભાવ નહોતો. એમ કરવાથી સ્વાર્થસાધનામાં વ્યાઘાત થાય છે એ તે ઘણી વિલક્ષણ રીતે જાણતી હતી. તેણે આડીઅવળી વાત કરી કાઉન્ટની સાથે વિવિધ પ્રકારનું રહસ્ય કર્યું. કટાક્ષો ફેંકીને કાઉન્ટના વિહ્વળ ચિત્તને વિશેષ વિહ્વળ બનાવવાનો પ્રયત્ન કર્યો. કાઉન્ટ ફ્રેડરિકે તેના મ્હોં તરફ જોઇ તેના મનોભાવની પરીક્ષા કરી. તે મૂળ વાત ભૂલી ગયો નહિ. નમ્ર સ્વરે તે વારંવાર કહેવા લાગ્યોઃ—" જો તમે મ્હારાપર પ્રસન્ન નહિ થાઓ તો મ્હારી સઘળી આશાઓ વ્યર્થ થઇ પડશે; કોઇ પણ પ્રકારે હું તૃપ્તિ મેળવી શકીશ નહિ. મ્હારી ઇચ્છા માત્ર તમે જ પૂર્ણ કરી શકો તેમ છો."

મૅડમ રોઝિનીને ઉત્તમ સુયોગ મળ્યો. જાણે કે કાંઇ યાદ કરી મૃદુહાસ્યસહ મધુર કંઠે તેણે કહ્યું, " બરાબર છે. મ્હેં જેનો વિચાર કરી રાખ્યો છે એ તમને અવશ્ય પસંદ પડશે જ."

વ્યાકુળતાથી કાઉન્ટે કહ્યુંઃ " કહો કહો—તમે કોનો વિચાર કરી રાખ્યો છે? એ કોણ છે? હું તેને ક્યાં મળી શકીશ? એ સુંદરી ક્યાં છે? એ ક્યાં રહે છે? સઘળી હકીકત જ્યાં સુધી મ્હારા સાંભળવામાં નહિ આવે ત્યાં સુધી હું સ્થિરતા ધારણ કરી શકીશ નહિ. કહો જોઇએ કે એ મનોમોહિની સુંદરી કોણ છે? વિશેષ સમય સુધી સંદેહમાં રાખી તમે મ્હારા અંતરાત્માને વ્યથિત કરશો નહિ."

ગંભીર ભાવ ધારણ કરી મૅડમ રોઝિનીએ કહ્યુંઃ " એ સુંદરી બીજી કોઇ નહિ પરંતુ પેલી લિલિયનના આશક મિ૰ સ્મિથની ભગિની ફિલિપા છે. એ ઘણી સ્વરૂપવતી નવયુવતી છે. હજી સુધી તેનો વિવાહ થયેલો નથી."

અતિશય ચંચળ બની જઇને કાઉન્ટે કહ્યુંઃ—" એનું મકાન

ક્યાં છે ? કેવી રીતે મ્હારી સાથે તેનું મિલન થશે ? ભૂમિકાના આડંબરનો ત્યાગ કરી એ હકીકત જ મ્હને કહો."

રોઝિનીએ કહ્યું:–"જુઓ, ફિલિપા પોતાના મકાનમાં એકલી રહે છે તેથી તમને તમારી ઇચ્છા પૂર્ણ કરવામાં વિશેષ તકલીફ ઉઠાવવી પડશે નહિ. એ તમારી પ્રિયતમા થાય એવો પ્રયત્ન હું જરૂર કરીશ."

અત્યંત આનન્દિત બની જઇને કાઉન્ટે કહ્યું, "એને ઘેર મ્હારે જવું પડશે કે શું ? હું કેવી રીતે ત્યાં જઇશ ? જો આ કાર્ય પાર ઉતરશે તો તમને પચાસ ગિનીનું ઇનામ મળશે."

જેને દ્રવ્યલોભ વિશેષ હોય છે તેને મ્હોટા ઇનામની આશાથી કેટલો બધો આનન્દ થાય છે એ સર્વ સમજી શકે તેમ છે. અલ્પ કાળ સુધી સ્વગત કાંઈ વિચાર કરી મૅડમ રોઝિનીએ કહ્યું:–"કાઉન્ટ મહોદય ! મ્હેં મ્હારા મન સાથે એ વિષયનો વિચાર કરી રાખ્યો છે. તમારો ચ્હેરો ઘણો સુંદર હોવાથી તથા તમારો કંઠ મધુર અને કોમળ હોવાથી સ્ત્રીવેશ ધારણ કરી તમે સહેલાઈથી તમારી ઇચ્છા પૂર્ણ કરી શકશો. ઉત્તમ કૌશલથી કાર્ય અનાયાસે સિદ્ધ થઇ શકે તેમ છે."

કાઉન્ટે ચંચળતાથી પૂછ્યું:–"ક્યારે થશે ?"

"કાલે જ થઇ શકશે. કાલે સંધ્યાકાળ પછી તમે અત્રે આવજો. ત્યાર પછી જે કાંઇ કરવાનું છે તે હું પોતેજ કરીશ." મૅડમ રોઝિનીએ કહ્યું.

કાઉન્ટનું હૃદય પ્રેમાનન્દથી પરિપૂર્ણ થઇ ગયું. તે વારંવાર ઘડીઆળ જોયા કરતો હતો. વિશેષ વખત વીતી ગયેલો હોવાથી તે આસનપરથી ઉઠી ઉભો થયો. છેવટે મૅડમ રોઝિનીના હાથનું એક

સુરાપાત્ર કંઠસ્થ કરી તે વિદાય થયો. દ્રવ્ય પ્રાપ્તિથી મૅડમ રોઝિનીને પણ અપાર આનન્દ થયો.

*　*　*　*　*

બીજે દિવસે સંધ્યાકાળે કુમારી ફિલિપા પોતાના ન્હાના મકાનના દિવાનખાનામાં સળગતી સઘડી પાસે એકલી બેસીને સૂચિકાર્ય કરતી હતી. અત્યાર સુધી તે પોતાના વ્યવસાયમાં નિમગ્ન હતી. તે એક ઇઝીચેરપર પડી પડી પોતાનું કાર્ય કરતી હતી. મસ્તકપરનો કેશકલાપ અસ્તવ્યવસ્ત થઇ સ્કંધપ્રદેશપર લટકતો હતો. તેનો પોષાક વિશેષ મૂલ્યવાન્ નહિ હોવા છતાં સ્વચ્છ હતો. થોડે દૂર એક સઘડી સળગતી હોવાથી દિવાનખાનામાં શીતળતા લાગવાનો સંભવ નહોતો. સળગતા અગ્નિના લાલચોળ પ્રકાશથી ફિલિપાનું પ્રાકૃતિક સૌન્દર્ય વિશેષ સતેજ બની ગયું હતું.

એકાએક નીચેના બારણાને કોઇએ ખખડાવ્યાથી ફિલિપા ચમકી ઉઠી દ્વાર ઉઘાડવા ગઇ. તેને એમ લાગ્યું કે, કદાચ મિ૦ સ્મિથ આવ્યો હશે; પરંતુ બારણું ઉઘાડતાં એ આશા વૃથા થઇ. તેણે બારણા પાસે એક સુંદરી યુવતીને ચંચળતાથી ઉભી રહેલી જોઈ. ફિલિપાને જોઇ યુવતી કંપિતકંઠે કહેવા લાગી:–“ બ્હેન ! મ્હારાપર ભયંકર સંકટ આવી પડ્યું છે. કેટલાક દારુ પીને દીવાના બનેલા બદમાશો મ્હારી પાછળ પડ્યા છે. હું ઝડપથી અત્રે દોડી આવી છું. થોડા સમય સુધી અત્રે આશ્રય મળી શકશે એવી મ્હને આશા છે.” દયામયી ફિલિપા સુંદરીના આ શબ્દો સાંભળી તત્કાળ તેને ઘરમાં લઇ ગઇ, તથા તેણે પ્રવેશદ્વાર બંધ કરી દીધું. જે દિવાનખાનામાં બેસી તે સૂચિકાર્ય કરતી હતી એ દિવાનખાનામાં, આવેલી સુંદરીને લઈ જઇ સઘડી પાસે પડેલી એક ખુરસીપર બેસાડી, તથા તે પોતે પણ બીજી એક ખુરસીપર બેઠી.

પછી સૂચિકાર્ય બંધ રાખીને તે અતિથિનું સ્નેહ વચનોથી સાંત્વન કરવા લાગી.

નવી આવેલી યુવતીએ પોતાના શરીરપર કાળારંગનો ગાઉન પહેર્યો હતો. તેના પગમાં રેશમી મોજાં હતાં. તેનાપર પૉલિશથી ચમકતા બૂટ હતા. ગાઉનપર સુંદર શાલ હતી. મસ્તકપર ભદ્રકુટુંબની મહિલાના જેવી ટોપી હતી. તેનો કેશકલાપ સ્કંધપ્રદેશપર ઝૂલી રહ્યો હતો. તેનું મ્હોં ઘણું સુંદર તથા મનોહર હતું. એકંદરે તે કોઇ મ્હોટા ઘરની મહિલા હોય એવો ભાસ થતો હતો. યુવતીએ કહ્યું:–"તમારી દયા માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. કેટલાક નશાબાજ બદમાશો મ્હારી પાછળ પડેલા હોવાથી નિરુપાયે મ્હારે તમારા મકાનમાં આશ્રય લેવો પડયો છે."

ફિલિપાએ એ યુવતીને તેની ટોપી તથા શાલ ઉતારવા કહ્યું, એટલું જ નહિ પરંતુ તેણે પોતે ઉઠીને યુવતીની ટોપી તથા શાલ ઉતારી પાસે પડેલા એક ટેબલપર મૂકી. ટોપી ઉંચકતી વખતે ફિલિપાનો હસ્ત એ યુવતીના કપાળ તથા ગળા સાથે સંલગ્ન થયો હતો. અતિથિનું સર્વાંગ એ હસ્તસ્પર્શથી ક્ષણકાળ માટે કંપી ઉઠયું હતું. તેણે જાણે કે સ્વર્ગીય આરામ અને કુસુમના કોમળ સ્પર્શનો અનુભવ કર્યો. જે વાસનાથી તેનું મન ઉત્તેજિત બની ગયું હતું એ વાસના થોડી ક્ષણ માટે મન્દીભૂત થવા આવી. આગંતુક યુવતી ફિલિપાના મનોહર મુખ તરફ એકાગ્રદષ્ટિથી જોઈ રહી.

ફિલિપા ફરીથી આસનપર બેઠી એટલે એ યુવતીયે પોતાના સ્વભાવસિદ્ધ કોમળ સ્વરને વિશેષ કોમળ કરીને કહ્યું:–" અરેરે! મ્હારી માતા ક્યાં જતી રહી? તેની કેવી સ્થિતિ થઈ હશે! અમે બન્ને સાથે જ હતાં. નશાબાજો અમારી બન્નેની પાછળ પડેલા હોવાથી

અમે બન્નેએ દોડવા માંડ્યું હતું. દોડતાં દોડતાં અમે બન્ને જૂદાં પડી ગયાં હતાં. મ્હારી પાછળ બદમાશો દોડતા આવતા હોવાથી હું જીવ લઇને નાઠી હતી."

ફિલિપાએ કહ્યું:-"ભયંકર સંકટ! જો હમણાં મ્હારો ભાઇ સ્મિથ અત્રે હાજર હોત તો તે બદમાશોને પકડી તેમને પોલિસને સ્વાધીન કરત. ઠીક, તમે થોડો વખત અત્રે બેસો. તમારાં માતાજી ક્યાં તરફ ગયાં છે તેની હું બની શકે એટલી તપાસ કરી આવું. જો કે, આજ સુધીમાં મ્હેં તેમને જોયાં નથી, તેમનો ચ્હેરો કેવો છે એ પણ હું જાણતી નથી; છતાં મ્હને જોતાંની સાથે જ તેઓ મ્હારી પાસે આવશે. 'તમારા જેવી એક નવયુવતીને આ રસ્તેથી જતાં તમે જોઇ છે કે?' એવો પ્રશ્ન તેઓ મ્હને અવશ્ય પૂછશે. એ ઉપરથી તેઓ તમારાં માતાજી છે એમ હું સમજી શકીશ. તમે બેસો—હું તેમની તપાસ કરી આવું છું."

આમ કહી કુમારી ફિલિપા આસનપરથી ઉઠી ઉભી થતી હતી; પરંતુ યુવતીએ નિષેધ કરીને કહ્યું:-"ના ના—તમે અહીંથી બ્હાર જશો નહિ. બદમાશો તમને પકડીને તમારી આબરુ લેશે. જેવી મ્હારી દશા થઇ છે તેવી કદાચ તમારી દશા થશે. મ્હારું કહેવું માનીને તમે અહીં જ રહો. મ્હારી માતા અત્યાર સુધીમાં કદાચ ઘેર ગઇ હશે એમ હું ધારું છું."

ફિલિપાએ પોતાના સંકલ્પનો ત્યાગ કર્યો. નવીન રમણીએ પૂછ્યું:-"દયામયી દેવિ! તમારું નામ શું છે?"

ફિલિપાએ ઉત્તર આપ્યો:-"મ્હારું નામ મિસ ફિલિપા જોન્સન છે."

નામની પ્રશંસા કરીને યુવતીએ મધુર સ્વરે કહ્યું:-"મ્હારું નામ મિસ એવિલ ફ્લોરિમેલ છે."

આ નામ સાંભળી ફિલિપાએ કહ્યું:–"વાહ ! ઘણું સુંદર નામ છે. ઠીક, તમારું આવાસસ્થાન અહીંથી કેટલું દૂર છે ?"

મિસ ફ્લોરિમેલે કહ્યું:–"ઘણું દૂર–બ્લૅક હિલ અરણ્યની પાસે છે. મ્હારા દુઃખે તમે દુઃખિત થયાં છો એ માટે તમને ધન્યવાદ આપું છું. જો પાસે ભદ્ર મહિલાને રહેવા જેવી જગ્યા મળત તો હું ત્યાં જ સૂઈ......"

મિસ ફ્લોરિમેલનું વાક્ય પૂર્ણ થાય તે પૂર્વે જ ફિલિપાએ કહ્યું:–"એ માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી. આપણા આ મકાનમાં સ્વતંત્ર શય્યાગૃહ છે, ત્યાં તમે નિશ્ચિંતતાથી શયન કરી શકશો. સંકટમાં ફસાઇ પડી તમે મ્હારું આતિથ્ય સ્વીકાર્યું છે. તમારી મુલાકાતથી મ્હને અવર્ણનીય આનન્દ થયો છે."

મિસ ફ્લોરિમેલે કુટિલ નયનથી કુમારી ફિલિપાના નિષ્કલંક મુખકમળનું નિરીક્ષણ કરી વિચાર્યું કે, ફિલિપાના અંતરમાં સહજ પણ કપટતા નથી. સરળ સુમિષ્ટ વચને જે કાંઈ તે કહેતી હતી તે સઘળી તેની આંતરિક વાત હતી. ધૂર્ત્ત ફ્લોરિમેલનો આનન્દ તેના અંતરમાં સમાતો નહોતો. પોતે જે ચતુરાઇનો ઉપયોગ કરવાનો વિચાર રાખ્યો હતો તેમાં ઘણા અંશે સફળતા મળવાથી તે પોતાની વિલક્ષણ બુદ્ધિની પોતાના મનમાં પ્રશંસા કરવા લાગી. સરળ સ્વભાવની ફિલિપાએ ફ્લોરિમેલનાં વચનો સાંભળી તે ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો હતો. તે ફ્લોરિમેલને એક મનોહારિણી તેમજ સૌન્દર્યમયી મહિલા જ સમજતી હતી. તે એ ધુર્ત્તની કપટતા સમજવામાં નહિ આવવાથી તેની સાથે સરળ ભાવથી વાતચિત કરતી હતી. ફ્લોરિમેલે મધુર કંઠે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું:–"કુમારી ફિલિપા ! તમે આજે મ્હારાપર જે મહાન્ ઉપકાર કર્યો છે તેથી મ્હારે કેવા શબ્દોથી તમારા

તરફ કૃતજ્ઞતા દર્શાવવી એ હું વિચારી શકતીન થી."

ફિલિપાના અંતરમાં બિલ્કુલ સંદેહ નહોતો. બન્ને જણીઓ એક-બીજીના વ્યવહારથી એટલી બધી પ્રસન્ન થઇ હતી કે, રાત્રિ કેટલી વીતી છે તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. તેમની મુલાકાત થયાને ચાર કલાક જેટલો વખત થયેલો હોવા છતાં એક જ કલાક થયો હોય એમ તેમને લાગ્યું.

રાત્રિના અગીઆર વાગ્યા. બન્ને જણીઓ એક બીજી સાથે વાતચિત કરતી હતી. સમય ઝડપથી પસાર થતો હતો. એવામાં ફ્લોરિમેલે કહ્યું:–" કુમારી ફિલિપા ! મ્હને હવે નિદ્રા આવે છે."

જે શયનગૃહ ખાલી હતું તેમાં મિસ ફ્લોરિમેલને લઇ જઇ ફિલિપાએ તેને શયન કરવાનેં કહ્યું. ફ્લોરિમેલે કહ્યું:–" ના ના–આપણે બન્ને સાથે જ શયન કરીશું."

ફિલિપાએ મિસ ફ્લોરિમેલ સાથે શયન કરવાની સંમતિ દર્શાવી. ફ્લોરિમેલનું હૃદય ધીમે ધીમે કંપવા લાગ્યું. ફિલિપાએ કહ્યું:–" તમારા જેવી સુંદરી સહચરીની સાથે એકત્ર સૂઇ રહીને હું ઘણો આનન્દ અનુભવી શકીશ. વાત કરતાં કરતાં જ્યારે આંખોમાં ઘેન ભરાશે ત્યારે હું ઉંઘી જઇશ."

આમ કહી ફિલિપા ફ્લોરિમેલને પોતાના શયનગૃહમાં લઈ ગઇ. બન્ને યુવતીઓ દાદરપરથી ઉપર ચઢવા લાગી. નવી યુવતીએ સંધ્યાકાળે જ્યારે ફિલિપાના મકાનમાં પ્રવેશ કર્યો હતો ત્યારે તેના મનમાં જે દુર્જય રિપુનો આવેશ હતો એ આવેશ પુનઃ તેના મનમાં જાગ્રત થયો. જો કે મિસ ફ્લોરિમેલના અંતરમાં સાધુ ભાવનો અભાવ નહોતો; પરંતુ રિપુના આવેશથી અથવા કામદેવની ઉત્તેજનાથી એ ભાવ સ્તંભિત થઈ ગયો. લાલસાની આસક્તિ પ્રબળ થઈ ગઇ. હવે શું કરવું તથા શું બોલવું એ સંબંધીની ચિંતા જ તે કરવા લાગી.

મનોમોહક યુવતીવેશમાં થયેલા સુસજ્જિત કાઉન્ટ ફ્રેડરિકે ઉત્તેજિત અંતરથી ફ્લિપાની સાથે શયનગૃહમાં પ્રવેશ કરી એક ખુરસીપર આસન લીધું. માનસિક ચંચળતાથી તેનું મસ્તક ભમતું હતું. ચિત્ત સ્થિર કરવાને તે પોતાના કપાળપર હાથ ધસ્યા કરતો હતો. ફ્લિપા આસનપર બેઠી નહિ. સહચરીનો આવો અસ્થિર ભાવ જોઇ સુકોમળ મધુરકંઠે તેણે કહ્યું:–" તમે શો વિચાર કરો છો? પારકા મકાનમાં શયન કરવાથી સારી રીતે આરામ નહિ મળે એવી ભાવના તમારા અંતરમાં ઉત્પન્ન થઇ છે કે?"

સુંદરી ફ્લિપાના સુમધુર સ્વરથી વિશેષ મુગ્ધ થઇને ફ્રેડરિકે કહ્યું:–" કુમારી ફ્લિપા! તમારા મકાનમાં આશ્રય મેળવીને હું ઘણી સુખી થઈ છું. જો કે, અપ્રિય બનાવ બનવાથી મ્હારે નિરુપાયે અત્રે આવવું પડયું છે; પરંતુ તમારા પરિચયથી તેમજ સ્નેહસૂચક વ્યવહારથી મ્હને અત્યાનન્દ થયો છે. જો કે ઘણા થોડા સમયથી આપણી મુલાકાત થઈ છે; પરંતુ એ સમય દરમ્યાન તમે મ્હારા અંતરાત્માપર સંપૂર્ણ સ્નેહાધિકાર મેળવી શક્યાં છો. મ્હારી ભગિની કરતાં પણ હું તમને વિશેષ ચ્હાઉં છું. સમાન વયની એક સુન્દરી સાથે સખિત્વ સંબંધની સ્થાપના કરવાની મ્હારી આંતરિક ઇચ્છા હતી તે ઇશ્વરકૃપાથી આજે પૂર્ણ થઈ છે. આપણી બન્નેની ઉમ્મરમાં વિશેષ અંતર હોય એમ લાગતું નથી. સમાન ઉમ્મર હોય છે તો જ ઉત્તમ બંધુત્વ થાય છે."

ફ્લિપાએ કહ્યું:–" બંધુત્વ સ્થાયી થાય તો જ સુખ થાય છે. જો તમે મ્હને ભૂલી નહિ જાઓ તો આપણું બંધુત્વ સ્થાયી થશે–સુખમય થશે."

અંતરના ઉલ્લાસથી ઉત્ફુલ્લ થઈને મિ૦ ફ્રેડરિકે કહ્યું:–" આ

જીવનમાં હવે હું તમને ભૂલી શકું એ સર્વથા અશક્ય છે. જીવનપર્યંત આપણું બંધુત્વ સ્થિર રહેશે.”

ફ્રેડરિક ખુરસીપર બેઠો હતો. તેની પાસે જ ત્રિભુવનમોહિની ફ્લિપા પ્રસન્નવદને ઉભી રહી હતી. સ્નેહાતિશયથી ફ્લિપાએ મસ્તક નીચું નમાવી નવીન સહચરીના ઓષ્ટ સાથે ચુંબન કર્યું. રમણીના સ્પર્શસુખથી કંપી ઉઠી, પોતાના બન્ને હાથ પહોળા કરી કાઉન્ટે તેને આલિંગન કર્યું. ફ્લિપા પવિત્ર કુમારી હતી. તેના અંતરમાં શંકા કિંવા સંદેહની છાયા સુદ્ધાં નહોતી. પ્રથમથી તે કાઉન્ટને એક રમણી જ સમજતી હતી. કાઉન્ટના આલિંગનને તેણે બંધુત્વનું લક્ષણ વિચાર્યું.

અત્રે અમારે કહેવું જોઇએ કે, નીચેના દિવાનખાનામાં કાઉન્ટ-ફ્રેડરિકે સૂઈ રહેવાની ઇચ્છા દર્શાવી તે પૂર્વે ફ્લિપાએ તેને ભોજન કરાવી પોતે પણ ભોજન કર્યું હતું. હવે અતિથિને સંબોધી સતી કુમારીએ કહ્યું:—“ વખત ઘણો થઈ ગયો છે, માટે ચાલો હવે સૂઈ જઇએ. વાતચિત કરતાં કરતાં આરામદાયિની નિદ્રા આવી જશે.”

આમ કહી સરળ સ્વભાવની ફ્લિપાએ પોતાના શરીરપરનો ગાઉન કાઢી યથાસ્થાને મૂકી દીધો. સુગઠિત અવયવોનું દિવ્ય લાવણ્ય પ્રકાશી નીકળ્યું. એ લાવણ્યના દર્શનથી કાઉન્ટ ફ્રેડરિની કામવાસના એટલી બધી પ્રબળ થઈ ગઈ કે તેનું દમન થઈ શકે નહિ. ફ્લિપાના ચરણોમાં નમી પડી તેની દયાની ભિક્ષા માગવાની કાઉન્ટને ઇચ્છા થઈ; પરંતુ એમ કરવા જતાં કદાચ પોતાનો તિરસ્કાર થશે એવી શંકાથી તેણે પોતાની ઇચ્છાને દબાવી દીધી. તેણે મહાકષ્ટે આત્મસંયમન કર્યું. ધૈર્ય ધારણ કરી ઉપસ્થિત વાતચિતના પ્રસંગને બીજી દિશાએ ફેરવવાના વિચારથી કોમળકંઠે કાઉન્ટે કહ્યું:—“ સૌન્દર્યરાજ્ઞી ફ્લિપા! આ-

પણ આ બંધુત્વથી આપણે અત્યંત સુખી થઇ શકીશું એ વિષયમાં તમને કાંઇ શંકા છે કે ?"

ફિલિપા:—ના ના, મ્હને બિલ્કુલ શંકા નથી. આપણા બન્નેના મનનું અને હૃદયનું મિલન થઈ ગયું છે. આપણામાં અરસ્પરસ પ્રત્યે ઘણી સહાનુભૂતિ ઉત્પન્ન થઇ છે.

કાઉન્ટ:—તથાપિ. આપણા બન્નેમાંથી એક જણની મનોવૃત્તિ સ્થિતિપરત્વે બીજાનાથી ભિન્નભાવ ધારણ કરે તો તે બનવા જેવું છે.

ફિલિપા:—તમે શું કહો છો એ હું સ્પષ્ટતાથી સમજી શકતી નથી.

કાઉન્ટે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"હું મ્હારી પોતાની જ વાત કહું છું."

ફિલિપા:—મ્હને લાગે છે કે, ગમે તે પ્રકારથી તમારું ચિત્ત ચંચળ બની ગયું છે. તમારા મનમાં કોઈ નવીન ભાવ ઉત્પન્ન થયો છે કે શું? જો એમ હોય તો એ ભાવ તમારે મ્હારાથી છુપાવવો જોઇએ નહિ; કેમ કે આપણે બન્ને સખીત્વસંબંધથી એકબીજા સાથે બંધાયલાં છીએ.

કાઉન્ટ:—સખીત્વસંબંધ માટે તમારા ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. મ્હારા હૃદયનો જે ગુપ્તભાવ છે તે હું તમારી પાસે પ્રકાશિત કરું છું. ચ્હાવાથી મ્હને અત્યાનન્દ થાય છે. આંતરિક પ્રીતિથી ચ્હાતાં હું મ્હારા જીવનની સાર્થકતા થતી સમજું છું. મ્હારા ઉચ્ચાભિલાષની સીમા એટલે સુધી છે!

ફિલિપાએ વિમુગ્ધકંઠે કહ્યું:—"શું એટલા માટે જ તમારું ચિત્ત ચંચળ બની ગયું છે? જેને તમે ચ્હાવામાં આનન્દ અનુભવો છો તે કદાચ તમને નહિ ચ્હાતું હોય એમ હું ધારું છું."

કાઉન્ટ:—એ વિશે હું કાંઇ જાણતી નથી; છતાં એવું હોય

એમ જ મ્હને લાગે છે! આશાની સાથે સાથે મ્હારા મનમાં ભય રહે છે! રહસ્યમયી છળનામયી આશા આ જીવનને સુખમય બનાવશે કે દુઃખમય એ એક ગંભીર પ્રશ્ન મ્હારા ચિત્તને ચંચળ બનાવી દે છે.

ફિલિપા:—જે ભાગ્યશાળી પુરુષને તમે ચ્હાઓ છો તે શું અત્યંત રૂપવાન્ છે?

કાઉન્ટ:—ના, એ માત્ર રૂપવાન્ નહિં; પરંતુ મોહિની કામિની સમાન સુંદર—પરમ સુંદર છે! ફિલિપા! સુન્દરી ફિલિપા! પ્રેમ કોને કહે છે એ તમે જાણો છો કે?

ફિલિપા:—ના, પ્રેમને હું જાણતી નથી. પ્રેમનું શિક્ષણ હજી સૂધી મ્હેં મેળવ્યું નથી.

કાઉન્ટ:—ત્યારે પવિત્ર આનન્દનું જે મૂળ સૂત્ર છે—જેને સ્વર્ગીય વિમળ આનન્દ કહેવામાં આવે છે એનાથી તમે અજ્ઞાત છો કે?

ફિલિપા:—મિસ ફ્લોરિમેલ! જો સ્વર્ગીય વિમળ આનન્દનું તમને જ્ઞાન કિંવા અનુભવ હોય તો પછી તમારે શું દુઃખ છે?

કાઉન્ટ:—પ્રેમ એક સુખની યંત્રણા અથવા વ્યથા છે. એ વ્યથા આનન્દજનક છે! એ પ્રેમ એક તરફથી સ્વર્ગીય સુખની આશા આપે છે ત્યારે બીજી તરફથી એ આશાની અંદર તે શંકાસ્રોત પ્રવાહિત કરે છે! પ્રેમ કદાપિ નિરાશા લાવતો નથી. પ્રેમમાં જે શંકા હોય છે એ શંકા વ્યથા નહિ પરંતુ ઉત્સાહ છે. પ્રેમનો મહિમા આશ્ચર્યજનક છે! એક તરફથી આશા અને બીજી તરફથી ભય—એ બન્ને ભાવ એક સમયે એક સાથે જ પ્રેમિક માનવના હૃદયરાજ્યપર આધિપત્ય કરે છે.

ફિલિપા:—આશ્ચર્ય! ઘણું જ આશ્ચર્ય! છતાં પ્રેમ એ શો પદાર્થ છે તે હું હવે ઉત્તમ પ્રકારે સમજી શકી છું.

કાઉન્ટ:—જગતમાં પ્રેમનો પ્રવાહ ચાલ્યા કરે છે. બંધુત્વ ધીમે ધીમે પ્રેમમાં ફેરવાઇ જાય છે. સ્નેહ, દયા, સહાનુભૂતિ, માયા સર્વનું મૂળ જોવા જઇએ તો તે પ્રેમ જ છે.

ફિલિપા:—બંધુત્વ સર્વદા પ્રેમમાં ફેરવાઇ જાય છે એવી વાત તમે કહી શકો તેમ નથી; કેમ કે જ્યાં યુવક યુવતી વચ્ચે કાંઈ સંબંધ રહેતો નથી ત્યાં બંધુત્વ ભાગ્યે જ રહે છે.

કાઉન્ટ:—તમે કહો છો તે કદાચ સંભવિત હશે; પરંતુ જેને હું ચ્હાઉં છું તેના ઉપર મ્હારું અકપટ બંધુત્વ થાય છે.

ફિલિપા:—ત્યારે એવું બંધુત્વ જ પ્રેમમાં ફેરવાય છે એવો તમારો મત છે કે?

કાઉન્ટ:—હા, મ્હારો એ મત સર્વથા સત્ય છે. પ્રેમથી જ પ્રેમ ઉત્પન્ન થતો હોય, હૃદય અર્પણ કરવાથી જ જો હૃદય આકર્ષાતું હોય તો મ્હારી આશા સફળ થયા સિવાય રહેશે નહિ.

ફિલિપા:—ઇશ્વર તેમ જ કરો. સ્નેહમયી સખિ! તમારી આશા પૂર્ણ થાઓ! જો કદાચ હું પુરુષ થઈ હોત તો ખાત્રીપૂર્વક કહું છું કે, હું તમને મ્હારા પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાત. હવે હું જાણી શકી છું કે, તમે મ્હને ચ્હાઓ છો. તમારા તરફ મ્હારું એ જ પ્રતિદાન-આકાંક્ષાહીન સરળ સ્નેહ વિશેષ ગાઢ થઇ ગયો છે.

કાઉન્ટે પ્રેમાનન્દથી કંપિત થઇને કહ્યું:-"આવો ભાવ એકાએક શા માટે તમારા મનમાં ઉત્પન્ન થયો? આ મ્હારે માટે સામાન્ય શ્લાઘાનો વિષય નથી!"

ફિલિપા:—તમે સુંદરી છો. તમારું સ્વરૂપ અત્યંત મનોહર હોવા સાથે તમારી પ્રકૃતિ અતિશય નમ્ર અને પ્રીતિકર છે. મિસ ફ્લોરિમેલ! તમારા જે સઘળા ગુણોની વાત હું કહું છું તે ગુણો

જો કદાચ તમારામાં ન હોત તો તમારાપર પ્રથમદર્શને જ મ્હને આટલો બધો પ્રેમ થાત કે? જેને તમે ચ્હાઓ છો તેનો પ્રેમ મેળવી તમે સુખી થઇ શકશો એવો મ્હારો દૃઢ વિશ્વાસ છે. જે પુરુષ રૂપની મર્યાદા જાણે છે તે તમને જોતાંની સાથે જ તમારાપર પ્રેમ કરવાને ઇચ્છિશે. આ વાત હું ગર્વસહિત કહી શકું છું.

કાઉન્ટઃ—સુંદરી ફ્લિપા! જે હકીકત તમે મ્હને કહી છે તે જ હકીકત હું તમને કહું છું. તમારા શબ્દો તમને જ યોગ્ય થઈ પડે છે. જે તમને જોશે તે તમારા ગુણોથી મુગ્ધ અને રૂપથી અંધ થઇ પોતાનું મન અને પ્રાણ તમારા ચરણયુગલમાં સમર્પણ કરી, તમારા ધ્યાનથી પાગલ બની જઈ તમને ચ્હાશે.

સંધ્યાકાળના પોષાકનો ત્યાગ કરી રાત્રિનો પોષાક પહેરી અર્ધનગ્ન શરીરના સૌન્દર્યને પ્રકાશિત કરી કાઉન્ટ પાસે આવી, સરળ વિશ્વાસથી સુમધુરકંઠે ફ્લિપાએ કહ્યું:—“આપણે બન્ને અભિન્નહૃદયા સખીઓ થઈ છીએ. જીવનપર્યંત આપણો સ્નેહસંબંધ કાયમ રહેશે. આપણા સ્નેહનું સુદૃઢ બંધન કેવળ મૃત્યુ સિવાય બીજાથી છિન્ન થઇ શકે તેમ નથી.”

ફ્લિપાનો સ્નેહભાવ જોઇ, તેના કંઠમાંથી નીકળેલાં સુમધુર વચન સાંભળી કાઉન્ટ વિસ્મયાનન્દથી વિમોહિત બની ગયો. તેનું સર્વાંગ જાણે કે આસન સાથે બંધાઈ ગયું. તે થોડા સમય માટે તદ્દન સ્થિર થઈ ગયો. છેવટે મૌનનો ભંગ કરી વિમુગ્ધ બનેલા કાઉન્ટે વીણાના જેવા સુમધુર સ્વરે કહ્યું:—“હા—બરાબર છે. આજે આપણે બન્ને બંધુત્વસૂત્રથી બંધાયાં છીએ.”

આ સમયે વિમુગ્ધ બની જઇને કુમારી ફ્લિપાએ સરળભાવથી કાઉન્ટના કપોલપ્રદેશપર ચુંબન કર્યું. કાઉન્ટના મનમાં આ સમયે

કેવો ભાવ ઉત્પન્ન થયો ? તેની કામવાસના ઘણી પ્રબળ થઇ ગઇ–તેનું મન ઉન્મત્ત તથા ચિત્ત ચંચળ બની ગયું. કુમારી ફિલિપાના અર્ધા ઉઘાડા અને અર્ધા બારીક વસ્ત્રમાં ટંકાયલા પીન્નોન્નત સ્તન તેના હૃદય સાથે સંલગ્ન થઈ ગયેલા હતા. સ્નેહમયી ફિલિપાનું આલિંગન, લલાટ ચુંબન વગેરેની કામોન્મત્ત કાઉન્ટપર કેવી અસર થઇ હશે તથા તેણે કેવી રીતે આત્મસંવરણ કર્યું હશે તેની કલ્પના પાઠક મહાશયે કરી લેવી.

કાઉન્ટના કંઠનો ત્યાગ કરી પુનઃ વસ્ત્રોના ટેબલ પાસે ઉભી રહી સુંદરી ફિલિપાએ મધુર સ્વરે કહ્યું:–"તમારાં વચનો સાંભળી મ્હારા અંતરમાં એટલો બધો આહ્‌લાદ ઉત્પન્ન થયો છે કે, શબ્દોદ્વારા હું તેને પ્રકાશિત કરી શકું તેમ નથી."

ગાઢ અનુરાગથી કાઉન્ટ ફ્રેડરિકે કહ્યું:–"શા માટે તમારાપર મ્હારો આટલો બધો પ્રેમ થયો છે, શા માટે તમારા ચરણયુગલમાં નમી પડી તમારી ભક્તિપૂજા કરવાની મ્હારી ઇચ્છા થાય છે એ વિશે તમે કાંઇ વિચાર કરી શકો છો કે ? તમે ત્રિભુવનમોહિની સુંદરી છો તેથી જ હું કાંઈ તમારાપર આટલો બધો પ્રેમ કરું છું એમ નથી; પરંતુ જેને હું ચ્હાઉં છું તેના કેટલાક અવયવો તમારા અવયવો જેવા જ છે. ફિલિપા ! આ સમયે જમીનના ગર્ભમાંથી કોઇ દૈવી શક્તિધારિણી પરી બ્હાર આવી આપણા ઉભયમાંથી કોઇને પુરુષ બનાવી દે તો તેથી આપણને અપાર સુખનો અનુભવ ન થાય કે ?"

એકાએક ફિલિપા જાણે કે મનમાં ને મનમાં કંપિતા થઇ. કાઉન્ટના મ્હોં તરફ જોઇ સંકુચિત સ્વરે તે બોલી ઉઠી:–"મિસ ફ્લોરિમેલ ! તમારી આ કલ્પના ઘણી અદ્‌ભૂત છે !"

અનુરાગપૂર્ણ પ્રફુલ્લવદને કાઉન્ટે કહ્યું:—"ના ના–તમે સ્વર્ગનાં

વિદ્યાધરી છો; તમે મ્હારો તિરસ્કાર કરશો નહિ! મ્હારી કલ્પના અદ્ભુત નથી. હું પોતે જ એક અદ્ભુત જીવ છું; જ્યારે જે કલ્પનાનો મ્હારા મનમાં ઉદય થાય છે, જે કાંઇ હું સ્વપ્નમાં જોઉં છું તે સઘળું મુક્તકંઠે બોલી નાખવાની મ્હારી પ્રકૃતિ છે. અહા! હું કેવું સુખસ્વપ્ન જોતી હતી! સ્વપ્નમાં હું કેવા અપૂર્વ તેમ જ અનિર્વચનીય સુખાનન્દને અનુભવતી હતી! તમે એકાએક મ્હારા એ સુખસ્વપ્નનો ભંગ કર્યો છે. સ્વર્ગરાજ્યના કુસુમકાનનમાં હું તમારી સાથે પરમસુખથી ફર્યા કરતો હતો! પુસ્તકમાં જે સઘળી પરીઓ અને દેવતાઓની વાર્તા આપણે વાંચીએ છીએ તે જો સત્ય હોવાનો સંભવ હોય તો તેવા જ પ્રકારની એક પરી અથવા દેવતા એકાએક આપણી પાસે આવીને મ્હારા અંગને જાદુદંડનો સ્પર્શ કરી મ્હને એમ કહે કે, 'તું ફિલિપાની ભક્તિપૂજા કર, તું પોતે પુરુષ થા, ફિલિપાના ચરણયુગલમાં તું નમી પડ, ફિલિપાનો પત્ની તરીકે સ્વીકાર કર,—કુમારી ફિલિપા! આવી જ કલ્પના હું કરતી હતી. જો મ્હારી કલ્પના પ્રમાણે બન્યું હોત તો આપણે કેવા આનન્દનો ઉપભોગ ભોગવી શકત?"

ચમકિત દૃષ્ટિથી કાઉન્ટના ચંચળ ચહેરા તરફ જોઈ કુમારી ફિલિપાએ વ્યાકુળતાથી કહ્યું:—"મિસ ફ્લોરિમેલ! આવાં વચનોનો પુનરુચ્ચાર નહિ કરવાની હું તમને પ્રાર્થના કરું છું! તમારાં આવાં વચનો સાંભળવામાં આવતાં મ્હારા મનમાં ભય ઉપજે છે! કોણ જાણે કે શાથી મ્હારા મનમાં એક પ્રકારનો અજ્ઞાત ભય—"

કુમારીના સ્તન તરફ વારંવાર કટાક્ષ ફેંકીને કુમારીનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ કાઉન્ટ બોલી ઉઠયો:—"આ મિથ્યા ભયને તમે હૃદયમાં સ્થાન આપશો નહિ. સઘળી કલ્પના કાંઈ ખરી ઠરે છે કે?

જો કદાચ સત્ય ઠરે–કોઇ દૈવી પરી આવી મ્હારા શરીર સાથે જાદુ-દંડનો સ્પર્શ કરે–જો તેથી હું પુરુષ થાઉં તો તેથી તમે અપ્રસન્ન થશો કે? તેથી તમે મ્હારાપર નિર્દય થશો કે? ના ના–મ્હારો દઢ વિશ્વાસ છે કે, તમે મ્હારાપર નિર્દય" નહિ જ થાઓ. તમે તમારા મુખે કબૂલ કર્યું છે કે, આપણે બન્ને અકપટ સખી છીએ. મ્હેં પણ પ્રથમથી કહી રાખ્યું છે કે, સ્નેહની સાથે સખ્યનો ઘણો નિકટ સંબંધ છે. સ્નેહ જ બંધુત્વની પરિણુતિ છે. પ્રથમ તમે કહ્યું છે કે, 'તમે પ્રેમ જાણતાં નથી.' હવે પ્રેમનું રહસ્ય મ્હેં તમને સમજાવી દીધું છે. જો હું પુરુષ થઇશ તો તમને પ્રેમનું શિક્ષણ આપીશ. મ્હારે માનમર્યાદા છે, તથા પુષ્કળ ધનસંપત્તિ છે. જો તમે મ્હારાં વિવાહિતા પત્ની થશો તો તમે અસામાન્ય મર્યાદા અને અપાર સંપત્તિનાં અધિકારિણી થશો."

સરળતાની મૂર્ત્તિમતી પ્રતિમા ફિલિપાના મનમાં અત્યાર સુધી સહજ પણ સંદેહ ઉત્પન્ન થયો નહોતો; પરંતુ આ સમયે કાઉન્ટનાં છેવટનાં વચન સાંભળી તેનું હૃદય કંપી ઉઠયું. એ વચનો સાંભળ-વામાં આવતાં તેનું મસ્તક ભમવા લાગ્યું. આકસ્મિક ભયથી તેના ઓષ્ઠાધર કંપી ઉઠયા. તે ભયથી કેટલાંક પગલાં પાછળ ખસી ગઇ અને તેના મુખમાંથી એક ઝીણી ચીસ બ્હાર નીકળી પડી. બારી ઉઘાડી કોઇને મદદે બોલાવવાની તેની ઇચ્છા હતી; પરંતુ એમ કરવાનું સાહસ તે કરી શકી નહિ. તે એક પણ અક્ષર ઉચ્ચારી શકી નહિ. ભયભીતા કુમારી ફિલિપા વિહ્વળા બની જઈ કંપતી કંપતી પાસેના એક આસનપર ઢળી પડી અને તત્કાળ તે બેહોશ બની ગઈ.

ફિલિપાનો સંદેહ સત્ય હતો. મિસ ફ્લોરિમેલ વેશધારી કાઉન્ટ ફ્રેડરિક જ હતો. તે ગઇ રાત્રે મૅડમ રોઝિની પાસે જઈ તેની સૂચના-

નુસાર ફિલિપાનો પ્રણય પ્રાપ્ત કરવાને ઉન્મત્ત બની ગયો હતો. મૅડમ રેઝિનીએ જ સ્ત્રીવેશ ધારણ કરીને ફિલિપા પાસે જવાની તેને સલાહ આપી હતી. સતીકુમારી ફિલિપા વિલાસવિહારી કાઉન્ટ ફ્રેડરિકની પ્રપંચજાળનો શિકાર થઈ પડી હતી. અભાગિની ફિલિપા બેહોશ બની ધરાપર ઢળી પડી એટલે કાઉન્ટ ફ્રેડરિકે કલૉરોફૉર્મથી તેને સંપૂર્ણ બેશુદ્ધ બનાવી દીધી. પછી બારી પાસે ઉભા રહી તેણે જોરથી એક સીટી વગાડી. થોડા સમયમાં જ એક ગાડી મિસ ફિલિપાના મકાન પાસે આવી ઉભી રહી અને બે માણસો વિના વિલંબે કાઉન્ટ પાસે ઉપસ્થિત થયા. એ માણસોની મદદથી બેહોશ બની ગયેલી ફિલિપાને ગાડીમાં નાખી, તેના મકાનને બ્હારથી બંધ કરી કાઉન્ટ પણ ગાડીમાં ચઢી બેઠો તથા તેણે કોચમેનને ગાડી મૅડમ રેઝિનીના મકાન તરફ લઇ જવાની આજ્ઞા કરી.

## પ્રકરણ ૧૮ મું.

### ઊર્મિલાનો અધઃપાત.

આ સંસારમાં જે સઘળાં પાપકર્મોનું અનુષ્ઠાન થાય છે તેનું મૂળ કારણ જોવા જતાં જર, જોરુ અને જમીન સિવાય બીજું કાંઈ નજરે પડતું નથી. સ્ત્રીજાતિમાં સ્વાભાવિક રીતે જ ઇશ્વરે ચંચળતા, વિલાસિતા અને કામલોલુપતા મૂકેલી હોવાથી આ વીસમીસદીમાં મન, વચન તથા કર્મથી ભાગ્યે જ કોઇ સ્ત્રી પવિત્ર હશે. આ સઘળી વસ્તુસ્થિતિનો વિચાર કરીને જ આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ અને પંડિતોએ સ્ત્રીઓને સ્વાધીનતા નહિ આપવાનો ઉલ્લેખ કરેલો છે. મનુસ્મૃતિમાં પણ મનુ ભગવાને એમ લખ્યું છે કે,

**बाल्या वा युवत्या वा वृद्धया वापि योषिता**
**न स्वातंत्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥**
**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।**
**पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥**

અર્થાત્ બાળક, યુવાન અથવા તો વૃદ્ધ સ્ત્રીએ ઘરમાં કાંઇ પણ કાર્ય સ્વતંત્રતાથી કરવું નહિ. સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પિતાની આજ્ઞામાં રહેવું, યુવાવસ્થામાં પતિની આજ્ઞામાં રહેવું અને પતિનો પરલોકવાસ થયા પછી પુત્રોના રક્ષણમાં રહેવું; પરંતુ સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી નહિ.

જેવી રીતે સ્ત્રીજાતિ માટે મનુ ભગવાને આવો ઉપદેશ આપ્યો છે તેવી જ રીતે સ્ત્રીજાતિની પ્રકૃતિનો વિચાર કરી પુરુષોએ સ્ત્રીઓ સાથે કેવી રીતે વર્તવું એ સંબંધી તેઓ એવો ઉપદેશ આપે છે કેઃ–

**गुरुपत्नी तु युवतीनाभिवाद्येह पादयोः ।**
**पूर्णविंशतिवर्षेण गुण दोषौ विजानता ॥**
**स्वभाव एष नारीणां नराणामिह दूषणम् ।**
**अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥**
**माता स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।**
**बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥**

અર્થાત્ સ્ત્રીનો સ્પર્શ નહિ કરવાથી બ્રહ્મચર્ય સચવાઈ રહે છે અને સ્પર્શ કરવાથી કામવિકાર થાય છે. ગુણ તથા દોષને જાણનારા બરાબર વિશ વર્ષના શિષ્યે ગુરુની તરુણ સ્ત્રીના ચરણનો સ્પર્શ કરીને પ્રણામ કરવા નહિ; ( પરંતુ દૂરથી વંદન કરવું. ) પુરુષોનાં ધૈર્યનો નાશ કરનારા ( મૃદુતા, હાસ્ય, સૌન્દર્ય વગેરે ) ગુણો સ્ત્રીઓમાં રહેલા છે માટે વિદ્વાનોએ સ્ત્રીઓની પાસે સાવધાન રહેવું. પુરુષે માતા,

બ્હેન અથવા તો પુત્રીની સાથે એકાન્તમાં બેસવું નહિ, કેમકે ઇન્દ્રિયોનો બળવાન્ સમુદાય વિદ્વાનને પણ મોહિત કરી નાખે છે, અસ્તુ.

આ સકળ ઉપદેશ સૂત્રોનું વીસમીસદીમાં સર્વથા વિસ્મરણ થઈ જતું હોવાથી જ દિન પ્રતિદિન પાપાચાર વધતો જાય છે અને હિન્દુજાતિનું અધ:પતન થતું જાય છે.

કૃપારામ ઉમ્મરે જો કે પ્રૌઢ હતો; પરંતુ પ્રૌઢાવસ્થામાં પણ કામવિકારની શાન્તિ ભાગ્યેજ થાય છે. જેમ જેમ તે સ્વરૂપસુન્દરી ઉર્મિલાના વિશેષ સહવાસમાં આવવા લાગ્યો તેમ તેમ તેના અંતરમાં કામવિકાર ઉત્પન્ન થવા લાગ્યો. ઉર્મિલાનું દેવદુર્લભ સંગીત, તેનું સુધાધારા વર્ષાવતું કર્ણપ્રિય મધુર સંગીત વગેરે જોઈ સાંભળીને કૃપારામ આત્મભાન ભૂલી ગયો તથા જે કૃપારામે થોડા સમય ઉપર ઉર્મિલાને સ્વધર્મ સાચવવાનો ઉપદેશ આપ્યો હતો તે જ કૃપારામ મોહિત થઇ ગયો. અત્રે અમે અબળોન્નતિમંદિરના અધ્યક્ષ કૃપારામનો કિંચિત્ પરિચય કરાવવો આવશ્યક ધારીએ છીએ.

કૃપારામ સિંધી લુહાણો હતો. અંગ્રેજી, ગુજરાતી તથા સિંધી ભાષાનું તેને ઘણું સારું જ્ઞાન હતું. મુંબાઇમાં પૂર્વે તે મ્હોટા સરકારી અધિકારી તરીકે પ્રખ્યાત હતો તથા હમણાં તેને ઘણી મ્હોટી રકમ પેન્શનમાં મળતી હતી. કૃપારામ પાસે પૈત્રિક સંપત્તિ પણ પુષ્કળ હતી. તે સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયેલો હોવાથી અબળોન્નતિમંદિરના અધ્યક્ષ તરીકેનું કાર્ય બજાવવામાં તેને બિલ્કુલ અડચણ પડતી નહિ. તેની પત્નીનો ઘણા કાળથી પરલોકવાસ થયો હતો. જેમ જેમ ઉર્મિલા તરફ તેનું આકર્ષણ વિશેષ દૃઢ થવા લાગ્યું તેમ તેમ તે અબળોન્નતિમંદિરમાં વિશેષ આવજા કરવા લાગ્યો.

રાત્રિના દશ વાગી ગયા હતા. અબળોન્નતિમંદિરમાં નિવાસ

કરતી અબળાઓ ભોજનાદિથી નિવૃત્ત થઈ નિદ્રાધીના થયેલી હતી; કિન્તુ આ સંસારમાં જેના અંતરમાં પંચશરની પીડા ઉત્પન્ન થયેલી હોય છે તેને સ્વાભાવિક રીતે યથા સમયે.નિદ્રા આવતી નથી. ઉર્મિલા એકલી મંદિરની પાસે આવેલા બાગમાં એક વિરામાસનપર બેઠી બેઠી પોતાના દુર્ભાગ્યની ચિંતા કરતી હતી. વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. થોડા થોડા કાળને અંતરે ટ્રામ તથા વિકટોરીઆનો ખડખડાટ સંભળાતો હતો. ઉર્મિલા પોતાના કિન્નરકંઠથી મૃદુસ્વરે એક સંગીતની કેટલીક લીટીઓ ગાતી હતીઃ—

"ભવસાગરમાં ભૂલી પડી હું મારગ કોણ બતાવે ?
પિયુ વિણ મારગ કોણ બતાવે ?
અતિશય હું અકળાઇ રહી છું, દુઃખો આવી સતાવે. પ્રિયુ૦
અબળાનો આધાર નાથજી તે જગમાંહી તારે;
જે જુવતી છે પિયુહીના ના પામે સુખ સંસારે. પિયુ૦"

આ સંગીત તેણે બે વખત ગાયું. પછી આસમાની આકાશ તરફ જોઇ મૃદુ સ્વરે તે પોતાના મન સાથે કહેવા લાગીઃ–"હે પ્રભુ! હવે મ્હારાથી આવું દારુણ દુઃખ વેઠી શકાતું નથી. જો હજી પણ પિતાજી મ્હને કુમારિકા રાખશે તો કાળક્રમે મ્હેં જે મહા પાપ કર્યું છે તે પ્રકાશિત થઇ જશે; કેમ કે ભાવીનો વિચાર કર્યા સિવાય જે અનાચાર મ્હેં આચર્યો છે તેથી મ્હને હવે નિયમિત રજોદર્શન થતું બંધ થયું છે. અરેરે! મ્હારી માફક કેટલી કુમારિકાઓ માબાપના અત્યાચારનો ભોગ થઈ જીવનયૌવનના આરંભકાળમાં જ ભ્રષ્ટ થતી હશે! મ્હારા ભ્રષ્ટાચારનો ભેદ હવે વિશેષ કાળ સુધી ગુપ્ત રહી શકે એ કેવળ અશક્ય છે. હવે જો અલ્પકાળમાં જ મ્હારું કોઇની સાથે લગ્ન નહિ કરી નાખવામાં આવે તો એક બાળકની હત્યાનું મહા

પાપ મ્હારે શિરે લાગશે. હજી મ્હને બે માસ જ થયા છે; પરંતુ એક બે મહિના બીજા પસાર થશે એટલે મ્હારા શરીરપર ગર્ભનાં ચિહ્નો દેખાશે તથા લજ્જાતિશયથી હું કોઇને મ્હારું મ્હોં બતાવી શકીશ નહિ. આ વાત પિતાજીને કહેવાનું સાહસ પણ હું કરી શકતી નથી. અરેરે! હવે મ્હારા પાપની મ્હારે કેવી ભયંકર સજા ભોગવવી પડશે ? હે હરિ ! હવે આ અબળાને માત્ર ત્હારો જ આધાર છે."

આ સમયે દૂરથી કોઇનો હારમોનિયમ સાથે ગવાતો મધુર સ્વર ઉર્મિલાના સાંભળવામાં આવ્યો. ગાયકનો કંઠ ઘણો જ મધુર હતો. તેના મુખમાંથી નિમ્નલિખિત સંગીત ગવાતું હતું:—

" દુનિયા આ દુઃખમય દેખાય;
કો સુખી જન તે તરી જાય. દુનિયા૦
ભવાટવિમાં ભટકતાં જીવ બહુ બહુ ગોથાં ખાય;
મોહમદિરા પાન કરીને માનવ કયમ હરખાય ? દુનિયા૦
માયાબંધનમાં બંધાઈ ડાહ્યા ગાંડા થાય;
કેમ કરીને કહો પછી આ જીવન નાવ તરાય ? દુનિયા૦
દુર્લભ માનવદેહ મળ્યો પણ ફોકટ ફેરા ખાય;
ત્યાગી આધિ ઉપાધિ સઘળી મોક્ષ માર્ગ જવાય. દુનિયા૦
અઘમોદ્ધારક પ્રભુજી પ્યારા, હરનિશ મનથી ભજાય;
કરે ભક્તિ અંતરથી જન જો, જીવન સાર્થક થાય. દુનિયા૦

સંગીત ગાઇ રહ્યા પછી ઉર્મિલા થોડા સમય સુધી ચુપ રહી. એવામાં તેણે કૃપારામને પોતે જે સ્થળે બેઠેલી હતી તે સ્થળ તરફ આવતો તેણે જોયો. કૃપારામ પાસે આવ્યો એટલે ઉર્મિલાએ કિંચિત્ આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:-" મહાશય ! આવા રાત્રિના સમયે અત્રે કેમ આવવું પડયું ? "

કૃપારામને આ પ્રશ્નનો શો ઉત્તર આપવો એ સૂઝયું નહિ. થોડા સમય સુધી ઉર્મિલાના મુખમંડળ તરફ મુગ્ધદૃષ્ટિથી જોઇ રહ્યા પછી તેણે કહ્યું:–શ્રીમતી ઉર્મિલા ! થોડા દિવસથી મ્હારા મનમાં તમારે માટે ઘણી સહાનુભૂતિ ઉપજી છે. તમારું દુઃખ જોઇ હું અત્યંત વ્યથિત થાઉં છું. તમે કેવી રીતે સુખી થઈ શકો એ વિશેના જ વિચારો હું રાત્રિદિવસ કર્યા કરું છું. ”

ઉર્મિલાએ આ વાકયો સાંભળીને કહ્યું:–“ મહાનુભાવ ! આપની મ્હારા તરફની લાગણી માટે હું અંતઃકરણપૂર્વક આપનો આભાર માનું છું. હું પ્રથમથી જ આપને કહી ચુકી છું કે પિતાશ્રી ઋણગ્રસ્ત થઇ ગયેલા હોવાથી જ્યાં સૂધી કોઇ લક્ષ્મીસંપન્ન શ્રીમંત ગૃહસ્થ તેમને નહિ મળી આવે ત્યાં સૂધી મ્હારે મ્હારા દિવસો આવી દુઃખમય સ્થિતિમાં જ પસાર કરવા પડશે. ”

કૃપારામે ઉર્મિલાથી થોડા અંતરે બેસી અલ્પકાળ સૂધી ચુપ રહ્યા પછી વિકારથી વિહ્વળ બની ગયેલા કંઠે કહ્યું:–“ મિસ ઉર્મિલા સુધારક સમાજમાં અગ્રગણ્ય ગણાતા તમારા પિતા પૈસા મેળવી પોતાનું દેવું ફેડવાનો વિચાર રાખે એ ખરેખર ખેદનો જ વિષય ગણી શકાય. જે સુધારકો કન્યાવિક્રયની વિરુદ્ધ પોકાર કરે છે તે જ સુધારકો આવું વર્તન કરે તો તે ઇષ્ટ ગણાય નહિ; આમ છતાં કેટલાક દિવસથી તમને એક ગુપ્ત વાત કહેવાનો મ્હને વિચાર થયા કરે છે. તમે મ્હારી વાત સાંભળશો કે ? મ્હારી વાત સાંભળી તમે માઠું તો નહિ લગાડોને ? ”

ઉર્મિલાએ સહજ વિચારમાં પડી જઇ ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:–“ મહાનુભાવ કૃપારામ ! હું સારી રીતે જાણું છું કે, આપ મ્હારા પરમ શુભેચ્છક છો. આપ જે વાત મ્હને કહેશો તેમાં

મ્હારા કલ્યાણનો જ સમાવેશ થયેલો હશે એમ હું ધારું છું.”

કૃપારામઃ—જુઓ, મ્હારી પાસે પુષ્કળ દ્રવ્યસંપત્તિ છે એ તમે સારી રીતે જાણો છો. વળી હજી હું કાંઇ વૃદ્ધ થઈ ગયો નથી. જો તમારા પિતાજી અમુક રકમ લઇ તમારો મ્હારી સાથે વિવાહ કરવાને ઇચ્છતા હોય તો હું તમારું પાણિગ્રહણ કરવાને તૈયાર છું. આથી તમે એમ ન સમજશો કે, દ્રવ્ય આપી હું તમને વેચાણ રાખવાને ઇચ્છું છું. તમારા પિતા સાથે મ્હારો ઘણો સ્નેહસંબંધ છે. તેમનાં વિદ્યાબુદ્ધિ માટે મ્હને ઘણું માન છે તેથી એક મિત્ર તરીકે હું તેમને આવી મુશ્કેલીમાં મદદ કરું એ મ્હારું કર્ત્તવ્યકર્મ છે. વળી જો મ્હારી સાથે વિવાહ કરવામાં તમને બિલ્કુલ અડચણ ન હોય તો જ હું આ કાર્ય કરી શકું તેમ છું. ઇચ્છાવિરુદ્ધની લગ્નગ્રંથીથી ભવિષ્યમાં પતિ પત્નીને અત્યંત દુઃખ ભોગવવું પડે છે. શર્મ તથા સંકોચ રાખ્યા સિવાય તમે મ્હને આ વિષય પરત્વે તમારો શો વિચાર છે તે જણાવશો કે ?

કૃપારામનાં આ વચનો સાંભળવામાં આવતાં ઉર્મિલાને અત્યંત આનન્દ થયો. એ આનન્દ પોતાને કૃપારામ જેવા પતિની પ્રાપ્તિ થશે તેથી નહિ; પરંતુ પોતાના શિર ઉપર જે લજ્જાજનક સંકટ આવી પડ્યું હતું તે દૂર થશે એવા વિચારથી જ થયો. તેણે પ્રસન્નમુખે કહ્યુંઃ—“મહાનુભાવ! આપના વિચાર તરફ હું નારાજી દર્શાવતી નથી. આપનું હૃદય સ્નેહમય તથા અંતર ઉદાર છે એ હું સારી રીતે જાણું છું. વળી ઉમ્મરમાં પણ આપ મ્હારા માટે કોઇ પણ રીતે અયોગ્ય નથી. જો પિતાજીની ચિંતાનું કારણ દૂર કરી આપ મ્હને આપના ચરણોમાં સ્થાન આપશો તો હું તેથી વિશેષ પ્રસન્ન થઇશ.”

આમ કહી ઉર્મિલાએ કૃપારામ તરફ એક કટાક્ષ ફેંક્યો. એ

કટાક્ષથી કૃપારામ આત્મસંવરણ કરી શક્યો નહિ. તેને તો જાણે કે પોતાને સ્વર્ગરાજ્યનું સકળ ઐશ્વર્ય પ્રાપ્ત થયું હોય એવો ભાસ થયો. તેણે ઉર્મિલાનો એક હાથ પોતાના હાથમાં લઇને ચુમ્બન કર્યું. તે પછી શું થયું એ લખી આ પાપમય ચિત્રને વિશેષ કલુષિત કરવાની ઇચ્છા નથી. ઉર્મિલા અને કૃપારામના લગ્નથી સમસ્ત ગુજરાતના સનાતનધર્મીય અને સુધારકપક્ષીય સમાજમાં કેટલો બધો કોલાહલ થયો તથા ઉર્મિલાના અધઃપાતનો સ્ફોટ કેવી રીતે થયો એ સંબંધીની હકીકતનું વર્ણન પ્રસ્તુત નવલકથાના તૃતીય ભાગમાં આવશે. હાલ તો ગ્રંથકાર થોડા વખત માટે વાંચકબંધુઓ પાસે વિદાય માગે છે.

ભાગ બીજો સમાપ્ત.

સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી હિંદુસ્તાનમાં આવી દિલ્હીમાં 'કત્લેઆમ' ચલાવી દિલ્હીની મૂગલિયાત 'શહેનશાહતના' પાયાને હમ્મેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવન ચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતાં હોઈએ તેવોજ ભાસ થાય છે. કિંમત રૂ. ૨–૮–૦

**મારી ભયંકર સંસારયાત્રા**—અથવા એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦, પાકું રૂપેરી પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨–૮–૦

**રમણી કે રાક્ષસી?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વખતે પોતાના વિકારની તૃપ્તિ માટે તે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરૂષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે, એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયલું છે. કીં. રૂ. ૧॥

**રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.**

**લતા અને લલિતા**—ભાગ ૧–૨–૩–૪— લતા અને લલિતા એ બન્ને બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદાજૂદા સ્વભાવની




માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજી કુમારીકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે. કેળવાયેલાં પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે, અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે એનો ઉત્તર ચિતાર આપેલો છે. ચારે ભાગોમાં **સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે.** પાકું સોનેરી સુશોભિત પૂઠું, દરેક ભાગમાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧—૦—૦ મુજબ રૂ. ૪—૦—૦

**નોકરીનો ઉમેદવાર**—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલો એક ગરીબ યુવક નોકરીની શોધમાં ફાંફાં મારતાં જે અથડામણમાં પડે છે અને જુદા જુદા સ્વભાવમાં શેઠ શેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલસા, ધર્મભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. મૂલ્ય રૂ. ૧.

**કાશ્મીર અને કેશરી**—( બીજી આવૃત્તિ )—રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સવારી લઇ જવી પડી હતી. જેમાં છેલ્લી સવારીમાં વિજય પ્રાપ્ત થયો હતો અને તે વિજય એટલો તો દૃઢ હતો કે પ્રત્યેક પ્રકરણ વાંચવાને વાંચકની મનોવૃત્તિ ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું. કીં રૂ. ૧—૦—૦.

**પિશાચમંદિર**—ભાગ ૧-૨—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતાજ વહેતી હોય એવો સહજ ભાસ થયો






છે. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરૂં, પ્રેમમંદિર કે પિશાચમંદિર ! વગેરે પ્રકરણો વાંચતાં અહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં **ફોટો ઝીન્કોનાં પાંચ પાંચ મનોહર ચિત્રો આપેલાં છે.** બન્ને ભાગ જુદા બાંધેલા છે પાકું પુઠું, પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**ભાગ્યચક્રનો મહામંત્ર**— આ **સચિત્ર** નવલકથામાં એક કેળવાયેલી બાળા પ્રભાવતી અને તેનાં અવિવાહિત પતિ સુમિત્રનો કૌમાર અવસ્થામાં પરસ્પર પ્રેમ છે; પરંતુ ભાગ્યચક્ર વિલક્ષણ હોવાથી એ બાળાના પિતાનું એકાએક ખૂન થાય છે, એ સંબંધમાં અનેક ઘટનાઓ આ નવલકથામાં દર્શાવેલી છે. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય રૂ. ૧-૮-૦.

## રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.

**કંગાલ કેદી** અથવા **સ્નેહ-બંધન**— ભાગ ૧—૨. આ નવલકથાના સુખ-દુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, પોલિસ અમલદારોની નિષ્ઠુ-રતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કેશવલાલનાં કુટિલ કારસ્થાન, શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, આદિ અનેકવિધિ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો,** ચીકણા સફેદ કાગળ, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું; કીંમત ભાગ ૧ લો રૂ. ૧-૧૨-૦ ભાગ ૨ જો ૨-૦-૦.






ભગીરથ પ્રયત્ન કર્યો હતો, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરીને મેળવવા માટે જેશલમીર રાજનન્દન ગજસિંહે કેવાં ભયંકર સાહસિક કાર્યો કર્યાં હતાં, જાલિમસિંહનો પુત્ર ગરધનદાસ કેવી રીતે પોતાના પ્રણય પ્રતિસ્પર્ધાના હાથે અકાળે આલોકનો ત્યાગ કરી ગયો હતો, સ્વાધીનતા મેળવવા માટે રાજકુમારોએ કેટલું બધું કષ્ટ ઉઠાવ્યું હતું આદિ અનેકવિધ મનોમુગ્ધકર, વિસ્મયકર અને ચિત્તહર ઘટનાઓથી પરિપૂર્ણ; પાકું સોનેરી પૂઠું, મૂલ્ય માત્ર રૂ. ૧-૪-૦

**મનોહારિણી માયા**— એક ત્રિભુવનમોહિની બાળિકાના પ્રેમના બે પ્રાતિસ્પર્ધી યુવકો એક બીજાની વિરુદ્ધ કેવાં પ્રાણહારક ષડયંત્રો રચે છે, દુરાચારી અધમ મનુષ્યો પોતાની સત્તાનો દુરુપયોગ કરી અંત કેવા પસ્તાય છે વગેરે આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ આજે જ મંગાવો.

**અંગના કે દેવાંગના ?** આ સામાજિક નવલકથામાં ઘણા ઉપયોગી સ્વદેશહિતના અનેક વિષયોની માર્ગદર્શક તેમજ સપ્રમાણ ચર્ચા કરી છે. જે ભારત વર્ષ પૂર્વે સકળ દેશોનો શિરોમણિ હતો, જે આર્ય લોકો પૃથ્વીની સકળ જાતિઓમાં ચઢિયાતા ગણાતા હતા તેજ ભારતવર્ષ અને તેજ હિન્દુ જાતિની વર્તમાન શોચનીય સ્થિતિ અને તેનું નિવારણ કરવાના માર્ગદર્શક ઉપાયો હોય તો તે માત્ર આ એક જ નવલકથામાં છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦ સોનેરી પાકું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૧૨-૦

**ગુલશાના**— ઐતિહાસિક પ્રેમકથા. અકબર બાદશાહના સમયની એક મર્મભેદક રહસ્યપૂર્ણ ઘટનાને આધારે આ નવલકથા લખવામાં આવી છે, અકબરશાહની ઉદારતા, દીવાના




ઇસ્કાન્દારનું ભાગ્યચક્ર, વીર સોહાણીનું શોચનીય અકાળ મૃત્યુ, કુલસમયની પ્રમાણિકતા, શેખજીનો ભ્રમ, બહાદુર રમણી ગુલશાનો અપૂર્વ પતિપ્રેમ, મહાત્મા શાહજલાલની શીષ્યપ્રીતિ, રાજકુમારી રૂખિયાનું મરણ પામ્યા પછી સજીવન થવું વગેરે ભેદ ભરેલા બનાવોથી ભરપૂર. **સોનેરી પાકું પૂઠું** છતાં કિંમત માત્ર રૂ. ૧—૦—૦

## અન્ય ગ્રંથકારકૃત રસિક નવલકથાઓ.

**કમળાદેવી**—આ નવલકથામાં ભારતીય વીર રાજપૂત જાતિનાં પ્રબળ પરાક્રમો, પ્રેમ, વિરહ, સંયોગ વિયોગ વગેરેના વિવિધ પ્રસંગો, સ્વદેશભક્તિનું માહાત્મ્ય, મોહની માયાજાળ, આત્મોત્સર્ગ વગેરેનું ઉત્તમ પ્રકારે આલેખન કરવામાં આવ્યું છે. મુલ્ય માત્ર રૂ. ૧—૮—૦

**મુરાદેવી**—**અથવા મૌર્યવંશનાઅભ્યુદયનો આરંભ**—ભાગ ૧—૨—૩. આ પુસ્તકમાં મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત, નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણુક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષતા દર્શાવી હતી, ચાણુક્યે પોતાના અપમાનનો બદલો લેવા માટે ભયંકર પ્રતિજ્ઞા ધારણ કરીને 'બ્રહ્મબળથી બ્રહ્માંડ પર ડોલી શકે છે' એ સૂત્રને સિદ્ધ કરવા માટે શા શા ભયંકર ઉપાયો યોજ્યા હતા તે સર્વે વિષયોનું ઘણીજ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. કીં. રૂ. ૫—૦—૦.




**તારાસુંદરી** અથવા **સમરેન્દ્રની સમશીર**—આ એક ઐતિહાસિક નવલકથા છે. આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંજોગોમાં પણ તેમના પતિવ્રતના રક્ષણની કુશળતા જોવી હોય, આદર્શ સંન્યાસીઓના સંસારત્યાગનાં ઉજ્જવલ દૃષ્ટાંત જોવાં હોય તો અદ્‌ભૂત રસથી ભરેલી વીર શૃંગાર અને કરુણરસથી છલકાતી આ મનોહર નવલકથા જરૂર વાંચજો. જગતમાં જાલિમ મનુષ્યો જુલ્મ કરી ધર્મનો કેવી રીતે નાશ કરે છે. સમરેન્દ્રની શૂરી સમશીર કેવી શક્તિ દર્શાવે છે વગેરે વાંચવાથી અવશ્ય આનંદ થશે. કીંમત રૂ. ૨-૪-૦.

**સંસારસંગ્રામ**—સોના જેવા સંસારને ધુળમાં મેળવી દેનાર પિશાચિની પ્રેમદાઓ કેવાં કેવાં કારસ્થાન અને કાળાં કામ કરે છે, ધર્મપરાયણા સાધ્વી સતીઓ સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે, સ્વાર્થસાધુ સગાં વ્હાલાંઓ પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે કેવી દગાબાજીઓ રચે છે આદિ સર્વ વિષયો આ નવલકથામાં દર્શાવવામાં આવ્યા છે. પાકું પુંઠું. કિમત બે ભાગના રૂ. ૩-૦-૦.

**પરાક્રમની પતાકા**—જાપાને વર્તમાન સમયમાં શી શી ઉન્નતિ કરી છે અને તેનું સત્ય કારણ શું છે તે દર્શાવવા ઉપરાંત આ નવલકથામાં જાપાનના પ્રિન્સે લંડન શહેરના ભર્યા બઝારમાં તથા ચાલતી સ્પેશીયલમાં અમેરિકાના એલચીઓ તરફ આવતા જાસૂસોનાં ભેદી ખૂન શી રીતે કર્યાં તથા તેનો પતો છેવટ સુધી શા કારણથી ન મળ્યો આદિ સર્વ વિષયો આ નવલકથામાં આપવામાં આવ્યા છે, પાકું પૂઠું, રુપેરી નામ છતાં મૂલ્ય માત્ર રૂ. ૨-૦-૦.




**ગેબીખૂન**—ખૂન, મારામારી અને ભેદી મામલાઓથી ભરેલી આ નવલકથા વાંચવાથી રૂંવેરૂંવા ઉભાં થઇ આવે છે. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે એનું પરિણામ કેવું વિકટ આવે છે વગેરે એક પછી એક એવા ગેબી બનાવો બનતા જાય છે કે જેની આખર સુધી કોઇને કશી ખબર પણ પડતી નથી. કિં. ૧-૧૨-૦.

**ભેદી ખજાનો**—ડિટેક્ટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઇ, અબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. ખૂનપર ખૂન, જાસૂસપર જાસૂસ અને ચોરના પણ ચોર એવા એટલા બધા ભેદી બનાવો આ પુસ્તકમાં આબેહુબ રીતે લખેલા છે કે, પાકું પુઠું પૃષ્ઠ ૪૦૦, મૂલ્ય રૂ. ૨-૪-૦.

**રાજા દેવીદાસ** અથવા **રમણીની રણભૂમિ**—ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઇને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે, જાતિ ધર્મ નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે. તે અબળા રણમાં મદોન્મત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, આવા રસિક પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨-૮-૦.

**બાગે શયતાન** અથવા **તલ્વારનું તૂફાન**—આ નવલકથામાં હિન્દમાં ઇ. સ. ૧૮૫૭ માં થએલા ભયંકર પ્રાણહારક બળવાનો તાદૃશ્ય ચિતાર ચિતરેલા હોઇ, તે ઉપરાંત નાનાસાહેબ અને તાતીઆ ટોપીની અનેક ગુપ્ત બાબતોને પણ પ્રકાશિત કરવામાં આવી છે. કિમ્મત રૂ. ૨-૦-૦.

થાય છે, શયતાનો પણ શયતાનોના સપાટામાં સપડાવા છતાં કેવી થાપ આપી દે છે વગેરે એટલા બધા અજાયબી ભરેલા બનાવોથી આ વાર્ત્તા ભરેલી છે કે જે ખ્યાલ પણ કરાવી શકતો નથી. દરેક વાર્ત્તાના શોખિનને અમે આ વાર્ત્તા વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. પાકું પુઠું પૃષ્ટ ૪૦૦ મૂલ્ય ૨–૪–૦.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર—નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં હ્રદય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્મા-ઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓના પ્રેમ માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાને તૈયાર કરીને અન્ય પુરુષોના પ્રેમને સંપાદન કરે છે, તથા તે ઉપરાંત મહા-ત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલમ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાં ભેદ ભરેલ કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૪૦ પાકું પુઠું મૂલ્ય ૨–૦–૦

## શયતાનસદન કિંવા પાપપતન.

અશાન્તિમાં આનંદ આપનારી, સંકટમાં સહાયભૂત થનારી અને આપત્તિમાંથી મુક્તિનો ઉપાય બતાવનારી આ નવલકથાની પ્રત્યેક ઘટના અદ્દભુત રસથી ભરેલી છે. ચોરી, ખૂન, મારમારીના મામ-લાઓ, શયતાનોનાં હૃદયવિદારક કાર્યો કપટી–દગાબાજ અને દુરા-

ચારીઓનાં દુષ્કર્મો, પિશાચિની પ્રેમદાઓની કામજ્વાળા, પ્રણય ભક્તિ વગેરે સર્વ ઘટનાઓ એટલી બધી આકર્ષક અને અજાયબી ભરેલી છે કે, જે વાંચતાં આંખમાંથી આસુની ધારાઓ વહ્યા વિના રહેશે. મૂલ્ય રૂ. ૨—૦—૦

## કિશોરસિંહ અથવા દુ:ખનો પહાડ!

આ હૃદયરંજની નવલકથામાં પ્રેમીજનોના પ્રેમમાર્ગમાં આવી પડતાં અત્યંત અસહ્ય સંકટો, રાજસંસારનાં ભેદ ભરેલાં ભોપાળાં, અદ્ભુત આકૃતિના વારંવાર દેખાતા અવનવા ચમત્કારો, લૂટારાઓની હૃદયને કંપાવનારી લૂટફાટો—બહાદુરીઓ, દીવાનીની અજાયબી ભરેલી ચાલાકીઓ, કિશોરસિંહનો કારાગ્રહવાસ રાજકુમાર વરુણસિંહનું અદ્ભુત રીતે ગુમ થવું, એ બદલ કિશોરસિંહપર તેના ખુનનો આરોપ મૂકી તેને ફાંસીના લાકડાપર લટકાવવો, અંતરિક્ષ મદદથી તેમાંથી એકાએક તેનો બચાવ થવો, ભેદી રાજતનયનું ભેદી જીવન, એ ભેદી જીવનનાં ભેદ ભરેલાં કામો, નિર્દોષપર તુટી પડતા દુ:ખના પહાડો, ખૂનખ્વાર લડાઇઓ, રાજ્યમાં ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્ત્તા ભરપૂર છે. મૂલ્ય રૂ. ૨—૪—૦

**કરૂણા કુમારી** અથવા **આદર્શ અંગના**—આ નવલકથાની વસ્તુસંકલના આજથી ઘણા સમય પૂર્વેના એક મહાન્ રાજ્યના ઇતિહાસના આધારે યોજવામાં આવી છે. વૃદ્ધ વારાંગનાનો વિનોદ, કામપરાયણ કામિનીની કુટિલતા, ધર્મભ્રષ્ટ માનવામાં દાનવતુલ્ય હૃદયભેદક કુકૃત્યો, પાપિણીની પ્રપંચજાળ આદિ સર્વ વિષયો વાંચવાથી રૂંવે રૂંવાં ઉભાં થઇ આવે છે. મૂલ્ય રૂ. ૨—૮—૦

**તરૂણ તપસ્વિની**—ભાગ ૧-૨—સાધુના વેશમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળાં મનુષ્યોને ભરમાવે છે તેનો આબેહુબ ચીતાર વાંચતાં વાંચકોને અનહદ આનંદ સાથે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. તે ઉપરાંત ભોળા હૃદયના શ્રીમંત યુવકોની ખરાબ સોબતથી કેવી પાયમાલી થાય છે વફાદાર મિત્રો કેવા હોય છે, સતી સાધ્વી પત્ની કેવી હોય છે, પરોપકાર કેવી રીતે કરી શકાય છે એ વગેરે હકીકતથી ભરપૂર. પ્રથમ ભાગમાં ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવેલાં છે, બન્ને ભાગની કિંમત રૂ. ૪-૦-૦

**કુસુમકાન્ત** અથવા સંસાર શેત્રંજ—આધુનિક સમાજમાં સુધારાના નામે કેવો ભયંકર સડો ચાલી રહ્યો છે, ભદ્રનામધારક શયતાનો કેવાં કેવાં કાળાં કામો કરે છે, સ્વદેશનું હિત ચહાનારા તરુણ પુરુષો કેવી રીતે દેશનું કલ્યાણ કરે છે, સતી સાધ્વી સ્ત્રીઓ સતીત્વને કેવી રીત નિભાવે છે આદિ સર્વ વિષયોનું ઉજ્જવલ ચિત્ર આ વાર્તામાં આલેખવામાં આવ્યું છે. પાંકું પૂઠું, મૂલ્ય. ૧-૧૨-૦.

**વસંત વિજય** યાને ચડતી પડતીના ચમત્કાર—જે દુરાચરણી રાજા મહારાજાઓ સ્વાર્થવૃત્તિથી વિલાસપ્રિયતાથી અને એક બીજા પ્રત્યેના દ્વેષથી આ નંદનવન સમાન ભારતભૂમિની દુર્દશા થઈ છે તેવા એક નિષ્ઠુર હૃદયનાં દંપતીનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચીતાર આ નવલકથામાં આપેલો છે. સત્ય પ્રેમ-વિયોગ, મિલન, ધર્મ, કર્મ સ્વદેશસેવા વગેરે અનેક બોધક વિષયો સમાવવામાં આવ્યા છે. કીં. માત્ર રૂ. ૧-૮-૦.




**કલ્યાણી** અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન—જે નગર અત્યારે હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવતું નથી અને જેતું નામ નિશાન પણ અત્યારે ભારતભૂમિના વક્ષસ્થળ ઉપરથી ધસાઇ ભુંસાઇ ગયું છે, એવું શહેર એક હજાર વર્ષ પહેલાં પોતાના ગૌરવની કેવી વિજયઘોષણા કરી રહ્યું હતું તથા તે નગરના રાજવંશીઓની કીર્ત્તિ અને સત્તા કેટલી પ્રબળ હતી તેનું આબેહુબ વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાકું પુઠું કિં. ૨—૦—૦.

**સ્નેહમયી અને વિષયમયી**—આ નવલકથામાં જુદા જુદા સ્વભાવવાળી બે યુવતીઓ એકજ પ્રિયતમને ચાહે છે અને પ્રિયતમનો પ્રેમ સંપાદન કરવાને તેમની તરફથી જે જે પ્રયાસો કરવામાં આવે છે. તે વાંચકને એટલા બધા અદ્દભૂત લાગે છે કે સ્વપ્નમાં પણ કદિ તેમણે જોયા હોય નહિ. સુશોભિત પાકું પૂઠું કિં. રૂ. ૨—૦—૦.

**અલ્લાઉદ્દીનનો ઉદય**—દિલ્હીનો સુપ્રસિદ્ધ બાદશાહ અલ્લાઉદ્દીન કપટથી પોતાના કાકા જલાલુદ્દીનને મારીને કેવી રીતે બાદશાહ થયો અને બાદશાહ થયા પછી જલાલુદ્દીનના બન્ને દીકરાની કેવી નિર્દયતાથી આંખો ફોડી નાંખી તેનું આબેહુબ ચિત્ર આ નવલકથામાં આલેખાયલું છે. આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા અને આર્ય મહિલાઓ પણ પોતાના પતિવ્રતનું રક્ષણ કરવા માટે કેવાં ભયંકર દુઃખો સહન કરતી હતી તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. કિં. રૂ. ૨.

**મહાકાળીનું ખડ્ગ**—પતિવ્રતા ભક્તિપ્રભાનો તેના સ્વામી પ્રત્યેનો અથાગ પ્રેમ, પતિપત્નીઓ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનું દર્શન કરવા સ્મશાનમાં જવું,

**કલંકિત કાઉન્ટેસ** યાને ખૂની કોણ?—આ એક ઘણુંજ અસરકારક ડિટેકટીવ નોવેલ છે. મેડમોઇઝેલ શાંડેઝેનો અચલ પ્રેમ, એના હૃદયની દૃઢતા, શાર્ય, પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાસ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય અને ઘડીભર પ્રેમના રસ, પૂર્ણ હોજમાં સ્નાન કરાવી બાળકો કાઉન્ટેસ ક્લોડયુઝની સુંદરતા, જેક્સ પ્રતિનો મોહ, નિષ્ઠુરતા અને અંતે સ્ત્રીહૃદયની સાહસિક કોમળતા આદિ વિષયોથી પરિપૂર્ણ. પાકું પુઠું કિંમત રૂ. ૨—૮—૦

**મધુર મિલન**—અત્યુત્તમ સામાજિક નવલકથા. ઘણીજ ઉત્તમ અને હૃદયદ્રાવક છે. મૂલ્ય ૧—૧૨—૦.

**દશલાખનો દલ્લો** અથવા રત્નકંકણ—લક્ષ્મીનાલોભથી લુચ્ચાં માણસો આ જગધૂમાં નિર્દોષ મનુષ્યો ઉપર પણ કેવો હૃદયભેદક જુલ્મ ગુજારે છે, ભાગ્યચક્રના અદ્ભુત પરિવર્તનના પરિણામે નિર્દોષ માણસને પણ કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે, એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે, ધર્મીને જય અને પાપીઓના પરાજય કેવી રીતે થાય છે આદિ અનેકવિધ વિષયનું શાબ્દિક ચિત્ર જોવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. કિ. માત્ર રૂ. ૨—૦—૦.

**કલંકિત કુમારિકા**—આ નવલકથામાં એક શાપભ્રષ્ટા કુમારિકા જીવન જોખમમાં નાંખીને પણ કેવાં પરોપકારી કાર્યો કરે છે, વંશાનુક્રમિક ઉતરી આવેલું શયતાની લાલ ચક્કર તેને કેવાં પ્રાણહારક સંકટોમાં ફસાવે છે, એ કુમારિકા ભલાભલા પોલીસ ખાતાના અમલદારોને પણ ભુલથાપ આપી અંત-

પર્યંત પોતાનું કેવું ચતુરાઇથી રક્ષણ કરે છે, રહસ્યભેદક લાલ ચક્રનો ભેદ જાણવા માટે કેવી મહેનત ઉઠાવે છે વગેરે અસંખ્ય રસિક વિષયો છે. છતાં કિંમત માત્ર રૂ. ૨—૦—૦.

**સુન્દર અને વિજ્ઞાનંદ**—(આવૃત્તિ બીજી) આ નવલ કથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું એવું આબેહુબ આલેખન કર્યું છે કે જે વાંચતાં વાંચક મુગ્ધ બની જાય તેમ છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો વગેરે વાંચતાં મનરંજક થાય તેમ છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૨૦૦, સુંદર સફેદ કાગળ, પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિંમત રૂ. ૧—૪—૦.

**મધુર મધુરી** અથવા **મુંબઇની મોહિની**—અસલ બેલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમના કામબાણની વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે. અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્ત્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાંત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો સહિત, કિંમત રૂ. ૧—૮—૦

**પંદરલાખપર પાણી**—મુંબઇમાં એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો? તેનો અસરકારક અને આબેહુબ ચિતાર વાંચવા યોગ્ય છે. આ વાર્તા એક વાર વાંચવા લીધા પછી તે પુરી કર્યા વિના પડતી મૂકવાનો હજુ એક પણ દાખલો બન્યો નથી. એજ તેનું મહત્વ બતાવે છે! શુશોભિત પાકુ પુઠું મુલ્ય રૂ. ૧—૪—૦

**બેગમ મહાલ** અથવા સુવિખ્યાત સ્મરણ મંદિર—

આ ઐતિહાસિક નવલકથાના લખાણના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. પાઠક પાઠિકાઓ પોતાની દૃષ્ટિ સમક્ષ જ્વલંત અક્ષરે બાદશાહના વિલાસકાનન ઈંદ્રભુવન તુલ્ય આગ્રાના બેગમમહાલને જોઈ શકશે. સર્વે પુનઃ શહેનશાહ જહાંગીર અને નૂરજહાનને પુનઃ આ નવલકથામાં પોતાનો ભાગ ભજવતાં જોઇ શકશે. જે બેગમની સમાધિ કિંવા કબરપર જગતનો અદ્વિતીય **તાજ મહેલ** બંધાયો છે તેના બાલ્યાજીવનનો અદ્‌ભુત ઇતિહાસ કે જે હજી સુધી કોઈ પણ ગ્રંથમાં પ્રકાશિત થયો નથી તેનું આલેખન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. છતાં મૂલ્ય રૂ. ૧–૮–૦.

**ભકતાણી કે ભામટી ?**—આ નવીન નવલકથામાં ચાલુ જમાનાનો સારો ચિતારઆપ્યો છે. એમાં એક વણિક ગૃહસંસાર, ભક્તાણીને નામે ચાલતા ભામટાવેડા, એક રસોઇઆ બ્રાહ્મણની લંપટતા વગેરે બનાવો સારા આલેખાયેલા છે. હાસ્યરસ પણ ભરપુર છે, કાગળ ઉંચા લાયબ્રેરીને શોભાવે એવું પુઠું છતાં કિં. ૧–૮–૦.

**કુતરો કે કાળ ?**—તમે ડિટેકટીવ નવલકથાઓ તો ઘણીએ વાંચી હશે; પરંતુ આ નવલકથામાં જે અદ્‌ભુત રસ ભરેલો છે, તેની વાત તો કાંઈ ઓરજ છે ! ડિટેકડીવોની ચતુરાઇ અને બહાદુરાઈની વાતો પણ તમે અનેક વાંચી હશે. પરંતુ આ નવલકથામાં ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઓરજ છે. મૂલ્ય રૂ. ૧–૮–૦




**કામાંધ કામિની**—ચોરી ખૂન અને હરણના ત્રણ ત્રણ બનાવોની બાતમી મેળવવામાં જાસુસો-એ જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે, તે જોઇને મન વિસ્મયતાના સાગરમાં ડૂબી જાય છે. ચોરની ચાલાકી હૃદયને ચમકાવી મૂકે તેવી છે. એક ચોર એવું સરસ કામ ભજવી બતાવે છે કે, તેની બહાદુરી માટે ‘ વાહ વાહ ’ ને પોકાર કર્યા સિવાય રહેવાતું નથી. જાસુસ પણ ચોરના માથાનો થઇને છેવટ સુધી તેની પાછળ લાગ્યો રહે છે અને છેવટે તેના કુકૃત્યના ભેદને ફોડી દઇને અપૂર્વ દક્ષતા દર્શાવે છે. મૂલ્ય રૂ. ૨-૦-૦

**બગદાદનો બાદશાહ**—અત્યંત મનોહર દિલભેદક અને અજાયબી ભરેલા બનાવોથી ભરેલી આ વાર્તા બગદાદનાં ખલિફાઓના રાજત્વનો આબેહુબ ચિતાર કરાવનારી છે. અબળા બનીને મોટા મોટા વીરપુરુષોને પણ કેવી રીતે કંપાવી મૂકે છે, શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે, દેવતુલ્ય મનુષ્યો કેવું અનુપમ દેવત્વ દર્શાવી શકે છે, આદી સર્વ બનાવો ખાસ વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨-૦-૦.

**રાણી વ્રજસુન્દરી**—હિન્દુત્વનો ત્યાગ કરી મુસલ્માન થએલા કાળાપહાડનાં કુકૃત્યો, વ્રજસુંદરીનો ભીષણ પ્રતિશોધ, સાધારણ બ્રાહ્મણકન્યામાંથી રાજરાણી થઈ પતિ કાળાપહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું, ભૂપબાળાની ભયંકરતા, નવાબનન્દિની દુલારીની દુર્દાન્ત દુષ્ટતા, મુકુન્દદેવનું વ્રજબાલામાં આસક્ત થઈ રાજપાટ તેના ચરણોમાં સમર્પણ કરવું. આદિ અનેક સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર આ નવલકથા પ્રત્યેક સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨-૦-૦.




સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતાકૃત

## લોકપ્રિય નવલકથાઓ.




અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૧૯.